



જીવન પ્રતિમા

**ફ્રિડ્રિષ શિલર**

જન્મ ૧૭૫૯ મરણ ૧૮૦૫

પાષાણ પ્રતિમા
જ્હોન હેન્રિક ડૅનેક નામના મૂર્તિકારે
ઈ. સ ૧૭૯૪મા સામે બેસાડીને ઘડેલી

વિલ્હેલ્મ ટેલ ]

[ મુખપૃષ્ઠ

કવિ શિલરનું

# વિલ્હેલ્મ ટેલ

મૂળ જર્મન નાટકનો અનુવાદ;

ભૂમિકા, નોંધો તથા પરિશિષ્ટો સમેત

વસ્તુસ્થિતિને ભાવનામય
બનાવવા કરતાં ભાવનાને
વાસ્તવિક બનાવવાનુ મને
સારૂ લાગ્યું. —શિલર

*

મૂલ્ય: રૂા.૩૨/–

મળવાનાં ઠેકાણાં:

૧ 'પાટીદાર'મન્દિર, આણંદ.

૨ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, લીમીટેડ,
રાવપુરા, લીમડાપોળ સામે, વડોદરા.

૩ Dahyabhai Ishwarbhai Patel Esqr.,
P. B. 50, Mombasa.



*






આવૃત્તિ ૧

સંવત: ૧૯૮૩ * સને: ૧૯૨૭

પ્રત ૧,૦૦૦

ણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે
પ્રકાશકને માટે છાપ્યું. તા. ૪ : ૩ : '૨૭

# પ્રસ્તાવના

ભારતનો સંબંધ યુરોપ સાથે થયો, ત્યારથી બીજા બધા ક્ષેત્રોની પેઠે સાહિત્યક્ષેત્રમા પણ આપણે યુરોપના પરિચયમા આવ્યા પણ એ સાહિત્યક્ષેત્ર સંકુચિત રહ્યુ છે, કારણકે માત્ર અંગ્રેજી સાહિત્ય દ્વારા જ યુરોપિયન સાહિત્યનાં આપણને દર્શન થાય છે. જર્મનો કેવા છે, ફ્રેંચો કેવા છે, રશિયનો કેવા છે એ જો આપણે જાણવુ હોય તો અંગ્રેજોને પુછવુ પડે; ભારતવર્ષ અને ત્યાના લોકો કેવા છે એ જો જર્મનોએ. ફ્રેંચોએ, રશિયનોએ જાણવું હોય તો તેમણે પણ અંગ્રેજોનેજ પુછવુ પડે અંગ્રેજી સાહિત્યે જ તૈયાર કરેલા ચશ્મા ચઢાવી આપણે યુરોપને જોઇએ, યુરોપ આપણને જુએ, એ સ્થિતિ અનિષ્ટ છે. આપણે આપણા સાહિત્ય-સામગ્રી ને -ફળ લઇને જગતના મેળામા જઇ એક બીજાને પ્રત્યક્ષ થઇએ, આપણે જગતને ઓળખીએ – જગત આપણને ઓળખે, આપણે જગતનો જોગ પામીએ – જગત આપણો જોગ પામે, એ જ ઇષ્ટ છે તેટલા માટે આપણી અને જગતની વચ્ચેનો અંગ્રેજી સાહિત્યચશ્માના કાચ આપણે ભેદવા જોઇશે. જ્યા પોપ કે પંડ્યાના પ્રસાદ વિના દેવનાં દર્શન દુર્લભ હોય, ત્યાં ભક્તને દેવ ગમે તો વિરૂપ દેખાય કે ગમે તો ભક્ત પોતે વિરૂપ અને ભક્તિની તપશ્ચર્યાએ ને સાધનાએ સાક્ષાત્ દર્શન થાય એજ સાચા દેવદર્શન ત્યારે માનવજાતિના સાચા દર્શન પામવા જગતની સાહિત્યભાષાઓનો આપણે પોતે અભ્યાસ કરવો જોઇશે. ફ્રેંચ ભાષાનો અભ્યાસ તો થવા લાગ્યો છે, પણ જર્મન ભાષાના અભ્યાસની સાચી શરૂઆત પણ નથી થઇ.

સાહિત્યની અને વિજ્ઞાનની દૃષ્ટિએ પણ જર્મન ભાષા વગર આપણે જરૂર પાછા રહેવાના. ગયા માહ માસમાં ભારતભૂષણ પ્રફુલ્લચન્દ્ર રૉયને હું મળવા ગયો હતો, તે વખતે તેમની સાથે જર્મન સાહિત્ય સમ્બન્ધે વાત નિકળી અને ત્યારે એકદમ તેજમા આવી તે બોલી ઉઠ્યા કે "આહ! વિજ્ઞાનશાસ્ત્રના અભ્યાસમાં સોએ નવ્વાણુ પુસ્તકો જર્મન ભાષાનાં જોવાં પડે છે!" દુનિયાની અનેક ભાષાઓના કરતાં એનુ સાહિત્ય સર્વે શાખામાં ઉચું છુ અને કોઇ ભાષાથી ઉતરતુ નથી. વિજ્ઞાનશાસ્ત્રમાં નિપુણ થવુ હોય તો જર્મન ભાષા સિવાય આપણે ચલાવી શકીએ નહિ, પ્રાચીન ભારતના આર્ય સાહિત્યનો અભ્યાસ જર્મન પણ્ડિતોએ જેટલો કર્યો છે, તેટલો બીજા કોઇએ કર્યો નથી. મેક્ષમુલર પોતેજ જર્મન પણ્ડિત હતા.

અહી વિશ્વભારતીના એક જર્મન વર્ગમાં કવિ શિલરનુ ‘વિલ્હૅલ્મ ટૅલ’ નાટક ચાલે છે. શીખવવાની તૈયારી કરવા માટે શિલરના બધા નાટકોનુ—અને આ નાટકનુ તો ખાસ—ગમ્ભીર અધ્યયન મારે કરવુ પડ્યુ. પરિણામે આ નાટક મને એટલુ સારૂ લાગ્યુ કે એનો મારી માતૃભાષામા અનુવાદ કરવાની પ્રેરણા થઇ આવી

મૂળ નાટક તો પદ્યમા—૩૨૯૦ પંક્તિમા—છે, પદ્યમા અનુવાદ કરવાની મારી શક્તિ નથી. વળી થિયોડોર માર્ટિને અંગ્રેજી પદ્યમાં અનુવાદ કરેલો મે જોયો છે, તે સફળ થએલો હુ માનતો નથી. અનુવાદમાંજ કંઇક રસ તો ચાલ્યો જાય છે, તેમા વળી પદ્યમા અનુવાદ કરતા, શક્તિ ના હોય તો, વધારે ચાલ્યો જાય આટલાજ માટે મે તો ગદ્યમા અનુવાદ કર્યો છે.

ભાષા સંસ્કૃતમય નહિ કરતા લૌકિક રાખવાનો અને સાથેજ ભાવ તથા રસ ઉતારવાનો પ્રયત્ન કર્યો છે જનસમાજ પાસે જવાનો એજ માર્ગ છે, એમ માનુ છુ. આજે આપણે માટે લૌકિક ભાષા પ્રાકૃત ભાષા છે, સંસ્કૃતમય કૃત્રિમ છે. જોડણીના સમ્બન્ધમા પણ પ્રચલિત નિયમો સ્વીકાર્યા છે.

વિશેષ નામોના ઉચ્ચાર મૂળ જર્મનજ રાખ્યા છે. અપરિચયને લીધે અઘરા તો લાગશે, પણ એ ભાષાનો પરિચય પામવો હોય તો એ ઉચ્ચારનો પરિચય પામવો જ જોઇશે; અને એ ભાષાનો પરિચય પામ્યા વિના તો છુટકો નથી—જો જગતના મેળામા જવુ હશે તો.

ડૅાઇચ ભાષામા આ નાટકની અનેક લોક-આવૃત્તિ થઇ છે, ટીકાઓ-વાળી અનેક શાળા-આવૃત્તિ થઇ છે, એટલુ જ નહિ પણ અંગ્રેજી ટીકાઓ વાળી આવૃત્તિઓ પણ પ્રકટ થઇ છે વળી એના અનુવાદોની તો વાતજ પુછો ના! અંગ્રેજીમાજ સવા ડઝન અનુવાદો થઇ ગયા છે. જે બી માર્શલે એનો સારાંશ લેઇ વિદ્યાર્થીઓને માટે સચિત્ર બાળકથા લખી છે. યુરોપની લગભગ બધી મુખ્ય ભાષાઓમા અનુવાદો થઇ ગયા છે. યુરોપની કોઇ પણ સાહિત્યભાષા એના અનુવાદ વગરની નથી. ત્યારે બીજી બાજુએ ભારતની કોઇ પણ ભાષામા આનો અનુવાદ હજી થયો નથી. આજે પહેલો અનુવાદ મારી માતૃભાષામા ઉતરે છે ગુજરાતમા જર્મન સાહિત્ય માટે તૃષ્ણા જાગે એ આકાંક્ષા છે, અને આ અનુવાદથી એ તૃષ્ણા જાગશે તો કૃતકાર્ય થયો માનીશ.

મને વિવેચનથી અને ટીકાઓથી સન્તોષ થયો નથી, અને શંકા છે કે ભૂલો પણ રહી ગઇ હશે. સન્તોષ થાય એટલુ જોવાને માટે ગ્રન્થસાહિત્ય પણ મળી શક્યુ નથી, અને જે મળ્યુ છે તેથી નિભાવી લેવુ પડ્યુ છે.

આ અનુવાદ કરવામાં નીચેનાં પુસ્તકોની સહાયતા લીધી છે ને તે માટે તેમના કર્તાઓનો ઉપકાર માનું છું ·

૧. Arthur H Palmer-Prof. in Yale University, U. S A., એમનો જર્મન નાટકપાઠ અને અંગ્રેજીમા વિવેચન તથા ટીકા, ન્યુ યોર્ક.
૨. W. A. Cairuth Ph D.-Prof. of German Language & Literature, in the University of Kansas, એમનો જર્મન નાટકપાઠ અને અંગ્રેજીમા વિવેચન તથા ટીકા, ન્યુ યોર્ક.
૩ Theodor Martinનો અંગ્રેજીમા અનુવાદ, લંડન
૪. Ward, Lock & Co Ltd ની Handbook to Switzerland, London
૫ Badekerનું Schwyz
૬ Brockhausનો Kleines Konversationslexikon, Leipzig.
૭ Encyclopædia Britannica-11th Editon, London.

આજે બંગાળી સંવત ૧૩૨૮ના પોષ માસની સાતમી તારીખે-આ શાન્તિનિકેતનના બ્રહ્મચર્યાશ્રમના ૨૦મા વાર્ષિકોત્સવને પુણ્યદિને-મારો આ સ્નેહશ્રમ સમાપ્ત થતા મને આનન્દ થાય છે

પોષ વદિ ૮, સં ૧૯૭૮ — નરસિંહભાઇ પટેલ
ગુરુવાર — શાન્તિનિકેતન

પુરવણી · ભાઇ દાદાભાઇ પુરુષોત્તમદાસ અમીને આ સમગ્ર પુસ્તક તથા ભાઇ રામનારાયણ વિ પાઠકે અને ભાઇ ચમનભાઇ ડાહ્યાભાઇ પટેલે ભૂમિકા તપાસી યથાયોગ્ય સૂચનાઓ આપી, ભાઇ રવિશંકર રાવળે પૃ. ૧૧૨ સામેનુ ચિત્ર નવેસરથી આકી આપ્યુ અને બધી છબિઓના બ્લૉક સવેળા તૈયાર કરી છાપી આપ્યા, ભાઇ નટવરલાલ માણેકલાલ દવેએ એ સમ્બન્ધેની બધી વ્યવસ્થા કરી આપી, અહીંને ચરોતર પ્રિન્ટિંગ પ્રેસે શ્રમ લેઇને મારી મનોભાવના પ્રમાણે પુસ્તક છાપી દીધુ ; એ બન્ધુભાવને માટે એ સૌ ભાઇઓનો આભાર માનુ છુ

મહાશિવરાત્રિ, ૧૯૮૩ — નરસિંહભાઈ પટેલ
બુધવાર — 'પાટીદાર'મન્દિર, આણંદ

# સમાવેશ


| વિષય: | પૃષ્ઠ |
|---|---|
| **ભૂમિકા:** | ૧–૭૮ |
| કવિ-જીવન અને -કવન | ૧ |
| નાટક કેમ રચાયું? | ૨૫ |
| ચુડીએ લખેલો ઇતિહાસ | ૩૦ |
| પ્રસિદ્ધ ઇતિહાસ | ૪૨ |
| લોકકથાની તથા ઇતિહાસની ઉત્પત્તિ | ૫૪ |
| નાટકવસ્તુસાર | ૬૦ |
| નાટકનું સંગઠન | ૬૬ |
| તોલ અને વિચાર | ૭૦ |
| **નાટક:** | ૧–૧૮૩ |
| **પરિશિષ્ટો:** | ૧૮૫–૧૯૮ |
| ૧ શિલરનો જીવનનો કાર્યક્રમ | ૧૮૫ |
| ૨ ઐતિહાસિક કાળક્રમ | ૧૮૬ |
| ૩ વનપ્રાન્તોનો નકશો | ૧૮૮ |
| ૪ ભૌગોલિક કોષ | ૧૮૯ |
| **છબિઓ તથા ચિત્રો:** | |
| શિલરની જીવન- તથા પાષાણ-પ્રતિમા | મુખપૃષ્ઠ |
| રૂઇટ્લીની પ્રતિમા | ૮૪ |
| લીબુ તાકવું | ૧૧૨ |
| ટૅલની પાષાણપ્રતિમા | ૧૧૪ |

# વિલ્હૅલ્મ ટૅલ

## ભૂમિકા

### કવિ-જીવન અને -કવન

યોહાન ક્રીસ્ટૉફ ફ્રીડ્રિખ ફૉન શિલર (Johann Christoph Friedrich von Schiller) ડૉઇચલાણ્ડમાં[1] આવેલા વુર્ટમ્બર્ગ પ્રાન્તમાં નેકાર નદીને કિનારે આવેલા માર્બાખ ગામમાં ઇ. સ. ૧૭૫૯ના નવેમ્બર માસની ૧૦મી તારીખે જન્મ્યો, ત્યારે ક્લૉપષ્ટૉક[2] અને કાણ્ટ[3] પાત્રીસ

*

૧ ડૉઇચ (Deutsch) = જર્મન, લાણ્ડ (land) = દેશ

૨ ફ્રીડ્રિખ ગૉટલીબ ક્લૉપષ્ટૉક (Friedrich Gottlieb Klopstock) ક્વેડલિનબુર્ગમાં ૧૭૨૪માં જન્મ અને હામ્બુર્ગમાં ૧૮૦૩માં મરણ પામ્યો. ડર મેસિયાસ (Der Messias) નામે વીસ સર્ગના કાવ્યમાં પ્રભુ ક્રાઇસ્ટના મૃત્યુ, પુનર્જીવન અને સ્વર્ગારોહણ વિષે એણે બહુ સુન્દર ગાયું છે

૩ ઇમાન્યુએલ કાણ્ટ (Immanuel Kant) કાઇનિગ્સબર્ગમાં ૧૭૨૪માં જન્મ અને ત્યાં જ ૧૮૦૪માં મરણ પામ્યો. સોળ વર્ષની ઉમરે કાઇનિગ્સબર્ગના વિદ્યાપીઠમાં દાખલ થયો અને ત્યાં એણે તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કર્યો. ત્યાં છ વર્ષ રહ્યા પછીનાં દશ વર્ષ કેટલાક અમીર કુટુમ્બોમાં શિક્ષક તરીકે ગાળ્યાં અને પછી પાછો ૧૭૫૫માં એ વિદ્યાપીઠના તત્ત્વજ્ઞાનનો અધ્યાપક અને ૧૭૭૦માં આચાર્ય થયો. તત્ત્વજ્ઞાનના એના સમ્પ્રદાયના ત્રણ જુગ પાડી શકાય: (૧) Leibniz-Wolffian સમ્પ્રદાયનું જ્ઞાન અભ્યાસસમયે પામ્યો, (૨) અંગ્રેજી સમ્પ્રદાયને સત્કારે પોતાના પૂર્વના સમ્પ્રદાયનો ત્યાગ કર્યો અને છેવટે (૩) પોતાનો સ્વતંત્ર સમ્પ્રદાય યોજી કાઢ્યો. પ્રચલિત ધર્મવિચારો વિરુદ્ધ એના વિચારો હોવાથી તેને પોતાના પુસ્તકો છપાવતાં પ્રુસિયન સરકારે કેટલોક વખત અટકાવ્યો હતો, અને ત્યારથી એની શક્તિ શિથિલ થતી ચાલી હતી. એણે લગ્ન તો કર્યું જ નહોતું; પ્રકૃતિના સૌન્દર્યમાં, કાવ્યમાં, સંગીતમાં કે બીજી કોઇ લલિત

વર્ષના, લૅસિંગ[૪] ત્રીસ વર્ષનો અને ગોએટે[૫] દશ વર્ષનો હતો વુઇર્ટ-મ્બર્ગ શાન્તિમાં હતો, પણ દેશનો પૂર્વ ભાગ સપ્તવર્ષીય વિગ્રહને અધવચાળે આવ્યો હતો આ કવિના જન્મનો દેશકાળ.

*————

કલામા એને રસ નહોતો; પ્રવાસ કરવો પણ એને ગમતો નહિ ને કોઇ-નિગ્સબર્ગથી ૪૦ માઇલ દૂર ભાગ્યે જ એ ગયો હશે; માતૃજાતિ પ્રત્યે પણ એને બહુ માનવૃત્તિ નહોતી; મિત્રો પ્રત્યે પણ શિથિલ હતો; એક દરે, બુદ્ધિ-વાદમા અને તત્ત્વજ્ઞાનમાજ દિનરાત રચ્યોપચ્યો રહેતો હોવાથી એનુ જીવન શુષ્ક બની ગયુ હતુ. એનાં મુખ્ય પુસ્તક આ છે: Kritik der reinen Vernunft (૧૭૮૧), Grundlegung zur Metaphysik der Sitten (૧૭૮૫), Kritik der praktischen Vernunft (૧૭૮૮) અને Kritik der Urteilskraft (૧૭૯૦).

૪ ગૉટહોલ્ટ ઍફ્રાઇમ લૅસિંગ (Gotthold Ephraim Lessing) કામેન્તસમાં ૧૭૨૯મા જન્મ અને બ્રાઉનશ્વાઇગમાં ૧૭૮૧મા મરણ પામ્યો. સાહિત્યના અર્વાચીન જુગનો સર્વોત્તમ વિવેચક અને ડૉઇચ નાટકનો સંસ્થાપક હતો. કલાના, તત્ત્વજ્ઞાનના અને ધર્મના ઇતિહાસ સંબધે Briefe die neueste Litteratur betreffend (૧૭૫૯–'૬૦), Laokoon (૧૭૬૬), Hamburgische Dramaturgie (૧૭૬૭–'૬૮) વગેરે અનેક લેખો એણે લખ્યા છે એના મુખ્ય નાટક આ છે: Miss Sara Sampson (૧૭૫૫), Minna von Barnhelm (૧૭૬૭), Emilia Galotti (૧૭૭૨) અને Nathan der Weise (૧૭૭૯)

૫ યોહાન વૉલ્ફગાહ્ગ ફૉન ગોએટે (Johann Wolfgang von Goethe) માઇન નદી ઉપરના ફ્રાન્ક્ફુર્ટમા ૧૭૪૯માં જન્મ અને વાઇ-મરમા ૧૮૩૨મા મરણ પામ્યો. પોતાના જન્મસ્થાનમા બાલ્યાવસ્થા ગમે તેમ ગાળી કિશોરવયે લાઇપત્સીકના અને શ્ટ્રાસબુર્ગના વિદ્યાપીઠમાં અભ્યાસ કર્યો, અને વળી પાછો ઘેર રહ્યો. ૧૭૮૬–'૮૮મા એ ઇટાલીમા હતો. પછી એ ઠેઠ મરતા સુધી – પ્રવાસમાં કદી કદી એ બહાર જતો તે સિવાય – વાઇમરમાંજ રહ્યો. ત્યાંના રાજકારભારમા પણ એણે ભાગ લીધો છે. એણે અનેક વિષયોમા લખ્યુ છે. Gotz von Berlichingen

શિલરે જ્યારે પોતાનું પ્રથમ નાટક Die Räuber ૧૭૮૧માં પ્રકટ કર્યું, ત્યારે વીલાણ્ડ[૬] અને હર્ડર[૭] લેખકોમાં બહુ ઉંચી પદવી ભોગવતા હતા; તેજ વર્ષમાં લૅસિંગ મરણ પામ્યો અને કાણ્ટનું Critik der

*——————

( ૧૭૭૩ ), Iphigenie auf Tauris ( ૧૭૮૭ ), Egmont ( ૧૭-૮૮ ), Torquato Tasso ( ૧૭૯૦ ) અને Faust ( ૧૮૦૮–'૩૨ ) એ એનાં મુખ્ય નાટકો છે; Reineke Fuchs ( ૧૭૯૩) અને Hermann und Dorothea ( ૧૭૯૭ ) એ એનાં મુખ્ય કાવ્યો છે; Die Leiden des jungen Werthers ( ૧૭૭૪ ), Wilhelm Meisters Lehrjahre ( ૧૭૯૫ ), Wilhelm Meisters Wanderjahre ( ૧૮૨૧–'૨૯ ), Die Wahlverwandtschaften ( ૧૮૦૯ ) એ એની મુખ્ય નવલકથાઓ છે; Aus meinem Leben, Dichtung und Wahrheit ( ૧૮૧૧–'૩૨ ) એ એનુ પોતાનું અદ્‌ભુત આત્મજીવન છે. સાહિત્ય અને કલા ઉપર એણે અનેક સુન્દર વિવેચન લખ્યાં છે, ને નવાઇ જેવુ તો એ છે કે કવિ હોવા છતાં વિજ્ઞાન-શાસ્ત્રમા પણ એણે અદ્‌ભુત કીર્તિ મેળવી છે. શિલરને બાદ કરીએ તો જર્મન સાહિત્યમાં એ સર્વોત્તમ સાહિત્યિક ગણાય.

૬ ક્રીસ્ટોફ માર્ટિન **વીલાણ્ડ** ( Christoph Martin Wieland ) વુઇર્ટમ્બર્ગમા બિબેરાખ પાસે ૧૭૩૩મા જન્મ અને વાઇમરમા ૧૮૧૩માં મરણ પામ્યો ૧૭૫૨–'૬૦ સ્વીટ્સમા પ્રવાસે ગયો, ૧૭૬૦–'૬૯ બિબેરાખ-મા અધિકારી થયો અને ૧૭૬૯–'૭૨ ઍરફુર્ટના વિદ્યાપીઠમાં આચાર્ય રહ્યો. એના શરૂઆતના લેખો ઉપર ક્લૉપષ્ટૉકનો અને પ્લેટોનો પ્રભાવ સ્પષ્ટ છે. વૈસેટકે સુખી હોવાથી વાઇમર રહેવા ગયા પછી એક દશકો ખુબ સત્તા ભોગવી. ત્યાર પછી ગ્રીસ અને ઇટાલીના પ્રાચીન સાહિત્યના અભ્યાસમાં ને અનુવાદમા ગુંથાયો. Agathon ( ૧૭૬૬ ), Die Abderiten ( ૧૭૭૪ ) અને Peregrinus Proteus ( ૧૭૯૧ ) એ એની મુખ્ય નવલકથાઓ છે; Oberon ( ૧૭૮૦ ) એ એનુ ઉત્તમ કાવ્ય છે. શેક્સ-પીઅરનાં અનેક નાટકોનો અનુવાદ કરીને એ કવિને એણે ડૉઇચલાણ્ડમા લોકપ્રિય બનાવ્યો.

૭ યોહાન ગૉટફ્રીટ હર્ડર ( Johann Gottfried Herder ) કોઇનિગ્સબર્ગ પાસે ૧૭૪૪મા જન્મ અને વાઇમરમાં ૧૮૦૩માં મરણ

reinen Vernunft નામે તત્ત્વજ્ઞાનનુ પ્રખ્યાત પુસ્તક પ્રકટ થયું. ક્લૉપષ્ટૉકનું સાહિત્યજીવન તે સમયે ખરી રીતે તો સમાપ્ત થતુ જતુ હતું અને જુવાન લેખકોએ તેની લોકપ્રિયતાને ઢાંકવા માંડી હતી. ગોઇટેએ પોતાનાં કાવ્યો અને નાટકો પ્રકટ કરવા માંડ્યાં હતા અને તેનામા ચ ચળાતા જઇ ગમ્ભીરતા આવતી જતી હતી અગ્રેજી લેખકોનો પ્રભાવ ડૉઇચ સાહિત્ય ઉપર પડતો જતો હતો અને તેમા શેક્સ્પીઅર, મૅકફર્સન, ગોલ્ડ-સ્મીથ અને રિચર્ડસનનો ખાસ. ફ્રેન્ચ લેખકો રૂસો અને દીદેરોનો પ્રભાવ પણ ઓછો ન હતો. આ એના સમયની ડૉઇચ સાહિત્યની સ્થિતિ.

ડૉઇચ નગરોમાં યાહુદીઓને હજીયે અસ્પૃશ્યોની પેઠે અલગ વાસમા વસવુ પડતુ, ઘણા અપમાનજનક આચાર આચરવા પડતા તથા કર ભરવા પડતા. ડૉઇચ તાબાના શ્વીટ્સ પ્રાન્તમાં એક સ્ત્રીને ડાકણ માની તેને મોતની સજા કરવામા આવી હતી, પણ એ પ્રકારની સજા ત્યાંના ઇતિ-હાસમા એ છેલ્લીજ હતી. આ એના સમયમા ડૉઇચલાણ્ડની સમાજસ્થિતિ.

*———

પામ્યો. કોઇનિગ્સબર્ગમા એણે તત્ત્વજ્ઞાનનો ને ધર્મશાસ્ત્રનો અભ્યાસ કર્યો ને તેમા કાણ્ટ, હામાન, રૂસો અને લૅસિંગના વિચારોનો તેના ઉપર પ્રભાવ પડ્યો. ત્યાંથી નિકળી કેટલોક વખત પ્રવાસમાં એ ફર્યો ને ૧૭૭૬મા વાઇમરના ઠાકોરે એને પોતાની ધર્મસંસ્થાનો મુખ્યાધિકારી બનાવ્યો. એના પોતાનાં કાવ્યો તો બહુ પ્રખ્યાત નથી, પણ એના વિવેચનોમાં અને ભાષાન્તરોમાં એની શક્તિ ઠીક ઝળકી નિકળે છે. Fragmente uber die neuere deutsche Litteratur ( ૧૭૬૬ ), Kritische Wälder ( ૧૭૬૯ ) અને ગોઇટેના સહયોગમાં રહી લખેલા Blätter von deutscher Art und Kunst ( ૧૭૭૩ ) એ એના વિવેચન-ગ્રંથો છે; Die älteste Urkunde des Menschengeschlechts ( ૧૭૭૪ ), Vom Geist der ebräischen Poesie ( ૧૭૮૨ – '૮૩ ), Ideen zur Philosophie der Geschichte der Menschheit ( ૧૭૮૪ – '૯૧ ) અને Briefe zur Beforderung der Humanitat ( ૧૭૯૩ – '૯૭ ) એ એના મુખ્ય ધર્મ- અને તત્ત્વ-ગ્રંથો છે; જગતની અનેક પ્રજાઓના લોકગીતનો અનુવાદ કરીને Stimmen der Volker in Liedern નામે સંગ્રહ ૧૭૭૮ – '૭૯માં એણે કરેલો તે તેના મરણ પછી ૧૮૦૫માં પ્રકટ થયો હતો.

કવિ છેક નિર્ધન અવસ્થામા તો જન્મ્યો ન હતો, પણ બહુ ધનવાન અવસ્થામા યે નહિ તેનો દાદો ભઠિયારો હતો અને તેના પિતા યોહાન કાસ્પારે (Johann Kaspar ૧૭૨૩ – '૯૬) હજામ-શસ્ત્રવૈદ્યનો ધંધો શરૂ કર્યો હતો અસ્ત્રાવડે વાળ કાપવાની ક્રિયામાથી શરીરના અન્દરના ભાગો ઉપર પણ ક્રિયા કરવાનુ વિકાસ પામે એ સ્વાભાવિક છે. આપણા દેશમા પણ અગ્રેજી પદ્ધતિના શસ્ત્રવૈદ્યોએ આ કામ શરૂ કર્યું, તે પહેલા એ કામ હજામો પણ કરતા; અને એમ અનેક દેશોમાં એ રિવાજ હતો ને ઇંગ્લાણ્ડમા પણ હતો કવિનો પિતા ત્યાર પછી વુર્ટેમ્બર્ગના ઠાકોરની સેનામા ૧૭૫૭મા શસ્ત્રવૈદ્ય નીમાયો, અને ત્યાર પછી છેવટે સેનાપતિ પણ થયો હતો કવિની માતા એલિઝાબેથ ડોરોથિયા કોડવાઇસ (Elizabeth Dorothea Kodweis ૧૭૩૨ – ૧૮૦૨) એક વીશીવાળાની દીકરી હતી. તે બાઇ ભલી અને સાદી હતી

નોકરીને અગે કવિના પિતાની અનેક વાર બદલી થતી; પણ લુડ્વિગ્સ-બુર્ગમા લાંબો કાળ રહેવાનુ થયાથી ત્યા એને રીતસરનુ ભણવાનુ મળ્યુ. નાનપણમા એનામાં પ્રભુભક્તિનો ભાવ વધારે દેખાતો અને તેથી એમ માનવામાં આવતુ કે એ ધર્મોપદેશક થશે. પણ વુર્ટેમ્બર્ગના ઠાકોર કાર્લ ઑઇગને (Karl Eugen) તેવામા નવી લશ્કરી શાળા સ્થાપી અને ૧૭૭૩મા કાસ્પારને ફરમાવ્યુ કે તમારા દીકરાને એ શાળામા મોકલો. આ આજ્ઞાનુ ઉલ્લંઘન કરવુ અશક્ય હતુ અને વળી ઠાકોરનો આગ્રહ ઉત્કટ હતો, તેથી આખરે કવિને એ શાળામા બેસવું પડ્યુ, એટલુ જ નહિ પણ પોતાના પ્રિય વિષય ધર્મશાસ્ત્રને છોડી ઠાકોરની ઇચ્છાથી કાયદાનો અભ્યાસ શરૂ કરવો પડ્યો. '૭૫માં એ શાળાને ષ્ટુટગાર્ટ લેઇ જવામા આવી, ને કવિને શુષ્ક લાગતા કાયદાનો વિષય ફેરવી કઇક રસિક લાગતા વૈદ્યકના વિષયનો અભ્યાસ કરવાની પરવાનગી મળી.

એ શાળાનુ નિયમન એવુ કઠોર હતુ કે ગમે તેને પણ એ તોડવાનુ મન થઇ જાય, ગમે તેને પણ તોડવાની ફરજ પડે 'તમારામાં ભ્રષ્ટતમ કોણ છે?' 'તમારી તથા તમારા રાજા પ્રત્યેના તમારા આચારની સ્થિતિ કેવી છે?' એવા એવા નિબન્ધો લખાવી મંગાવી ઠાકોર પોતે તપાસતો. ઠાકોરને માઠુ લાગે એવું તો કઇ લખાયજ નહિ ને તેથી ખોટી ખુશામદ કરવી પડે. આવી સ્થિતિમાં શિલરે એકવાર પોતાના એક મિત્રને લખેલુ કે "ઓ કાર્લ, વાસ્તવિક જગત કરતા કોઇ જુદાજ પ્રકારનુ

જગત અમારા હૃદયમાં છે." પણ આવા કઠોર નિયમનથી કવિને બે લાભ થયા: (૧) એને દરબારજીવન ઝીણી દૃષ્ટિએ જોવાનુ મળ્યુ ને તે પછીનાં નાટકો લખવામાં ઠીક કામે લાગ્યુ અને (૨) એના ચંચળ સ્વભાવમાં મસ્તી જાગી આવી સ્થિતિમાં એને હાથે એનું પહેલુ નાટક Die Rauber (લુટારા) લખાયુ. એનો સાર આ પ્રમાણે છે:

"કાર્લ મૂર પોતાના ભ્રષ્ટ ભાઇ ફ્રાન્સના પ્રપચને લીધે કુટુમ્બના "વારસામાથી બાતલ થઇ જાય છે. તેનું વેર જગત ઉપર લેવાને તે "લુટારાની ટોળીનો સરદાર બને છે. ઘર આગળ ફ્રાન્સ પોતાના પિતાને "કેદખાનામા નાખે છે અને કાર્લના ઉપર સ્નેહ રાખતી આમાલિયાને વશ "કરવાને લાલચો અને ધમકીઓ આપે છે, છતાયે તે વશ થતી નથી. "બરાબર આ સ્થિતિમા કાર્લ પાછો આવે છે અને પોતાના ધંધામાં "મળેલા અનુભવને બળે પિતાને તથા આમાલિયાને જુલમમાથી મુક્ત "કરે છે. કાર્લ હવે પોતાની ઉપર વેર લેશે એમ ડરીને ફ્રાન્સ આપઘાત "કરે છે. પણ કાર્લે લુટારામડળમાં પ્રતિજ્ઞા લીધેલી તે પ્રમાણે હવે એ 'સ્થાયી જીવન ગાળી કે આમાલિયાને પરણી શકે એમ ન હતુ, તેથી "આમાલીઆનું ખૂન કરે છે. તેને પકડવાનુ ઇનામ નિકળે છે, તે અમુક "ગરીબ ખેડુતને એ ઇનામ મળી શકે એ હેતુથી તે ખેડુતના હાથમા જઇ "ત્યાથી પકડાય છે"

આ નાટક એની કાચી ઉમરમા લખાએલુ, શાળાના કઠોર નિયમને એનામા જગાવેલા અસન્તોષ અને મસ્તીની પ્રેરણાથી લખાએલુ, વળી ગોઇટે, કલોપસ્ટોક, શેકસપીઅર, ઓસિયન, પ્લુટાર્ક અને રૂસોના લેખોએ આપેલે બળે લખાએલુ, તેથી બહુ ઉત્કટ છે અને સમાજમા સ્થપાએલા મતોને અને સસ્થાઓને નષ્ટભ્રષ્ટ કરી નાખે એવા વિચારનુ એમા એણે પ્રતિપાદન કરેલુ છે. ફ્રેન્ચ સભાએ એને એથી નાગરિકપદ આપ્યુ, એમા તો કઇ આશ્ચર્ય ના હોય, પણ એક જર્મન ઠાકોરે તો એ નાટક વાચીને એવુ કહેલુ, કે "જો હું બ્રહ્મા હોત ને જાણતો હોત કે શિલર આ નાટક લખશે, તો આ સૃષ્ટિજ ના સૃજત!" જોકે શિલરને પોતાને પણ પાછળથી સમજાએલું ને એણે કબુલ કરેલું કે માનવસ્વભાવને બરાબર ઓળખ્યા પહેલાજ તેના ઉપર ભ્રષ્ટતા આરોપવાનો મે પ્રયત્ન કરેલો, છતાં ૧૭૮૧મા એણે દેવુ કરીને જ્યારે એ છપાવેલુ, ત્યારે સારૂ વેચાણ થએલુ ને લોકપ્રિય થઇ

પડેલુ. એના સાંકડા શાળાજીવનમાં વિશાળ જગતનો એને અનુભવ નહિ, તેથી માનવસ્વભાવનુ ભૂલભર્યું ચિત્ર એમાં દોરાયુ છે એ વાત સાચી; પણ કવિમા નાટક લખવાની શક્તિ છે, એ તો આ નાટકથી સ્પષ્ટ થયુ.

૧૭૮૦માં એણે શાળા છોડી અને હલકે પગારે ષ્ટુટગાર્ટમાની લશ્કરી ટુકડીમા એ વૈદ્ય નિમાયો. ૧૭૮૨માં માનહાઇમની નાટકશાળામાં એનુ નાટક ભજવાયુ ત્યારે ષ્ટુટગાર્ટથી વગર રજાએ છાનોમાનો એ નાટકશાળામા પોતાનુ નાટક ભજવાતુ જોવા ઉપરાછાપરી બે વાર હાજર થઇ ગયો. એ નાટકમાના ઉદ્ધત ભાવને લીધે એના વિરુદ્ધ ઠાકોર પાસે ફરિયાદો તો થઇજ હતી, વળી ત્યાર પછી લખાએલાં બીજા કાવ્યોથી પણ ઠાકોરની એના ઉપર અવકૃપા થઇ હતી, એવામા એણે વગર રજાએ ગેરહાજર રહેવાનો આ અપરાધ કર્યો એટલે એ બહાને ઠાકોરે એને ઠપકો આપ્યો અને બે અઠવાડીઆ લશ્કરી કેદખાનામાં રાખ્યો પછી એને ફરમાવ્યુ કે તારા ધધા સિવાયના બીજા કશા વિષય ઉપર તારે કશુ લખવુ નહિ અને વુર્ટમ્બર્ગની બહારના કોઇ સાથે કશો પ્રસગ પાડવો નહિ. શિલર જેવા જુવાનિયાને આ તો અસહ્યજ લાગે અને તેથી ત્યાથી નાશી છટકવાનો એણે નિશ્ચય કર્યો. એ વર્ષના સપ્ટેમ્બર માસમા કોઇ દરબારી ઉત્સવ હતો, તેનો લાગ સાધીને ત્યાથી એ પોતાના એક વિશ્વાસપાત્ર મિત્ર ષ્ટાઇશરની સાથે ષ્ટુટગાર્ટથી છટકી નાઠો. આ વેળાએ Anthologie auf das Jahr 1782 (૧૭૮૨ની કવિપુષ્પમાળા) નામનો કાવ્યસગ્રહ એણે પ્રકટ કર્યો અને તેમા મોટે ભાગે એની પોતાનીજ કવિતાઓ હતી વળી ત્યારે Die Vershworung des Fiesco zu Genua (જીનોઆમા ફીસ્કોનુ કાવતરૂ) નામનુ નાટક લખાવું પણ શરૂ થઇ ગયુ હતું.

માનહાઇમમા પણ રહેવુ સલામત ના લાગ્ગે ત્યાંથી એ નિકળી ચાલ્યો અને ઑગરશાઇમ નામે ગામમા થોડાક મહિના ગાળ્યા. પછી તુરિગિયા પ્રાન્તના બાઉઅરબાખ ગામમા ગયો. શાળાના એના એક ગોઠીઆની માતા વોલત્સોગન નામની ભલી બાઇએ ત્યા એને પોતાના ઘરમા આશરો આપ્યો. ત્યાં એ બાઇની કન્યા શાર્લોટે ઉપર એ મોહ પામ્યો, પણ એ કન્યાનુ હૃદય કઇ જાગ્યુ નહિ, એટલે એણે પણ મૌન ધારણ કર્યું.

૧૭૮૩મા ત્યાર પછી માનહાઇમ નાટકશાળાના માલેક દાલ્બર્ગે શિલરને

'કવિ' તરીકે રાખ્યો, પણ એ એને પગાર એટલો ટુંકો આપતો કે એમાંથી એનુ ખાવાનુ ય પુરૂ ના થાય ને દેવુંય ના વળાય. ત્યાં Fiesco નાટક પુરૂ થયુ અને ૧૮૮૪માં એજ નાટકશાળામા ભજવાયુ. એ નાટકનો સાર નીચે પ્રમાણે છે:

"જીનોઆના ડાકોર આણ્ડ્રિયાસ ડોરીઆની વિરુદ્ધ બડ ઉઠાવવાનું "કાવતરૂ ત્યાંનો અમીર 'ફીસ્કો' કરે છે પણ એ કાવતરૂ કરવાનુ કારણ "સબળ લાગતુ નથી, કારણકે આણ્ડ્રિયાસ જુલમ તો ગુજારે છે, પણ "મર્યાદામા રહીને; બહાનુ માત્ર એટલુ જ કાઢી શકાય કે ગાદીવારસ "ગ્યાનેટીનો નઠારો નિવડવાનો સમ્ભવ છે ડોરીઆને સન્દેહ ન જાય "એટલા માટે તેની કન્યા યુલીઆની સાથે ફીસ્કો માયાથી વર્તે છે. પણ "એમા એવો મૂર્ખ થઇ જાય છે કે પોતાની પતિપરાયણ પત્નીને પણ "ખોટું લાગે છે. પણ પોતે પત્નીવ્રતથી ભ્રષ્ટ નથી થયો એવી ખાત્રી "કરાવવા યુલીઆને હાંસીપાત્ર બનાવે છે બળવો ઉઠાવવાને કાવતરાખોર "એકઠા થાય છે અને ગ્યાનેટીનોને રસ્તામા મારી નાખે છે. ફીસ્કોના "પત્નીવ્રતની પરીક્ષા કરવાને તેની સ્ત્રી ગ્યાનેટીનોના પોશાકમાં તેની પાછળ "જાય છે, તેને નહિ ઓળખ્યાથી તેનો પતિજ તેનુ ખૂન કરે છે. ડોરી- "આના પક્ષનો એક નાગરિક નામે વેરીના લાગ આવતા ફીસ્કોનેજ "પાણીમા ઉથલાવી પાડે છે, કારણકે તે માને છે કે ફીસ્કો વળી ડોરીઆ "કરતા વધારે જુલમગાર નિવડશે. ફીસ્કો ડુબી મરે છે અને વેરીના, "જેની કન્યાનુ હરણ ગ્યાનેટીનો કરી ગયો હતો તે, બોલી ઉઠે છે, કે: "'હું આણ્ડ્રિયાસ ડોરીઆ કને જઇશ,' એવા ભાવથી કે અમર્યાદિત, "અન્ધ પ્રજાસત્તા કરતા મર્યાદિત રાજસત્તા સારી છે."

સોળમા સૈકામાં જીનોઆમા થએલા વિપ્લવનુ કંઇક ચિત્ર આ નાટકમાં છે. એ નાટકના સમ્બન્ધમા રૂસોએ કહેલુ કે અર્વાચીન જુગમાં માત્ર આ જીનોઆવાળો નાયકજ પ્લુટાર્કને યોગ્ય છે. શિલરનુ આ પ્રથમ ઐતિહાસિક નાટક છે, અને હવે શિલર નાટ્યકળામાં કંઇક થાળે પડતો જાય છે એમ આ નાટક ઉપરથી ભાસ થાય છે.

ત્યાર પછી એજ વર્ષમા Luise Millerin નામે બીજુ એક નાટક પુરૂં લખાઇ રહ્યુ અને એજ નાટકશાળામા Kabale und Liebe (પ્રપંચ અને સ્નેહ) એ નામે ભજવાયુ પછીથી એ નાટકનુ આજ નામ કાયમ રહ્યુ છે. એનો સાર આ પ્રમાણે છે:

"દરબારી વાલ્ટરનો પુત્ર ફર્ડિનણ્ડ ગવૈયાની કન્યા લુઇસેને ચાહે છે,
"પણ વાલ્ટર પોતાના પુત્રને ઠાકોરની રાખ સાથે પરણાવવા ઇચ્છે છે.
"ફર્ડિનણ્ડ લુઇસેને છોડવા ના પાડે છે, ત્યારે તેનો પિતા લુઇસેનાં માબાપને
"પકડાવી કેદ કરાવે છે. પછી તેમના ઉપર ભયંકર જુલમ ગુજારીને લુઇસે
"પાસેથી બળાત્કારે એવો પત્ર લખાવી લે છે કે મારી મરજી ફર્ડિનણ્ડને
"પરણવાની નથી. આ પત્ર જોઇને ફર્ડિનણ્ડ બાવરો બની જાય છે ને પિતાના
"જુલમમાંથી છુટવાની કશી આશા ના દેખતાં લુઇસેની સાથે ઝેર પીએ છે.
"લુઇસે પત્ર સમ્બન્ધે ખુલાસો કરીને મરે છે, ફર્ડિનણ્ડ પિતાને શાપ
"આપતો મરે છે."

જર્મન ઠાકોરોના દરબારમાં ચાલતા કાવાદાવાનું ને ખટપટનું અચ્છુ ચિત્ર એમાં આપેલું છે. વુઇર્ટમ્બર્ગના ઠાકોરના દરબારમા નજરે જે જોએલું, એમાંથી એને આ નાટક માટે ઠીક સામગ્રી મળી લાગે છે. એણે આપેલા ચિત્ર ઉપરથી જણાય છે કે એની અવલોકન શક્તિ તીવ્ર હતી અને ચિત્ર ચીતરવાની કુશળતા ઠીક ખીલતી જતી હતી.

એ સમયે ત્યા માનહાઇમમા જ એક સેનાધિકારીની અણુમાનીતી સ્ત્રી નામે શાર્લોટે ફૉન કાલ્બ (Charlotte von Kalb) સાથે એ સ્નેહ-સમ્બન્ધે જોડાયો. એ બાઇ પોતે બહુ બુદ્ધિશાળી હતી અને કવિની શક્તિની બહુ સારી કદર કરતી. કવિનાથી બે વર્ષે નાની હતી. સમ્બન્ધ ગાઢો થતો ગયો. એ સમ્બન્ધથી બેશક એને લાભ થયો, પણ છેવટે તો તુટચો.

શિલરને લાગ્યુ કે ભાડે સારૂ લખાતુ નથી, તેથી એ જ વર્ષમાં માન-હાઇમ નાટકશાળા સાથેના સમ્બન્ધમાથી પોતે છુટો થયો. પછી એણે Die Rheinische Thalia નામે સામયિક પત્ર કાઢવાનો ઠરાવ કર્યો ને બીજા વર્ષના—૧૭૮૫ના—માર્ચ માસમા એનો પ્રથમ અંક પ્રકટ કર્યો. એ અંકમા તે વખતે લખાતા નાટક Don Karlosનો શરૂઆતનો ભાગ પ્રકટ થયો.

અત્યાર સુધીના એના જીવન ઉપરથી જોઇ શકાય છે કે કવિ સ્વતંત્ર બવાસનો હતો, એટલું જ નહિ પણ જુવાનીની ગદ્ધાપચીશીમાં એ અટકચાળાં પણ કરતો, એનાથી સખણા રહેવાતુ નહિ. બરાબર હવે એ પચીશ વર્ષનો થયો હતો, અને જાણે હવે એના નસીબમાં ગદ્ધાપચીશીમાથી નિકળી ગમ્ભીર

થવાનું લખ્યુ હોય એમ આજ વર્ષમા એને એવું એક ઓળખાણ થયું કે જેને પરિણામે એના જીવન ઉપર ઘણી ગમ્ભીર અસર થઇ. આ ઓળખાણ તે વાઇમરના (Weimer) ઠાકોર સાથેનુ હતુ. ૧૭૮૪ના ડિસેમ્બરમાં ડાર્મષ્ટાટ નગરમાં એ ઠાકોર સાથે શિલરનો મેળાપ થયો અને એની આગળ કવિએ Don Karlos નાટકનો પ્રથમ અક વાંચી સભળાવ્યો. ઠાકોર ખુશ થયો, એણે કવિનો સારો સત્કાર કર્યો અને Ratનો (મન્ત્રીનો) ઇલકાબ આપ્યો.

આમ જો કે કવિની લોકપ્રિયતા તો વધતી જતી હતી, પણ એ દેવાને દુઃખે પીડાતો હતો. આથી એને લાઇપત્સીકના કેટલાક પ્રશસકોને શરણે જવું પડ્યુ. આ પ્રશસકોને એની શક્તિ માટે સારી શ્રદ્ધા હતી ને કેટલાક વખતથી એમની સાથે એને પત્રવ્યવહાર શરૂ થઇ ચુકયો હતો. આ પ્રશસકોમા કવિ થેઓડોરનો (Theodor) પિતા કોઇર્નર (Korner) અગ્રેસર હતો. તેણે કવિને ઠેઠ સુધી સહાયતા આપી ને તેનો કીમતી મિત્ર બની રહ્યો. હવે એણે કોઇર્નર પાસે જઇ રહેવાનો નિશ્ચય કર્યો. આથી, ષ્ટુટગાર્ટથી એ નાશી છુટયો તે દિવસથી આજ સુધી તેનો મિત્ર ષ્ટાઇશર એની સાથે જ રખડતો હતો, તેની વદાય લેવી પડી; શાર્લોટે ફૉન કાલ્પની પણ વદાય લેવી પડી. ૧૭૮૫ના એપ્રિલ માસમા એ લાઇપત્સીક પહોંચ્યો. ઉનાળો ત્યાજ આનન્દમા ગાળ્યો ને સપ્ટેમ્બરમા કોઇર્નરની સાથે ડ્રેસ્ડન ગયો.

ડ્રેસ્ડનમાં કવિ બે વર્ષ રહ્યો. એ એની સાહિત્યશક્તિના વિકાસનો પરિવર્તનકાળ હતો કોઇર્નરની પ્રેરણાથી એણે તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કર્યો અને એને પરિણામે ૧૭૮૬મા Philosophische Briefe (તત્ત્વજ્ઞાન સમ્બન્ધે પત્રો) પ્રકટ કર્યા. વળી તેજ સમયે એણે Der Verbrecher aus Infamie નામે કથા લખી (પછીથી એનું એ નામ ફેરવીને Der Verbrecher aus verlorener Ehre રાખેલુ). હવે એનું ધ્યાન Don Karlos સમાપ્ત કરવામાં રોકાયું. એનો પ્રથમ અક તો Thaliaમા પ્રકટ થઇજ ગયો હતો અને હવે ૧૭૮૭મા એ નાટકને સમ્પૂર્ણ સ્વરૂપમા પ્રકટ કર્યું. આ નાટકનો સાર આ પ્રમાણે છે:

"સ્પેનનો રાજકુમાર ડોન કાર્લોસ તેની જુવાન ઓરમાન માતાની સાથે "સ્નેહમાં પડે છે. રાજા ફીલીપને એ સ્નેહ સમ્બન્ધે શકા પડે છે રાણીની "સખી, ઉમરાવજાદી એબોલી એ સ્નેહસમ્બન્ધ તોડવાનો પત્ર કાર્લોસ

“પાસે લખાવે છે, તે એવી યોજનાથી કે તે પત્ર રાજા પાસે જાય. આ “સંકટસમયમા રાજા કોઇ અન્તરનો સલાહકાર—મન્ત્રી શોધે છે. ઉમ-“રાવ પોઝા અહુણાજ નીડરલાણ્ડથી[1] પાછો આવ્યો છે ને તેની સલાહ “લે છે. પોઝા તેને સલાહ આપે છે કે અહુણા કાર્લોસનું કંઇ નામ ના દેવું “અને તેને નીડરલાણ્ડ મોકલી દેવો. બીજી બાજુથી પોઝાએ ગણીને સમ-“જાવ્યુ કે કાર્લોસ જો નીડરલાણ્ડ જાય તો એના પિતાનુ રાજ્ય છીનવી “લેવા માટે પ્રપચ રચવાનુ બની આવે અને એથી રાણી હા પાડે છે. આ “રીતે નિકાલ થવાની અણી ઉપર વાત આવે છે, ત્યાં પોઝાને શું સુઝ્યું “તે એણે એક પત્ર લખ્યો, તે એવા ઇરાદાથી કે તે પત્ર રાજાના હાથમાં “પડે અને એવું દીસી આવે કે કાર્લોસ નહિ, પણ પોતેજ રાણી સાથે “પ્રપંચ કરે છે. કાર્લોસ નીડરલાણ્ડ જવાનો છે તેની આગલી સન્ધ્યાએ “પોઝાના હુકમથી એને પકડવામા આવે છે, કારણ કે એને હવે એમ “લાગ્યું કે જો કાર્લોસ ત્યાં જશે તો પોતાની રાજ્યવ્યવસ્થા છિન્નભિન્ન કરી “નાખશે પણ રાજાએ પોઝાનો પત્ર વાચ્યો હતો, તેથી તે તરતજ કુમારને “છુટો કરે છે. કુમાર કેદખાનામાં છે તે વેળાએ પોઝા ત્યા એને મળવા જાય છે, “ત્યાથી નિકળતાં ચોકીદાર તેના ઉપર ગોળી છોડે છે ને તેથી તે મરી જાય “છે. રાણીની રજા લેવા માટે કાર્લોસ મધ્યરાત્રિએ એની પાસે જાય છે, “પણ એના અંતઃપુરમા રાજા તથા તેનો મન્ત્રી આવ્યા હતા, તેથી પક-“ડાઇ જાય છે ને તેને ન્યાયાધીશ પાસે મોકલી દે છે.” 

શિલરે આજ સુધીના નાટકો ગદ્યમાં લખ્યાં હતાં, પણ આ જ નાટક પ્રથમ પદ્યમા લખ્યુ અને બતાવી આપ્યું કે ત્યારના બીજા કવિઓની સરખામણીમા એ પદ્યમાં પણ ઉતરે એવો ન હતો. પણ રંગભૂમિને હિસાબે એના આજ સુધીના નાટકો કરતા આમા કઇ વિશેષતા હજી આવી નથી. વસ્તુ અવ્યવસ્થિત છે અને નાયક ખરેખરી રીતે કોને કહેવો તે પણ સમજાય એવું નથી. કવિ પોતે પણ કબુલ કરે છે કે આ નાટક અર્ધું લખાઇ ગયા પછી એની યોજનામા અનેક ફેરફાર થયા છે, કારણકે એ ૧૭૮૨મા યોજાઇ ધીરેધીરે ૧૭૮૭માં સમ્પૂર્ણ થયું

જો કે એ નાટક લખવામાં એણે Abbe St. Realના Nouvelle Historique ઉપર વધારે આધાર રાખેલો, પણ તેથી તે સમયના

ઇતિહાસનો અભ્યાસ કરવા એ પ્રેરાયો. એ અભ્યાસને પરિણામે વાઇમર ગયા પછી ૧૭૮૮મા એના મુખ્ય ઇતિહાસગ્રન્થ Geschichte des Abfalls der Vereinigten Niederlande von der Spanischen Regierungનો ( સ્પેનીશ રાજ્યમાંથી સંયુક્ત નેધરલાણ્ડના છુટા પડવાનો ઇતિહાસ ) પ્રથમ ભાગ પ્રકટ થયો આ ઇતિહાસે શિલરને ૧૮મા સૈકાના પ્રખ્યાત ઇતિહાસિકોની હારમાં એકદમ બેસાડી દીધો અને કવિ ગોઇટેની સૂચનાથી બીજે વર્ષે યેના-વિદ્યાપીઠમાં એ ઇતિહાસનો અધ્યાપક નિમાયો. ડ્રેસ્ડનમા રહ્યો ત્યા સુધી એણે કેટલીક વાર્તા અને કવિતા લખી.

પણ હવે આપણે કવિના પોતાના જીવનનાટકના મહત્ત્વના અંકમાં પ્રવેશીએ. આગળ આપણે જોયુ છે કે Don Karlos નાટકનો પ્રથમ અંક એણે ડાર્મ્સ્ટાટમા વાઇમરના ઠાકોરની આગળ ૧૭૮૪માં વાચી સભળાવેલો અને ઠાકોરે ખુશ થઇને એને Ratનો ઇલ્કાબ આપેલો ઠાકોરનું ચિત્ત ત્યારથીજ એના ઉપર ચોટેલુ એણે કવિને વાઇમરમા આવી રહેવા આમન્ત્રણ આપ્યુ ને તે સ્વીકારી ૧૭૮૭ના જુલાઇમાં એ ત્યાં રહેવા ગયો. ત્યાં એ અનેક પણ્ડિતોના સહવાસમા આવ્યો. પણ ત્યાની વસ્તુ-સ્થિતિ સારી રીતે સમજાય એટલા માટે વાઇમરના ઠાકોરોની અને ત્યાની પણ્ડિતમંડળીની સ્થિતિ કઇક જાણીએ :

વાઇમર ડૉઇચલાણ્ડના તુરિંગિયા પ્રાન્તમાં આવેલુ છે ત્યાંના ઠાકોરો સદાકાળ પંડિતોને આશરો આપવામા 'ભોજ સમોવડ ભૂપ' હતા તેરમા સૈકામાં કવિઓ વૉલ્ફ્રામ ફૉન એશનબાખ ( Wolfram von Eschenbach ) અને વાલ્ટર ફૉન ડર ફોગલવાઇડે ( Walther von der Vogelweide ) પોતાની મધુર કવિતાઓ ત્યા ગાઇ રહ્યા હતા ચૌદમા સૈકામા એ દરબારમાં લખાએલા નાટકો પ્રખ્યાત છે. સોળમા સૈકામા લુથરે બાઇબલનો અનુવાદ કરીને અર્વાચીન ડૉઇચ ભાષાનો પાયો પણ ત્યાજ નાખ્યો. ડૉઇચ ભાષાને રૂપમતી શ્રીમતી બનાવવાને સત્તરમા સૈકામાં ત્યાંના ઠાકોરોએ પોતે અગ્રેસર ભાગ લીધેલો અને અઢારમા સૈકાની છેલ્લી પચીશીમા ત્યાના ઠાકોર કાર્લ આઉગુસ્ટે ( Karl August ) અને તેની માતા આના આમાલિયાએ ( Anna Amalia ) સાહિત્યરસિક પણ્ડિતોને વસાવી વાઇમરનુ નામ અમર કર્યું છે આ ઉદારચરિત ઠાકોરે રાજકીય ભાવનાઓને પણ બહુ ઉચે આણી.

માતા આમાલિયાએ સૌથી પ્રથમ તો ૧૭૭૨મા વીલાણ્ડને પોતાના પુત્રના શિક્ષક તરીકે વાઇમરમા આવી વસવા આમન્ત્રણ આપ્યું. એ પણ્ડિત ત્યા આવી રહ્યો ને ૧૮૧૩મા પોતાના મૃત્યુ સુધી ત્યાજ રહ્યો એણે પોતાના નાટકોથી ડૉઇચ ભાષાને ભાવનામય બનાવી, ફ્રેંચ તથા અગ્રેજી દર્શનશાસ્ત્રને લોકપ્રિય બનાવ્યુ ને એના પછી આવી વસનાર પણ્ડિતોનો મિત્ર બની રહ્યો

ત્યાર પછી ૧૭૭૫મા ઠાકોર કાર્લ આઉગુસ્ટે, મૅથ્યુ આર્નોલ્ડને મતે 'અર્વાચીન જુગના સર્વશ્રેષ્ઠ, સર્વસ્પષ્ટ અને અગ્રેસર વિચારક' અને 'સર્વોત્તમ' કવિ ગોઇટેને વાઇમરમા આવી જવા આમન્ત્રણ આપ્યુ પછી આ કવિને ત્યા ફાવી ગયુ ને ૧૯૩૨મા પોતાના મરણપર્યન્ત એ ત્યાજ રહ્યો. એને લીધે થોડાજ કાળમા વાઇમર સાહિત્યના વિષયમા સમસ્ત યુરોપની રાજધાની થઇ પડયુ.

ગોઇટેનીજ સૂચનાથી બીજે વર્ષે—૧૭૭૬મા—ઠાકોરે પ્રખર પણ્ડિત હર્ડરને વાઇમરમા આવી વસવા નોતર્યો ને એ પણ ૧૯૦૩મા પોતાના મરણ પર્યન્ત ત્યા રહ્યો એની શક્તિ વિષે કાર્લ હિલેબ્રાણ્ટ (Karl Hillebrand) લખે છે કે "કાણ્ટને કદાચ બાદ કરીએ તો હર્ડરના જેટલી સમૃદ્ધિ જર્મન વિચારને કોઇએ નથી આપી, તેમજ જુગ ઉપર કે જાતિ ઉપર કે સંસાર સમસ્ત ઉપર એના જેટલો મોટો અને ચિરજીવ પ્રભાવ કોઇએ નથી પાડયો. કાણ્ટે દર્શનશાસ્ત્રનો નવેસરથી પાયો નાખ્યો; હર્ડરે જ્ઞાન, ઇતિહાસ તથા સાહિત્યનુ પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે મન્થન કરી નાખ્યુ."

સૌથી છેવટે ૧૭૮૭મા ત્યા આપણો કવિ શિલર પણ આવી પહોચે છે. ઉજ્જયિનીના દરબારમા નવ પણ્ડિતરત્ન હતા એમ સાભળીએ છીએ, વાઇમરના દરબારમા આ ચાર રત્ન હતા એ ચાર રત્ને મળીને જે ભગીરથ પ્રયત્ન કર્યો, તેને પરિણામે ડૉઇચ સાહિત્ય એકેવારે ઉચે આવી ઉભુ, બુદ્ધિમા ને કલામા ડૉઇચ જાતિ એકજાતિ રૂપે ગઠાઇ, ડૉઇચ પ્રજા પોતાની રાજકીય પિતૃભૂમિનો (Vaterland) અનુભવ કરવા લાગી અને એ સૌનો ૧૮૭૦મા પુરો વિકાશ પ્રકટ થયો પોતાના એક લેખમા શિલરે લખ્યુ છે, કે: "જો આપણે નાટક માટે જાતીય રગભૂમિ જોઇતી હોય, તો આપણે જાતિનુ સગઠન ગાઠવું જોઇએ." ગયા મહાવિગ્રહને પરિણામે ડૉઇચલાણ્ડનુ કલેવર આજે બેશક છિન્નભિન્ન થઇ ગએલુ દેખાય છે, કાલે નાશ પામશે

કે પુનર્જીવન પામશે એ આપણે જાણતા નથી; પણ એટલુ તો જરૂર જાણીએ છીએ કે લેસિંગને, હર્ડરને, ગોઇટેને, શિલરને અને બીજા વિચારકોનોને હાથે દીક્ષા પામેલો ડૉઇચલાણ્ડનો આત્મા અમર બની ગયો છે ને તે સદાકાળ અમર રહેશે.

અને ત્યારે એ જ હેતુએ પ્રેરાઇને આપણુ આ વિશ્વવિખ્યાત નાટક ‘વિલ્હૅલ્મ ટૅલ (Wilhelm Tell)’ કવિ શિલરે વાઇમરમા બેશીને લખ્યુ હતુ જાતીય સ્વાધીનતા અને એકતા એ એનો મુખ્ય હેતુ છે. માનવસ્વાધીનતા – વ્યક્તિગત અને જાતિગત સ્વાધીનતા – એ એનું મધ્યબિન્દુ છે આ ચાર પાણ્ડિતરત્ને વાઇમર-તીર્થક્ષેત્રમા, એ રાજતપોવનમા વશીને માનવકુળની ઉચ્ચ ભાવનાને બન્ધનમુક્ત કરવાને જે પ્રચણ્ડ તપશ્ચર્યા કરી છે, આ નાટક એ પ્રચણ્ડ તપશ્ચર્યાનુ ચિરસ્મારક છે.

સાહિત્યની સમાન ભાવનાને કારણે ગોઇટે અને શિલર વચ્ચે જે સ્નેહસમ્બન્ધ બંધાયો, તે એવો તો પ્રગાઢ હતો કે ઇતિહાસમાં એનો જોટો મળવો નથી. અર્વાચીન જગતમા તો એવા બે મહાકવિઓ એક દેશમાં ને એક કાળમાં જન્મ્યા પણ જાણ્યા નથી. આ બે કવિઓ વચ્ચેનો સ્નેહસમ્બન્ધ ઠેઠ શિલરના મરણ પર્યન્ત ટકેલો. પણ આ સમ્બન્ધ વાઇમરમા શિલરના જતાની સાથે જ બન્ધાએલો નહિ શિલર ત્યાં ગયો ત્યારે તો ગોઇટે ઇટાલિયનમાં પ્રવાસે ગયો હતો. ત્યાથી ૧૭૮૮માં પાછો આવ્યો, ત્યાર પછી થોડા જ સમયમા – ૧૭૮૯મા – તેની જ સૂચનાથી શિલર યેના વિદ્યાપીઠમાં ઇતિહાસનો અધ્યાપક નીમાયો એટલે ત્યા ગયો. એ જ વર્ષના નવેમ્બર માસમા એણે યેનામા Was heisst und zu welchem Ende studiert man Universalgeschichte? (ઇતિહાસ એટલુ શું અને શા માટે એનો અભ્યાસ થાય છે?) એ વિષય ઉપર એણે ભાષણ આપ્યુ. ૧૮૯૧ – ’૯૩મા એણે Geschichte des dreissigjahrigen Krieges (ત્રીશ વર્ષના વિગ્રહનો ઇતિહાસ) લખ્યો. સ્વાધીનતાનો પક્ષ લીધાથી, નીતિનિયમોની જરૂર માન્યાથી ને માનવસ્વભાવને ઉંડે અભ્યાસબળે વિવિધ પુરુષોના ગુણદોષનું ગમ્ભીર વિવેચન કર્યાથી આ ઇતિહાસ બહુ સુન્દર અને લોકપ્રિય નિવડ્યો છે. બીજા નાના નાના ઐતિહાસિક નિબન્ધો પણ એ સમયે એણે અનેક લખ્યા છે.

તે સમયે વળી એણે ગ્રીક ભાષાનો ને સાહિત્યનો અભ્યાસ કર્યો ને એને પરિણામે એણે Die Gotter Grieschenlands (ગ્રીસ દેશના

દેવો ) નામે નિબન્ધ ૧૭૮૮મા લખ્યો પછી વળી તેનુ ચિત્ત દર્શનશાસ્ત્રમાં ચોટ્યુ; અને તે વિષે કેટલાક લેખો લખ્યા

એક વાર રૂડોલ્ષ્ટાટમા ગયો હતો ત્યારે ત્યાં વસતા લૅંગેફૅલ્ટ નામના કુટુમ્બ સાથે એને ઓળખાણ થયુ હતુ તે કુટુમ્બની એક કન્યા નામે શાર્લોટે ( Charlotte von Lengefeld ) સાથે ૧૭૯૦ના ફેબ્રુઆરીમા શિલરે લગ્ન કર્યું. બીજે વર્ષે ભયંકર રોગમા એ સપડાયો, તેમાથી કઇક આરામ તો થયો, પણ મરતા સુધી એ રોગ મૂળ મુકીને ગયો નહિ, અને અન્તે એ રોગે જ એનો પ્રાણ લીધેલો. દારિદ્ર્યનુ દુઃખ તો હજી માથે હતુ જ, પણ સદ્‌ભાગ્યે તેવામા હોલ્ષ્ટાઇન-આઉગુસ્ટનબુર્ગના ઠાકોરે એને વાર્ષિક ૧૦૦૦ ટેલરનુ ( ટેલર=૧૫ રૂપિયા ) ત્રણ વર્ષ સુધીનુ વર્ષાસન બાંધી આપ્યુ, એટલે એ ચિન્તા ટળી અને પોતાના અભ્યાસમા નિશ્ચિન્ત બન્યો.

પણ હજી એની અને ગોઇટેની વચ્ચે કઇ લાગણી જાગી નહોતી, એકબીજા ઉપર સદ્‌ભાવ જાગ્યો નહોતો, કઇક અભાવો હતો એમ કહીએ તોપણ ચાલે બન્ને એકબીજાને ઓળખતા તો હતા શિલર વિદ્યાર્થી હતો ત્યારથી ગોઇટેનાં કાવ્યો રસથી વાચતો; ૧૭૭૯મા કાર્લની શાળામા શિલર ભણતો હતો ત્યારે એ શાળા જોવાને ઠાકોર આઉગુસ્ટ અને ગોઇટે બન્ને ગયા હતા, ત્યારે શિલરે ગોઇટેને જોયો પણ હતો. ઠાકોરના આમત્રણથી ૧૭૮૭માં એ વાઇમર રહેવા ગયો, ત્યા સુધી યે એને ગોઇટે ઉપર મોહ હતો પણ બીજે વર્ષે ગોઇટે ઇટાલિયનના પ્રવાસમાથી જ્યારે પાછો આવ્યો ને એ બે જણ જ્યારે કઇક નિકટ આવ્યા ત્યારે એનો એ બધો મોહ ઉડી ગયો એ વખતે શિલરે લખેલુ કે: "એ કવિ પ્રત્યેની મારી માનવૃત્તિ જરા યે ઓછી થઇ નથી, પણ અમે બે દૂર જ રહેવાના, કારણકે એના કવિત્વનો વસન્તકાળ હવે વહી ગયો છે."

ગોઇટે તો વળી એથી યે વધારે દૂર રહેવા ઇચ્છતો. પોતે કલાની ને કાવ્યની ભવ્યતામા વિહરતો ને માનતો કે શિલર તો ગદ્ધાપચીશીમા રખડનારો છે. આજ સુધીનાં નાટકોમા એની શક્તિનો ધીરેધીરે વિકાશ થતો જતો હતો ડોન કાર્લોસ પ્રકટ થયુ ત્યારે તો સૌ જોઇ શકેલા કે કવિની શક્તિ સારી રીતે ખીલી છે ને ડૉઇચલાણ્ડના સમર્થ લેખકોની હારમા ઉભો રહેવાનો એ અધિકારી બન્યો છે એ નાટકનો પહેલો અંક સાભળીને ઠાકોર ખુશ થએલો ને તેથી તો એણે કવિને વાઇમરમાં આવી વસવા

કે પુનર્જીવન પામશે એ આપણે જાણતા નથી; પણ એટલું તો જરૂર જાણીએ છીએ કે લેસિંગને, હર્ડરને, ગોઇટેને, શિલરને અને બીજા વિચાર-કોનોને હાથે દીક્ષા પામેલો ડૅાઇચલાણ્ડનો આત્મા અમર બની ગયો છે ને તે સદાકાળ અમર રહેશે.

અને ત્યારે એ જ હેતુએ પ્રેરાઇને આપણું આ વિશ્વવિખ્યાત નાટક 'વિલ્હૅલ્મ ટૅલ (Wilhelm Tell)' કવિ શિલરે વાઇમરમા બેશીને લખ્યુ હતુ જાતીય સ્વાધીનતા અને એકતા એ એનો મુખ્ય હેતુ છે માનવ-સ્વાધીનતા – વ્યક્તિગત અને જાતિગત સ્વાધીનતા – એ એનુ મધ્યબિન્દુ છે આ ચાર પાણ્ડિતરત્ને વાઇમર-તીર્થક્ષેત્રમા, એ રાજતપોવનમા વશીને માનવ-કુળની ઉચ્ચ ભાવનાને બન્ધનમુક્ત કરવાને જે પ્રચણ્ડ તપશ્ચર્યા કરી છે, આ નાટક એ પ્રચણ્ડ તપશ્ચર્યાનુ ચિરસ્મારક છે.

સાહિત્યની સમાન ભાવનાને કારણે ગોઇટે અને શિલર વચ્ચે જે સ્નેહ-સમ્બન્ધ બંધાયો, તે એવો તો પ્રગાઢ હતો કે ઇતિહાસમા એનો જોટો મળવો નથી. અર્વાચીન જગતમા તો એવા બે મહાકવિઓ એક દેશમાં ને એક કાળમાં જન્મ્યા પણ જાણ્યા નથી. આ બે કવિઓ વચ્ચેનો સ્નેહસમ્બન્ધ ઠેઠ શિલરના મરણ પર્યન્ત ટકેલો. પણ આ સમ્બન્ધ વાઇમરમાં શિલરના જતાની સાથે જ બન્ધાએલો નહિ શિલર ત્યા ગયો ત્યારે તો ગોઇટે ઇટાલિ-યનમા પ્રવાસે ગયો હતો. ત્યાથી ૧૭૮૮માં પાછો આવ્યો, ત્યાર પછી થોડા જ સમયમા – ૧૭૮૯મા – તેની જ સૂચનાથી શિલર યેના વિદ્યાપીઠમાં ઇતિ-હાસનો અધ્યાપક નીમાયો એટલે ત્યા ગયો. એ જ વર્ષના નવેમ્બર માસમા એણે યેનામા Was heisst und zu welchem Ende studiert man Universalgeschichte? (ઇતિહાસ એટલુ શુ અને શા માટે એનો અભ્યાસ થાય છે?) એ વિષય ઉપર એણે ભાષણ આપ્યુ. ૧૮૯૧ – '૯૩મા એણે Geschichte des dreissigjahrigen Krieges (ત્રીશ વર્ષના વિગ્રહનો ઇતિહાસ) લખ્યો. સ્વાધીનતાનો પક્ષ લીધાથી, નીતિ-નિયમોની જરૂર માન્યાથી ને માનવસ્વભાવને ઉંડે અભ્યાસબળે વિવિધ પુરુષોના ગુણદોષનું ગમ્ભીર વિવેચન કર્યાથી આ ઇતિહાસ બહુ સુન્દર અને લોકપ્રિય નિવડ્યો છે. બીજા નાના નાના ઐતિહાસિક નિબન્ધો પણ એ સમયે એણે અનેક લખ્યા છે.

તે સમયે વળી એણે ગ્રીક ભાષાનો ને સાહિત્યનો અભ્યાસ કર્યો ને એને પરિણામે એણે Die Gotter Grieschenlands (ગ્રીસ દેશના

દેવો ) નામે નિબન્ધ ૧૭૮૮મા લખ્યો પછી વળી તેનુ ચિત્ત દર્શનશાસ્ત્રમાં ચોટ્યુ; અને તે વિષે કેટલાક લેખો લખ્યા.

એક વાર રૂડોલ્ષ્ટાટમાં ગયો હતો ત્યારે ત્યાં વસતા લૅંગેફૅલ્ટ નામના કુટુમ્બ સાથે એને ઓળખાણ થયુ હતુ તે કુટુમ્બની એક કન્યા નામે શાર્લોટે ( Charlotte von Lengefeld ) સાથે ૧૭૯૦ના ફેબ્રુઆરીમા શિલરે લગ્ન કર્યું. બીજે વર્ષે ભયકર રોગમા એ સપડાયો, તેમાથી કંઇક આરામ તો થયો, પણ મરતા સુધી એ રોગ મૂળ મુકીને ગયો નહિ, અને અન્તે એ રોગે જ એનો પ્રાણ લીધેલો. દારિદ્રનુ દુઃખ તો હજી માથે હતુ જ, પણ સદ્ભાગ્યે તેવામા હોલ્ષ્ટાઇન-આઉગુસ્ટનબુર્ગના ઠાકોરે એને વાર્ષિક ૧૦૦૦ ટેલરનુ ( ટેલર=૧૫ રૂપિયા ) ત્રણ વર્ષ સુધીનુ વર્ષાસન બાધી આપ્યુ, એટલે એ ચિન્તા ટળી અને પોતાના અભ્યાસમા નિશ્ચિન્ત બન્યો.

પણ હજી એની અને ગોઇટેની વચ્ચે કઇ લાગણી જાગી નહોતી, એકબીજા ઉપર સદ્ભાવ જાગ્યો નહોતો, કંઇક અભાવો હતો એમ કહીએ તોપણ ચાલે બન્ને એકબીજાને ઓળખતા તો હતા શિલર વિદ્યાર્થી હતો ત્યારથી ગોઇટેનાં કાવ્યો રસથી વાચતો; ૧૭૭૯મા કાર્લની શાળામા શિલર ભણતો હતો ત્યારે એ શાળા જોવાને ઠાકોર આઉગુસ્ટ અને ગોઇટે બન્ને ગયા હતા, ત્યારે શિલરે ગોઇટેને જોયો પણ હતો. ઠાકોરના આમત્રણથી ૧૭૮૭માં એ વાઇમર રહેવા ગયો, ત્યા સુધી તે એને ગોઇટે ઉપર મોહ હતો. પણ બીજે વર્ષે ગોઇટે ઇટાલિયનના પ્રવાસમાથી જ્યારે પાછો આવ્યો ને એ બે જણ જ્યારે કંઇક નિકટ આવ્યા ત્યારે એનો એ બધો મોહ ઉડી ગયો. એ વખતે શિલરે લખેલુ કે: "એ કવિ પ્રત્યેની મારી માનવૃત્તિ જરાયે ઓછી થઇ નથી, પણ અમે બે દૂર જ રહેવાના, કારણકે એના કવિત્વનો વસન્તકાળ હવે વહી ગયો છે."

ગોઇટે તો વળી એથીયે વધારે દૂર રહેવા ઇચ્છતો. પોતે કલાની ને કાવ્યની ભવ્યતામા વિહરતો ને માનતો કે શિલર તો ગદ્ધાપચીશીમા રખડનારો છે. આજ સુધીનાં નાટકોમા એની શક્તિનો ધીરેધીરે વિકાશ થતો જતો હતો ડોન કાર્લોસ પ્રકટ થયુ ત્યારે તો સૌ જોઇ શકેલા કે કવિની શક્તિ સારી રીતે ખીલી છે ને ડૉઇચલાણ્ડના સમર્થ લેખકોની હારમાં ઉભો રહેવાનો એ અધિકારી બન્યો છે એ નાટકનો પહેલો અક સાંભળીને ઠાકોર ખુશ થએલો ને તેથી તો એણે કવિને વાઇમરમાં આવી વસવા

આમન્ત્રણ આપેલુ. આ બધુ છતા એને વિષે ગોઇટેનો અભિપ્રાય બહુ ફેરવાએલો નહિ અભિપ્રાયમા કંઇક ફેરફાર થએલો, પણ હજી એને એ ઉદ્ધત તો માનતોજ. કવિની ઇતિહાસ સમ્બન્ધેની પ્રતિભાને કારણે ગોઇટેએ બેશક એની શક્તિની કદર કરી ને ભલામણ કરીને એને યેના-વિદ્યાપીઠમા અધ્યાપક નિમાવ્યો. પણ પાછા આમ એ બે જણ દૂર થયાથી એમની વચ્ચે સદ્ભાવ જાગવાને પ્રસંગ દૂર ગયો.

આમ શિલર ઇતિહાસના અભ્યાસથી પોતાનું જ્ઞાન વિસ્તારતો જતો હતો અને દર્શનશાસ્ત્રના અભ્યાસથી એ જ્ઞાનને સુન્દર બનાવતો જતો હતો, ગોઇટે વિજ્ઞાનશાસ્ત્રમા મચ્યો હતો. પોતપોતાને માર્ગે બન્ને એકલા વિહરતા હતા, બન્ને સાહિત્યથી કંઇક વિમુખ પણ થયે જતા હતા પણ બન્ને પાછા એકઠા થાય અને વળી પાછા સાહિત્યપ્રદેશને માર્ગે વળે એવો એક શુભ પ્રસંગ બન્યો :

પોતાના સૌ લેખો સ્વતન્ત્ર રીતે પ્રકટ કરી શકાય એટલા માટે શિલરે યેનામા Die Horen (The Hours–હોરા–કલાકો) નામે સામયિક પત્ર ૧૭૯૪માં પ્રકટ કરવા માડ્યુ ને તેમાં લેખો લખી મોકલવા ગોઇટેને પ્રાર્થના કરી. ગોઇટેએ એ પ્રાર્થના બહુ ખુશીથી સ્વીકારી પત્રવ્યવહાર શરૂ થયો, ને થોડા જ સમયમા એકબીજા વિરુદ્ધનો અભાવો દૂર થયો; અબોલા તુટ્યા ને થોડા જ સમયમા એ બે જણ મિત્ર બની ગયા. એ વર્ષના મે માસમા ગોઇટે યેના ગયો ને સ્નેહસમ્બન્ધ વધ્યો. આ સમ્બન્ધથી બન્ને હૃદયમાં અનેક સ્ફુરણાઓ સ્ફુરી ઉઠી. ગોઇટેએ એ વિષે પાછળથી લખેલુ કે "એ મારો વસન્તકાળ હતો, એમા બધાં બીજ ફુટી આવ્યા અને એના સુન્દર ફૂલ મારી પ્રકૃતિમા ખીલી નિકળ્યા" ૧૭૯૪થી ૧૮૦૫ સુધીનો જુગ આ સ્નેહસમ્બન્ધને કારણે ડૉઇચ સાહિત્યમાં એવો તો ભવ્ય બની ઉઠ્યો કે સમસ્ત સાહિત્યરસિકો વાઇમર તરફ ઉત્કણ્ઠાએ અને ભક્તિભાવે જોયા કરતા. પહેલાના સમસ્ત સાહિત્યનો પ્રકાશ આ કવિયુગ્મે વાઇમરમા કેન્દ્રીભૂત કર્યો અને પછીના સાહિત્ય માટે એ કેન્દ્રમાથી ચારે બાજુ કિરણો ફેંકવા લાગ્યા. અરેરે, ત્યારે શરૂઆતમા જે ગેરસમજ થઇ તે ના થઇ હોત, અબોલા વહેલા તુટ્યા હોત અને સ્નેહસમ્બન્ધે વહેલો જાગ્યો હોત તો કેવું સારૂ! એ સ્નેહસમ્બન્ધ એટલો વધારે લબાયો હોત તો કેવુ સારૂ! પણ થયુ તે થયુ; અને પરિણામે તો સારૂ જ થયુ.

ખરૂ, પણ સમસ્ત ડૉઇચ સાહિત્યને પોતાની તરફ આકર્ષતા એમને બહુ શ્રમ પડેલો Die Horenની ભાવનાઓ સૂર્યપ્રકાશના જેવી પ્રખર ને તેજસ્વી હતી ડૉઇચલાણ્ડના સામાન્ય પ્રકારના સાહિત્યિકોની આંખ એ પ્રકાશને સહી શકી નહિ; તેમને માટે તો ચન્દ્રપ્રકાશ જ પુરતો હતો. તેઓ એ પત્રને ઉત્તેજન આપવાને બદલે તેની વિરુદ્ધ પોકાર કરવા લાગ્યા અને તેથી ૧૭૯૭મા એ પત્રને બંધ કરવુ પડ્યુ પણ વળી શિલરે ૧૭૯૬થી Musenalmanach નામે વાર્ષિક કાવ્યસંગ્રહ પ્રકટ કરવા માંડ્યો હતો, તેમાં શિલરે અને ગોઇટેએ Zenien નામે કાવ્યમાળા લખવા માડી. અંગ્રેજ કવિ પોપે Dunciadમાં અને બાઇરને English Bards and Scotch Reviewersમા તે સમયના હલકા ને છીછરા લેખકોની ઝાટકણી કાઢી છે, તેજ પ્રકારે આપણા આ બે કવિઓએ પોતાના ટીકાકારોની ઝાટકણી કાઢવા આશરે ચારસો કવિતાઓ લખીને આ વાર્ષિક કાવ્યસંગ્રહમા પ્રકટ કરી છે. એમા બેઠી મશ્કરીઓ પણ ખુબ કરી છે. આથી વચ્ચેના કાટા ખસતા ગયા ને તેમની ઉન્નત ભાવનાઓનો માર્ગ ધીરે ધીરે સ્વચ્છ થતો ગયો. દરબારી નાટકશાળાનો વહીવટ ગોઇટે ૧૭૯૧થી ચલાવતો હતો અને ૧૮૧૭ સુધી ચલાવેલો. તેમા આ બે કવિના નાટક ભજવાવા લાગ્યા આ વહીવટ દરમિયાન ૧૭૯૮થી ૧૮૦૪ સુધી એ નાટકશાળાને એ બેએ એવી ઉચી કક્ષાએ આણી મુકી કે આખા ડૉઇચલાણ્ડમાં એ સર્વોત્તમ મનાવા લાગી ને બર્લિનના સૂત્રધારો પણ એ નાટકની ભાવનાને અનુસરવા લાગ્યા

પરસ્પર મળવાના પ્રસગો વધવા લાગ્યા, અને એક બીજાની પ્રેરણાથી બન્ને પાછા સાહિત્ય તરફ વળવા લાગ્યા. ધીરે ધીરે એ પણ સ્પષ્ટ થતું ગયું કે કાવ્યમા ગોઇટે શિલરથી ચઢીઆતો છે અને નાટકમા શિલર ગોઇટેથી ચઢીઆતો છે. વિજ્ઞાનશાસ્ત્રનો અભ્યાસ હોવા છતા ગોઇટે બહુ સુન્દર કલ્પનાઓ કરી શકતો; દર્શનશાસ્ત્રનો ને ઇતિહાસનો અભ્યાસ આવા કાવ્યો લખવામા શિલરને આડે આવતો, પણ તેથી એ નાટકમાં ઝળકી ઉઠ્યો છે ને વળી તેથીજ એનાં ઘણાંખરાં નાટકો ઐતિહાસિક છે. જે કાવ્યો એ લખતો એમાં દર્શનશાસ્ત્રના અભ્યાસની છાયા સ્પષ્ટ દેખાતી. પણ આ પ્રકારનુ એક કાવ્ય Das Lied von der Glocke (ઘટનું ગીત) ૧૭૯૯મા લખાએલું તે બહુ સુન્દર નિવડેલુ શ્વીટ્સરલાણ્ડની ઉત્તર સીમાએ આવેલા શાફ્હાઉઝન નગરમાં ૧૪૮૬માં ઢાળેલો મોટો ઘંટ છે, એ ઘટથી પ્રેરાઇને એ ગીત એણે લખેલું.

આના કરતાં બીજુ કોઇ ગીત ડૉઇચ ભાષામાં ભાગ્યેજ લોકપ્રિય થયુ હશે. ૧૭૯૭ અને ત્યાર પછીનાં ત્રણ ચાર વર્ષમાં એણે અનેક સુન્દર ગરબા અને ગીતો લખ્યા છે.

ગોઇટેએ 'ફાઉસ્ટ' નામે પ્રભાવશાળી નાટક ૧૭૯૭માં લખવા માડેલુ, તે પણ શિલરની પ્રેરણાથી જ આમાં ગોઇટેએ પણ દર્શનશાસ્ત્રનો અભ્યાસ કર્યાનું સ્પષ્ટ તરી આવે છે. શૅકસપીઅરના પછી અર્વાચીન જુગમા આવુ નાટક બીજા કોઇએ લખ્યું નથી. શિલરની પ્રેરણાથી ગોઇટેએ બીજુ પણ ઘણું લખ્યું.

શિલરે 'ત્રીશ વર્ષના વિગ્રહનો ઇતિહાસ' લખ્યો, ત્યારે એને ઇતિહાસ સમ્બન્ધે જે અભ્યાસ કરવો પડેલો, તેને પરિણામે હવે આજ સમયમાં Wallenstein નાટક લખ્યું (૧૭૯૮–'૯૯). એ નાટકની યોજના ઘડતા ઘડતાં એટલી બધી લાંબી થઇ ગઇ કે તેને પાંચ અકમા સમાવવી અશક્ય થઇ પડી. આથી આખા નાટકના ત્રણ ભાગ કરી નાખ્યા: એક અકમાં Wallensteins Lager (વાલનષ્ટાઇનની છાવણી) નામે પ્રસ્તાવના, અને પાંચ પાંચ અકમા Die Piccolomini અને Wallensteins Tod (વાલનષ્ટાઇનનું મૃત્યુ) એમ બે નાટકો. ગ્રીક નાટ્યકળાના અભ્યાસની સ્પષ્ટ છાયા આ નાટકો ઉપર છે, તેમજ કાણ્ટના દર્શનશાસ્ત્રના વિચારોની પણ એમાં ગુથણી છે; ઐતિહાસિક હકીકતોને સૌન્દર્યકલાથી ગોઠવી છે અને ભાવનાઓ સાથે વસ્તુસ્થિતિનો સમ્બન્ધ ગાંઠ્યો છે. ટીક (Tieck) નામના લેખકે ત્રીશ વર્ષ પછી કહેલું, કે એ નાટકે નવો જુગ વર્તાવ્યો છે, એમ સમસ્ત ડૉઇચલાણ્ડને લાગેલુ એ નાટકે શિલરને યુરોપના સર્વોત્કૃષ્ટ નાટકકારોની હારમાં એકદમ બેસાડી દીધો. એ બન્ને નાટકોનો સાર આ પ્રમાણે છે:

"ત્રીસ વર્ષના વિગ્રહમા વાલનષ્ટાઇન નામે એક સેનાપતિ છે. તે ફલિત "જ્યોતિષને માને છે, તેની ઉપર તથા પોતાના હાથ નીચેના અધિકારીઓની "ઉપર–ખાસ કરીને પીકોલોમીનીની ઉપર–વિશ્વાસ રાખીને રાજાએ તેને "આપેલી સમ્પૂર્ણ સત્તાનો દુરુપયોગ કરે છે, અને દેશશત્રુની સાથે ગૂઢાર્થ "સન્દેશા ચલાવે છે; જોકે એ કરે છે તો માત્ર રમતજ, રાજદ્રોહનો "તેને સકલ્પ પણ નથી. પણ આવો એક સન્દેશો રાજાના હાથમાં "અકસ્માત આવી પડે છે ને વાલનષ્ટાઇનને પુછતાં તેનો સન્તોષજનક

"ખુલાસો એ આપી શકો નથી. પરિણામ એવું આવે છે કે રાજદ્રોહ
"તેને સ્વીકારવો પડે છે, અને પોતાના જ રાજા સામે રણક્ષેત્રમા ઉતરવું
"પડે છે. તેનું લશ્કર અને અમલદારો તેને છોડી ચાલ્યા જાય છે ને એથી
"એની ભુડી દશા થાય છે."

'ફીસ્કો' અને 'ડોન કાર્લોસ' જોકે ઐતિહાસિક નાટકો છે, જોકે એ પાત્રો ઐતિહાસિક છે, છતાં એ નાટકોમા કવિ ઇતિહાસને વળગી રહ્યો નથી; પણ 'વાલનષ્ટાઇન'માં એ જાણી જોઇને ઇતિહાસને વળગી રહ્યો છે, કારણકે એણે કહેલુ કે **વસ્તુસ્થિતિને ભાવનામય બનાવવા કરતાં ભાવનાને વાસ્તવિક બનાવવાનુ** મને સારૂં લાગ્યું. આથી ૧૬૩૪ના ફેબ્રુઆરી માસમા વાલનષ્ટાઇનના જીવનના છેલ્લા ચાર દિવસનો ઇતિહાસ લેઇને એ માણસના સ્વભાવનુ અને તેના અન્તનું તેમજ ત્રીશ વર્ષના સમસ્ત વિગ્રહનાં કષ્ટોનું અને વિજયનું આબેહુબ ચિત્ર કવિએ આપણી સમક્ષ ખડુ કર્યું છે.

બે મિત્રો નિકટમા રહી શકે ને વાઇમર નાટકશાળાની વ્યવસ્થામાં પોતે પ્રત્યક્ષ ભાગ લેઇ શકે એટલા માટે ૧૭૯૯ના ડિસેમ્બરમાં શિલર વાઇમરમા જઇ રહ્યો ને ૧૯૦૫માં મરતા સુધી પછી પગ બાંધીને એ ત્યાં જ રહ્યો.

વાઇમરમા એ આવ્યો ત્યારે Maria Stuart નામે નવા નાટકના ત્રણ અંક સાથે લેતો આવ્યો. એ નાટક એણે ૧૮૦૦ના આરંભમા સંપૂર્ણ કર્યું ને તેજ વર્ષના ઉનાળામાં ભજવાયું. એ કરુણરસ નાટકનો સાર આમ છે:

"સ્કોટલૅણ્ડવાળી રાણી મારીઆ (મૅરી) સ્ટુઅર્ટ પોતાના આન્તર
"શત્રુઓથી હારી છુટી પોતાની છેટેની સગી ઇંગ્લૅણ્ડવાળી રાણી એલિઝા-
"બેથને શરણે આવે છે. એલિઝાબેથ મારીઆને કેદમાં રાખે છે. મારીઆના
"રખવાળ પાઉલેટનો ભત્રિજો મૉર્ટિમર રાણીને છોડાવવાનો પ્રપંચ રચે છે.
"રાણીના રૂપથી મોહીને તેને પરણવા માટે પણ કોઇ કોઇ એ પ્રપંચમાં
"ભળે છે. આ પ્રપંચને અનુસરી, ઇતિહાસથી વેગળા જઇ, કવિ રાણી
"એલિઝાબેથને કેદખાનામાં રાણી મારીઆને મળવા મોકલે છે. આ પ્રસંગે
"મારીઆ જો નમ્ર રહી હોત તો તો વખતે છુટવાનો સંભવ હતો પણ એલિઝા-
"બેથના ટાણાથી ઉશ્કેરાઇ જઇને મારીઆ એને એવા સખ્ત અને કડવા

"ટાણાથી ઉત્તર વાળે છે કે રાણી એલીઝાબેથ ક્રોધે ભરાઇને ચાલી જાય "છે. મારીઆને મારી નાખવાનો હુકમ લખી તે હુકમ એક નવા નિમાએલા "મન્ત્રીને આપે છે. એ હુકમનું શુ કરવાનું છે એવુ મન્ત્રીએ પૂછતાં રાણી "ગોળગોળ જવાબ આપે છે. મન્ત્રીને કશુ સુઝતુ નથી અને છેવટે ગુચ-"વાડામાંજ એ હુકમનો અમલ થવા મોકલી દે છે. આથી રાણી મારીઆનો "કેદખાનામા ઘાત થાય છે. એલિઝાબેથની ઇચ્છા તો એજ હતી, "પણ કલકમાંથી બચવાને ખાતર મન્ત્રીને ધમકાવી પૂછે છે કે સાચવી "રાખવા આપેલા હુકમનો અમલ શા માટે કર્યો? અને પછી એ મન્ત્રીને "સજા કરે છે."

આ નાટક સમ્બન્ધે અગ્રેજ ટીકાકારોનો અભિપ્રાય એવો છે કે ઇતિહાસપ્રસિદ્ધ વસ્તુને ફેરવી શિલરે મારીઆને હતી તેના કરતા વધારે ઉજળી, અને એલિઝાબેથને હતી તે કરતાં વધારે ઝાખી ચિત્રી છે. પણ સાથે એમ પણ કહી શકાય કે નાટકની નાયિકાના સ્વભાવમા ભાવનાઓ આરોપવાનો એણે પ્રયત્ન કર્યો છે. નાટ્યશાસ્ત્રને હિસાબે આ નાટક અતિશય નિયમિત છે, ભવ્ય ભાવનાઓ અને ઉડી લાગણીઓને કારણે અતિ સુન્દર બન્યુ છે પણ એમા મુખ્ય દોષ એ છે કે નાટકનો અન્ત – નાયિકાનુ મૃત્યુ – પ્રથમ પ્રવેશનો પડદો ઉઘડતાની સાથે જ જણાઇ આવે છે, અને માત્ર યુક્તિઓ વડેજ એ અન્તને દૂર રાખ્યા કર્યો છે. આ નાટક પણ ડૉઇચલાણ્ડમા બહુ લોકપ્રિય થઇ પડેલું. એક સ્ત્રીલેખકને મતે આ નાટક સમસ્ત ડૉઇચ નાટકોમાં સૌથી વધારે હૃદયદ્રાવક ને સુન્દર છે.

હવે કવિના પ્રતિભામન્દિરનાં દ્વાર એકદમ ખુલી જાય છે ને ઉપરાછાપરી એ આપણને નાટકો આપતો થાય છે. ૧૮૦૧મા એણે Die Jungfrau von Orleans (ઓર્લિયન્સની કુમારિકા – જોન ઑફ્ આર્ક) લખ્યું ફ્રાન્મની આ સરળ નાયિકાનુ સરળ ચિત્ર ચીતરવુ શિલરને બહુ સ્વાભાવિક લાગ્યુ છે અને એનામાં પવિત્ર, ધર્માનુરાગી અને સ્વદેશભક્ત હૃદય બહુ સુન્દર રીતે એ ચીતરી શકયો છે. Maria Stuartમા કવિએ ઇગ્લૅણ્ડનો સમ્બન્ધ સ્કૉટલૅણ્ડની રાણી સાથેનો ચીતર્યો છે, ત્યારે આમા ફ્રાન્સ અને તેની એક કુમારિકા સાથેનો ચીતર્યો છે. આ નાટકનો સાર આમ છે:

"દેશશત્રુ ઇગ્લૅણ્ડની સેનાથી હારીને ફ્રાન્સ છેકજ નિરાશ થઇ ગયું "છે, તેવે દૂરના એક ગામડાની કુમારિકા જોન એમ જુએ છે કે જાણે

"પ્રભુના દૂત તેને દેશની વ્હારે ચઢવા પ્રેરે છે એવી અનેક પ્રેરણાઓ "થયાથી એ સ્વદેશની સેનાને મોખરે થઇ ઉત્સાહ આપે છે ને અગ્રેજો "સામે યુદ્ધે ચઢે છે. કુમારિકાના ઉત્સાહથી અને તેને દેવી માન્યાથી "સેનામા નવુ જોમ આવે છે ને તે વિજય ઉપર વિજય મેળવતી આગળ "ચાલે છે. પોતાના રાજાને ઓર્લીઆમા રાજ્યાભિષેક કરાવે છે. વિજય "સપૂર્ણ થાય ત્યાં સુધી કોઇ પણ પુરુષ ઉપર લગ્નસ્નેહની દૃષ્ટિએ જોવુ "નહિ એવી દેવદૂતની આજ્ઞા હતી, પણ રણક્ષેત્રમા અગ્રેજ સેનાની લાયો- "નલને દેખતા તેના હૃદયમાં સ્નેહ જામે છે ને ત્યારથી તેની અજેયતા "એચી લેવાય છે. લડતા પકડાય છે ને કેદખાને નખાય છે ત્યા પશ્ચા- "ત્તાપ કર્યાથી એને પાછી અલૌકિક શક્તિ પ્રાપ્ત થાય છે પોતાની "બેડીઓ તોડી કેદખાનામાથી નિકળી આવે છે અને વળી પાછી યુદ્ધે ચઢે "છે. અન્તે રણક્ષેત્રમા લઢતા એ મરાય છે"

આ પહેલાના નાટકોમાં ઇતિહાસને આધારે જે પ્રમાણમા કવિ ચાલેલો, તે પ્રમાણમા આ નાટકમા એ નથી ચાલ્યો, અને તેથી નાટકના મુખપૃષ્ઠ ઉપરજ એણે એને 'કલ્પનામય' જણાવેલુ છે નાટકનો કાળ મધ્યયુગનો હોયાને કારણે દેવદૂતની પ્રેરણાઓ આદિ ચમત્કારો વર્ણવ્યા છે ફ્રાન્સની એ કુમારિકા જોન આ નાટકની નાયિકા છે કવિ તેનામા પવિત્રતા ને સરળતા બહુ સુન્દર ને સ્વાભાવિક રીતે આરોપી શક્યો છે. યુદ્ધક્ષેત્રોનાં વર્ણન પણ તેવાંજ ભવ્ય છે. દેશવાત્સલ્ય અને ધર્મભાવના આ નાટકમાં તરી આવે છે.

તેજ વર્ષમા—૧૮૦૧મા—એણે શેક્સપીઅરના Macbethનો અને ૧૮૦૨મા ગોત્સીના (Gozziના) Turnadotનો અનુવાદ કર્યો

૧૮૦૩ના ફેબ્રુઆરી માસમાં શિલરે ત્યાર પછીનુ નાટક Die Braut von Messina (મેસિનાની કન્યા) પુરૂં કર્યું. એનો સાર આ પ્રમાણે છે:

"બે ભાઇઓને બનતુ નથી. એક બીજાને ખબર નહિ તેવી રીતે "એક કુમારિકા સાથે તેઓ સ્નેહમા પડે છે. કુમારિકા પણ બન્નેનો સ્નેહ "પોષે છે નાના ભાઇને આ વાતની ખબર પડ્યાથી મોટા ભાઇનું ખૂન "કરે છે. પણ જે કુમારિકા સાથે પોતે સ્નેહ જોડ્યો છે તે તો તેની બેન "નિકળે છે એટલે તે નાનો પણ આપઘાત કરે છે. પોતાને બેન છે એવું "એ બે ભાઇમાંથી કોઇને સ્વપ્ન પણ ન હતુ. પોતાના બે દિકરાઓને

"પાછો અનાથ થનો જાય છે, તે બન્ને કોઇ કુમારિકાઓ સાથે લગ્ન કરવાના "છે અને વળી અનેક દિવસથી ગુપ્ત રહેલી પોતાની કન્યા પાછી છતી "થવાની છે એવા શુભ સમાચારથી માતા આનન્દઘેલી થઇ જાય છે, એવે "જ આ છેવટનો પ્રસગ બને છે.'

આ નાટકને માટે પદર વર્ષથી એના મનમા યોજના રમ્યા કરતી હતી. પ્રાચીન ગ્રીક નાટકને ધાટે આ નાટકને ધડવાનો એણે પ્રયત્ન કર્યો છે, વળી આધુનિક વિચારોના આત્માને પ્રાચીન ધાટના કલેવરમા મુકવાનો પ્રયત્ન કર્યો છે; પણ તેમાં બહુ વિજય એને મળ્યો હોય એમ ગણાતુ નથી છતાએ કાવ્યરચનામાં તો એ ભવ્ય જ થતો ચાલે છે

ત્યાર પછી વાઇમરની રગભૂમિ માટે બે ફ્રૅંચ નાટકોના અનુવાદ નામે Der Parasit ( પરોપજીવી ) અને Der Neffe als Onkel ( કાકાને વેશે ભત્રિજો ) કરી આપ્યા.

અને ત્યાર પછી ૧૮૦૪મા લખાએલુ, અરેરે છેક છેવટનુ, નાટક તે આપણુ આ Wilhelm Tell ( વિલ્હેલ્મ ટૅલ ) છે એને માટે તો આગળ વિસ્તારથી કહેવાનુ છેજ; એટલે અહી તો એટલુ જ કહી લેઇશું કે આ નાટક આપણા સુવિખ્યાત કવિનુ સર્વથી છેલ્લુ અને સર્વથી ઉત્તમ નાટક છે.

રિચાર્ડ વાગ્નર કહે છે કે "વાલનષ્ટાઇનથી ટૅલ સુધીનાં બધા નાટકો એ અજ્ઞાત ભાવનાપ્રદેશમાં વિજયી નિવડયા છે." વિલ્હેલ્મ ટૅલ ડોઇચ નાટકોમા સૌથી વધારે લોકપ્રિય છે, ગોઇટે અને શિલરના સહકારનું સ્મરણચિહ્ન છે.

આ એનુ છેલ્લુ સમ્પૂર્ણ નાટક છે, કારણકે ત્યારપછી એણે Demetrius નામે નાટક લખવુ શરૂ તો કરેલું, પણ બે અક પુરા થયા ના થયા ને આદર્યું અધુરૂ રહ્યું—કવિ ચાલતો થયો!

૧૭૯૦માં કવિ માદો પડચો હતો, તે વારે તો ખાટલેથી એ ઉઠચો હતો, પણ ત્યારે એના શરીરમાં જે રોગ ઘર કરી બેઠો તે કેમે કરીને નિકળ્યો નહિ અને ૧૮૦૫ના મે માસની ૯મી તારીખે એનો અમર આત્મા જનસમાજને અમૃતપાન કરાવી ચાલતો થયો. ફૂલ પોતાનો અમર આત્મા તેના વિલાસી ભક્તોને સમર્પી પોતાના મર્ત્ય દેહને કરમાવી ચાલ્યું જાય,-તો

એનું જીવન સફળ છે કવિ શિલરનુ જીવન સફળ છે મરણ સમયે એ વાઇમરમા હતો; બે પુત્ર ને બે પુત્રી તે સમયે એને હતાં

શિલરનુ પોતાનુ જીવનનાટક પણ એના નાટકોની પેઠે વિચિત્ર રંગે રંગાએલુ છે અને તેમા અનેક ભિન્ન ભિન્ન પ્રકારના અંકો ને પ્રવેશો ભજવાયા છે. પણ અન્તે એ સુખી હતુ એનો ઘરસંસાર આનન્દપ્રદ નિવડ્યો, અને વિલ્હૅલ્મ ફૉન હમબોલ્ટ, ફીક્ટે, હર્ડર, વીલાણ્ડ, કોર્ઇનર અને ગોઇટે જેવા મિત્રો અને સહાયકો વચ્ચે સ્નેહસ્થાન મેળવી શકયો

શિલરની કલાએ, સ્પષ્ટતાએ, શુદ્ધ નીતિસિદ્ધાન્તોએ અને પ્રબળ આશાવાદે એને તે જુગમા—ખાસ કરીને રાજકીય નિર્બળતાના જુગમાં—ડૉઇચ પ્રજામા ખુબ લોકપ્રિય બનાવી મુકયો, પણ ૧૮૭૧મા ડૉઇચ મહારાજ્ય ઘડાયુ, ત્યારથી એની એ લોકપ્રિયતા કંઇક ઝાખી થતી ગઇ છે આજના શિક્ષિત ડૉઇચ લોક એમ માનતા થયા છે કે પ્રજાની ભાવનાઓને ગોઇટેએ સાચી રીતે દર્શાવી છે; માનતા થયા છે કે નાટકની, તત્ત્વજ્ઞાનની, ઇતિહાસની, કાવ્યની શિલરની ભાવનાઓ ફ્રેંચ વિપ્લવ પૂર્વેના જુગને જેટલી અનુકૂળ છે એટલી અનુકૂળ આજના જુગને નથી; કારણકે એની દૃષ્ટિ અર્વાચીન જુગની ભૌતિક આકાક્ષાઓ તરફ નથી, પ્રાચીન જુગની નીતિ-અને ધર્મ-ભાવનાઓ તરફ છે. અને છતાંયે એને ડૉઇચલાણ્ડ પોતાનો સમર્થ મહાકવિ માને છે, ગોઇટેની જોડાજોડ બેસાડે છે.[૯]

પ્રખ્યાત ઇતિહાસક શેરર ( Scherer ) કવિ શિલરની આમ પૂજા કરે છે: "આકિલ્લિસનુ ( Achilles ) મૃત્યુ વર્ણવતાં ગોઇટે આથેને ( Athene ) પાસે આમ બોલાવે છે; 'અરેરે, જેણે જનતાને વિશાળ આનન્દ આપ્યો તે આ સુન્દર રૂપ આટલુ વહેલુ કરમાઇ જશે.' અને જ્યારે શિલર મરણ પામ્યો ત્યારે ગોઇટેએ એનુ મરણ ગાયુ તેમા એને માટે બહુ સુન્દર બોલ્યો: 'પોતાની પાછળ અરૂપમા એવું રૂપ મૂકી ગયો, કે જે આપણું સર્વેનુ—જનતાનું—મસ્તક નમાવે છે અને આપણને સ્નેહબંધને બાંધે છે!'

*———

૯ અને હવે તો આ વર્ષથી એ દેશના પોસ્ટલ સ્ટૅમ્પો ઉપર ત્યાંના મહાપુરુષોની છબિઓ મૂકવા માંડી છે, તેમા કાણ્ટ, લૅસિંગ, ગોઇટે વગેરે સાથે શિલરને પણ સ્થાન મળ્યુ છે. વીરપૂજાની સુન્દર પ્રણાલી!

(વસંતપંચમી, ૧૯૮૩)

## નાટક કેમ રચાયું?

સ્વાધીનતા અને જાતીય એકતા એ આ નાટકનાં મૂળસૂત્ર, એ મૂળ-સૂત્ર અને તેની ઉપર રચાએલી સુન્દર રચના; આને લીધેજ આ નાટકની નિરવધિ લોકપ્રિયતા ટકેલી છે. વળી જગતના બે અર્વાચીન મહાન ડૅાઇચ કવિઓનો—ગોઇટે તથા શિલરનો—આ નાટકમા સગમ થયો છે. નાટક લખવાનો પ્રથમ સકલ્પ ગોઇટેને થયો, પછી શિલરને થયો શિલર લખે તો સારી વાત છે એમ કહી ગોઇટેએ પોતાનો સકલ્પ ખુશીથી છોડી દીધો પણ વળી વિચિત્ર વાત તો એ છે કે શિલરે નાટક લખ્યુ, એ નાટક ભજવાયુ, પ્રકટ થયું ને વિજયી નિવડ્યુ, શિલર ગુજરી પણ ગયો અને ત્યાર પછી પાછુ એ નાટક નવેસરથી લખવાનો સકલ્પ ગોઇટેએ કર્યો ને વળી પાછો છોડી દીધો.

ગોઇટેએ સ્વીટ્સદેશની યાત્રા ત્રણ વાર—૧૭૭૫માં, '૭૯મા અને '૯૭મા કરેલી. છેલ્લી યાત્રાએ એ નિકળ્યો ત્યારે વનપ્રદેશોમાં ગએલો. ત્યા ટૅલની કથાઓ સાભળીને એને લાગ્યુ કે એને કાવ્યમાં ઉતારી શકાય. ઑક્ટોબરની ૧૪મીએ શિલરને લખ્યુ કે: "મારી ખાતરી છે કે ટૅલની કથાને કાવ્યમાં ઉતારી શકાય." શિલરે એ યોજનાને વધાવી લીધી ને લખ્યું કે: "વિલ્હૅલ્મ ટૅલ સબધેની તમારી યોજના સુન્દર છે. પર્વતો ઉપર ઉભેલો માણુસ જેમ દૂર સુધીનુ દૃશ્ય જોઇ શકે એમ આ સુન્દર કથાથી આપણે જનસ્વભાવના વિશાળ અતર્દર્શન કરીશુ" ૧૭૯૮ના જુલાઇ સુધી ગોઇટેના મનમાં આ યોજનાઓ રમતી હોય એમ એના પત્રો ઉપરથી દેખાય છે, પણ પાછળથી એનુ ચિત્ત બીજી દિશાએ રોકાયાથી આ કલ્પનાઓ ને યોજનાઓ નબળી પડતી ગઇ; ૧૮૦૦ની સાલ પછી તો વિલ્હૅલ્મ ટૅલ સમ્બન્ધી સર્વ સંકલ્પો ગોઇટેએ છોડી દીધા ને શિલરને એ કામ ઉપાડી લેવા પ્રેરણા કરી. ગોઇટે પાછળથી લખે છે એમ આ નાટક "સપૂર્ણ રીતે કવિની (શિલરની) કૃતિ છે, અને એ કામ હાથમા લેવા તેને મે પ્રેરણા કરી તે સિવાય એમા બીજુ કશુ મારું નથી."

૧૮૦૧મા Maria Stuart રચાઇ રહ્યા પછી શિલર હવે શુ લખશે એ વિષે લોકમાં અનેક ચિત્રવિચિત્ર તર્ક થવા લાગ્યા; બોલાવા લાગ્યું કે વિલ્હૅલ્મ ટૅલ લખે છે. ખરી રીતે તો એ વેળાએ Jungfrau von Orleans લખવામાં રોકાયો હતો. લોકમા આ તર્ક

કેમ ઉઠયો એ કહી શકાતું નથી. વખતે શિલરે આ કથાને નાટક-માં ઉતારી શકાય એવી વાતો કોઇને કરી હોય; અને એટલું પણ ખરૂ કે ૧૮૦૦ના ડિસેમ્બરથી ૧૮૦૧ના ડિસેમ્બર સુધી મુઇલરે લખેલા શ્વીટ્સ-દેશના ઇતિહાસના પહેલા બે ભાગ શિલરે વાઇમર પુસ્તકાલયમાંથી લેઇને પોતાની પાસે રાખ્યા હતા. આ ભાગમા ટૅલની કથા આવે છે ને તેથી લોકને આ તર્ક કરવાનુ કારણ મળ્યું હોય ધીરે ધીરે આવા તર્કો ને વાતો લોકમાં વધવા લાગી. કોલાહલ એવો તો મચ્યો કે ગ્રન્થપ્રકાશકોએ, નાટકસૂત્રધારોએ અને મિત્રોએ તેને પત્રો લખીલખીને આ વિષે પુછપરછ કરવા માંડી. પણ ૧૮૦૨ના માર્ચ સુધી શિલર આ સમ્બન્ધે કશુ બોલતો નથી તે વારેજ પ્રથમ એણે ગોઇટેને, કોઇર્નરને અને પોતાના ગ્રન્થપ્રકાશકને લખી આ નાટક વિષે ઇસારો કર્યો. પ્રકાશક કોટાને (Cotta) તે માસની ૧૬મી તારીખે એણે આમ લખ્યુ: “હુ વિલ્હેલ્મ ટૅલ લખુ છું એવા ખોટાં ગપ્પાં મે એટલાં બધાં સાંભળ્યાં છે કે તે વિષય ઉપર ધ્યાન આપવાની ને ચુડીએ લખેલા Chronicon Helveticumનો (શ્વીટ્સરલાણ્ડનો ઇતિહાસ) અભ્યાસ કરવાની મને ફરજ પડી છે આ ઇતિહાસ મને એટલો સારો લાગ્યો છે કે હવે વિલ્હેલ્મ ટૅલ લખવાનો મે નિશ્ચય કર્યો છે, અને એ નાટક સુન્દર બનશે . . પણ આ વાત કોઇને કહેશો નહિ, કારણકે જે વિષયના સમ્બન્ધમાં હુ બહુ સાંભળું છું, તે વિષયનો રસ મને ઉડી જાય છે.” એ પત્રમા કોટાને કવિ ફીરવાલ્ટષ્ટેટર સરોવરના પ્રદેશનો વિગતવાર નકશો મોકલ-વાની સૂચના પણ કરે છે. વળી તેજ વર્ષના સપ્ટેમ્બર માસમા શિલર કોઇ-ર્નરને લખે છે, કે: “વખતે ગયા વર્ષથી તમે સાભળતા આવ્યા હશો કે હુ વિલ્હેલ્મ ટૅલ લખુ છુ, કારણકે ડ્રેસ્ડનના મારા પ્રવાસ (૧૮૦૧ના ઓગષ્ટ) પહેલા બર્લિનથી અને હામબુર્ગથી આ સબધે મને પુછાવા લાગેલુ મને તો એવુ સ્વપ્ન પણ ન હતુ. પણ આ નાટકને માટે માગણી એટલી ચાલુ રહી કે તેથી મને બળવાન પ્રેરણા થઇ. ચુડીએ લખેલા શ્વીટ્સ-ના ઇતિહાસનો અભ્યાસ મે શરૂ કર્યો. આથી મને નવોજ પ્રકાશ મળ્યો, કારણકે લેખક, હીરોડોટસની વિશુદ્ધિથી, અરે હોમરના બળથી, એવે સુન્દર ભાવે લખે છે કે તેનું પુસ્તક મને કાવ્યમય પ્રેરણામાં મુકી દે છે. જોકે ટૅલની કથા નાટકની રચનાને માટે કઠણ છે, કારણકે પ્રસગો સ્થળકાળે વિખરાયેલા છે ને રાજકીય છે. . . . છતા એને એવી રીતે કવિતામા ઉતાર્યા છે કે ઇતિ-હાસ મટીને એ સૌ કાવ્ય બની ગયુ છે. કામ તો નિરાશા ઉપજે એવુ કઠણ

છે છતાં મકાનના થાંભના મજબુત બેસાડી દીધા છે અને ધારૂં છુ કે મજબુત મકાન બન્ધાશે "

છતાયે એને આ નાટક હાલ વેગળુ મુકવું પડ્યું ને Die Braut von Messina લેવું પડ્યુ, કારણકે એને ઝડપથી પૂરૂ કરવું સહેલું હતુ આ નાટક ઑગસ્ટ ૧૮૦૨ અને ફેબ્રુઆરી ૧૯૦૩ વચ્ચે લખાયુ. પછી વળી માલ્ટાના સરદારોના અને ઇગ્લૅણ્ડવાળા પ્રિટેણ્ડર વૉરએકના વિષયો લીધા, અને ત્યાર પછી વાઇમરની રંગભૂમિને માટે બે ફ્રૅચ નાટકોના અનુવાદ કરી આપ્યા. ૧૮૦૩ના મે સુધીનો કાળ તો આમ વહી ગયો. પછી એણે સુઈના ઇતિહાસનો અભ્યાસ ફરી આરમ્ભ્યો ને નાટક લખવા માટે તે વર્ષના ઑગસ્ટ માસની ૨૫મી તારીખે કવિએ કલમ પકડી, એમ એની રોજનિશિ ઉપરથી જણાય છે.

આજ સુધી બર્લિનની નાટકશાળાનો સૂત્રધાર ઇફ્લાણ્ડ Iffland વારંવાર શિલરને લખ્યા ને પ્રાર્થના કર્યા જતો કે રંગભૂમિ ઉપર સફળ થાય એવુ અને લોકના હૃદયને સબળ ઉત્તેજન આપે એવુ નાટક લખો. કવિને પણ આ પ્રાર્થનાઓની અસર નહોતી થઇ એમ નહોતુ. જુલાઇ માસમાં કવિએ એને લખેલું, કે "આ નાટક (ટૅલ), મને આશા છે કે, તમારી ઇચ્છા બર લાવશે અને લોકની ભાવનાઓને તથા જ્ઞાનને રસપ્રદ થઇ પડશે " ઓગસ્ટ માસમા વિલ્હૅલ્મ ફૉન હમ્બોલ્ટને લખે છે: "કામ છે તો કઠણ, પણ રસિક એવુ છે કે પૂરૂ કર્યે જ છોડીશ." સપ્ટેમ્બરની ૧૨મીએ કાઇર્નરને લખે છે: "મેં શ્વીટ્સ દેશ જાતે જોયો નથી, માટે તેનુ સમ્પૂર્ણ જ્ઞાન મળે એવી પુસ્તકસામગ્રી મોકલી આપો." વળી એજ પત્રમા લખે છે કે: "મારા મનમા ધારેલુ આ કામ પૂરૂ કરવામાં દેવો સહાયતા દેશે, તો એ નાટક સબળ નિવડશે ને ડૉઇચલાણ્ડની નાટકશાળાઓને હચમચાવી મુકશે." નવેમ્બરમા ઇફ્લાણ્ડને લખે છે, કે: "અત્યારે તો હું ટૅલમાજ જીવું છું ને રમું છુ. . . . . . સમસ્ત પ્રજાને માટે સાચા નાટકનુ તમને વચન આપુ છુ."

આ બધા પત્રોથી આ નાટક લખવામાં કવિનો આનન્દ, મુશ્કેલીઓ, અને ઇચ્છાઓ પ્રકટ થાય છે. શ્વીટ્સમાં તો એ કદી ગયો નથી; તે પ્રદેશનો દેખાવ આંખો સામે તરાવવાને માટે પુસ્તકો, નકશા, ચિત્રો ઉથામવા માંડે છે ને નોંધો લે છે તેની સ્ત્રી તથા તથા મિત્રકવિ ગોઇટે બન્નેએ એ દેશમા પ્રવાસો કરેલા, તેથી તે બન્ને પણ તેને અનેક માહિતીઓ

આપ્યે જાય છે. ઇફ્લાણ્ડે પુછેલું કે નાટક ક્યારે પૂરૂં થશે તેના જવાબમાં ડિસેમ્બરની પાંચમીએ કવિ લખે છે કે માર્ચમાં પૂરૂં થઇ જશે. નાટકમાં ખામી ન રહી જાય એટલા માટે વળી પોતે શ્વીટ્સમાં જઇ રંગભૂમિ જોઇ આવવા વિચાર કરે છે. ઇફ્લાણ્ડને તો એટલી ઉતાવળ આવી ગઇ છે કે અંક જેમ જેમ પુરા થતા જાય તેમ તેમ રંગભૂમિ ઉપર ભજવવા આપતા જવાની પ્રાર્થના કરે છે; તેના ઉત્તરમાં કવિ લખે છે કે, "બધા અંકો એક સમગ્ર સતત સૂત્રે સન્ધાય એટલા માટે બધું નાટક પૂરૂં કર્યા સિવાય ભજવવા આપી શકાય નહિ." વળી એ જ પત્રમા જણાવે છે, કે "જાન્યુઆરી-મા પ્રથમના ત્રણ અંકો પૂરા થશે ને ત્યારે રંગભૂમિ ઉપરની વ્યવસ્થાને માટે સૂચનાઓ આપવા માડીશ." આ એનું કહેવુ સાચું હતુ, કારણકે નાટકની તે વખતની યોજના પ્રમાણે તો પ્રકટ થએલા નાટકના બીજા અંકનો પહેલો પ્રવેશ તે પહેલા અંકના બીજા પ્રવેશ પછી મુકાયો હતો પહેલા અંકના ત્રીજા પ્રવેશમા આવતો વાંસ ઉપરની ટોપીનો પ્રસંગ બીજા અંકનો પહેલો પ્રવેશ થવાનો હતો અને ત્યાર પછીના પ્રવેશમાં એક ઓરડામા રૂડન્સ તથા બર્ટાની વાતચિત થવાની હતી, તે આજના નાટકમા ત્રીજા અંકમાંના બીજા પ્રવેશમાં જંગલ વચ્ચે થાય છે ચોથા અંકનો પહેલો તથા બીજો પ્રવેશ ઉલટપાલટ કરી નાખવાના હતા, ત્યાર પછીના પ્રવેશમા જંગલપ્રદેશમા ચોથા અંકના પહેલા પ્રવેશમાં ટૅલે વર્ણવેલો પ્રસંગ દેખાડવાનો હતો અને એ અંકના છેલ્લા પ્રવેશમાં મૅલ્પટાલ રૉસબર્ગનો કિલ્લો જોઇ રાખતો હોય એવો દેખાવ આણવાનો હતો આ સ્થિતિમા આખું નાટક પૂરૂ કર્યા વિના અંકે અંકે ભજવવા કવિએ ના આપ્યુ એ ઠીક જ કર્યું.

કામ ઝપાટાબંધ ચાલતુ હતુ, તેમાં અડચણો પણ આવતી હતી. સંસારકાજ કરવા પડતાં હતા, તેવામાં વળી હર્ડરનું મૃત્યુ થયુ. વળી અત્યન્ત ચચળ, અત્યન્ત વિતણ્ડાપ્રિય અને અત્યન્ત વાતોડીઅણ દર્શનશાસ્ત્ર-નો અભ્યાસ કરનાર એક ફ્રેન્ચ બાઇ વાઇમરમા આવીને કવિનો સમય લેવા લાગી પણ ઑક્ટોબર માસમાં શેક્સપીઅરનું નાટક જુલિયસ સીઝર ત્યાં ભજવાયુ તેનાથી તેમજ શ્વીટ્સ ઇતિહાસક ગોહાનસ ફૉન મુઇલર ત્યાં ૧૮-૦૪ના જાન્યુઆરીની ૨૨મીએ આવ્યો, તેના સમાગમથી તેને લાભ પણ થયો.[૧૦]

---

[૧૦] નાટક પૃષ્ઠ ૧૬૩ પંક્તિ ૧૦–૧૧ તથા તેના ઉપરની નોટ ૨૯૧ જોશો.

કામ આગળ ચાલ્યુ. ૧૯૦૪ના જાન્યુઆરીમાં ઉપર જણાવેલી જુની યોજનાનો પ્રથમ અંક પુરો થયો ને ૧૨મી તારીખે ગોઇટને જોવા મોકલ્યો. તેણે આનન્દમાં આવી લખી જણાવ્યુ, કે: "આ કઇ પ્રથમ અક નથી, પણ સમ્પૂર્ણ નાટક છે ને બહુ સુન્દર છે." ગોઇટેએ બે નાની બાબતમા સૂચનાઓ કરી બે દિવસ પછી કવિએ રૂઇ્‌લીવાળો પ્રવેશ મોકલી દીધો તેનાં ગોઇટેએ વખાણ કર્યા ત્રેવીસમી તારીખે ઇફલાણ્ડને પહેલો અક મોકલી આપતાં કવિ વચન આપે છે કે ફેબ્રુઆરીને અન્તે સમસ્ત નાટક સમાપ્ત થશે તે વાચીને ઇફલાણ્ડ ગાંડોઘેલો થઇ જાય છે, નાટક પૂરૂ જોવાને તલપાપડ થઇ જાય છે ને કવિને લખે છે કે: "અરે વધારે, ઘણુંજ જલદી વધારે! કેવુ નાટક! કેવી સુન્દરતા, કેવી પ્રબળતા, કેવી સમ્પૂર્ણતા, કેવી સર્વશક્તિમત્તા! ભગવાન તમારૂ રક્ષણ કરો, તથાસ્તુ!" ફેબ્રુઆરીની ૧૩મી તારીખે ચોથો અક તથા પાચમા અકનો અમુક ભાગ કવિ મોકલે છે અને રગભૂમિ ઉપરની વ્યવસ્થામા ફેરફાર કરવાની સૂચના આપે છે. ૧૮મી તારીખે કવિ પોતાની રોજનિશિમા નોધે છે, કે "ટૅલ સમાપ્ત થયુ " પૂર્ણાહુતિ વાંચ્યા પછી ગોઇટેએ લખ્યુ, કે: "નાટક બહુ સુન્દર રચાયુ છે અને આજની સન્ધ્યા મને આનન્દજનક નીવડી છે."

એ નાટક પ્રથમ વાઇમરની નાટકશાળામા માર્ચ માસની ૧૭મીએ, ૧૯મીએ અને ૨૪મીએ ભજવાયુ. તે માત્ર પાચજ કલાક ચાલતુ, પણ શિલર પોતેજ જણાવે છે કે મારા કોઇ પણ નાટક કરતા આ નાટક વધારે પ્રભાવશાળી નિવડ્યુ. એણે કોઇર્નરને લખેલુ કે રગભૂમિ ઉપર સફળતા મેળવી શકાય એવી શક્તિ મારામા આવતી જાય છે. થોડાજ માસમાં સમસ્ત ડૉઇચલાણ્ડની નાટકશાળાઓમાં આ નાટક ભજવાતુ થઇ ગયુ. નાટકની રાજકીય ભાવનાને કારણે બર્લિનનો સૂત્રધાર કઇક અચકાયો ને પછી નાટકને યોગ્ય દશ્ય તથા વાદ્ય તૈયાર કરવામાં પણ કંઇક વખત ગયો. આખરે જુલાઇની ૪થી તારીખે ત્યાં ભજવાયુ. ત્યા પણ એ વિજયી નિવડ્યુ ને એક અઠવાડિયામાં ત્રણ વાર ભજવાયુ. તરતજ ઇફલાણ્ડે લખ્યુ કે નાટકને લોકે હર્ષથી વધાવી લીધુ છે ને લોકની ભીડ ઓછી થતીજ નથી. આ નાટક ભજવવાના હક માટે ત્યાંથી એક હજાર રૂપિયા શિલરને મળ્યા. આટલી મોટી કિંમત ત્યા સુધી કોઇ લેખકને મળેલી નહિ. બ્રેસ્લાઉ, હામબુર્ગ, માનહાઇમ અને વિયેનના સૂત્રધારોએ પણ આ નાટક ભજવવાના હક માટે કવિને બહુ પૈસો આપ્યો.

આ ચક્રવર્તી દિગ્વિજયથી શિલરને મહાનન્દ થાય એમા આશ્ચર્ય શું? કોર્ઇનરને એણે લખેલુ કે "'વિલ્હેલ્મ ટૅલ' મારા કોઇ પણ નાટક કરતા રંગભૂમિ ઉપર વધારે પ્રભાવશાળી નિવડ્યુ છે." કોટાને લખેલુ કે "મે મારા સમસ્ત હૃદયથી એ લખ્યુ છે, અને હૃદયમાથી જે નિકળે, તેજ હૃદયને સ્પર્શે." છાપખાનાનાં છેવટનાં પ્રૂફ મોકલતાં કોટાએ શિલરને લખેલું કે "તમારા અમર વિલ્હેલ્મ ટૅલનો આ અન્તભાગ — એના જુગમાં સાચા માનવી હતા" અને જ્યારે પહેલી આવૃત્તિ પ્રકટ થઇ, ત્યારે લખેલું કે "ટૅલ હવે સમસ્ત સંસારમા વિચરે છે"

સંસારમાં વિચરતા પણ, ભજવાયાના જેવોજ, વિજય પામ્યુ. નવા વર્ષની ભેટ આપવાના સ્વરૂપમા તે વર્ષના ઑક્ટોબર માસમા છપાયુ, તેની ૭૦૦૦ પ્રતો નિકળી ને તેમા કેટલાક રંગવાળા ચિત્રો પણ મુકાયા. થોડાજ માસમા તે આવૃત્તિ ખપી ગઇ અને ૩૦૦૦ નકલની બીજી આવૃત્તિ નિકળી. પછીની આવૃત્તિઓ ગણાવવાનુ કારણ નથી, પણ જ્યા જ્યાં ડૉઇચ લોકો ગયા છે, ત્યા ત્યા આ નાટક પણ ગયુ છે. આપણા લોકભક્ત સ્વામી અખંડાનન્દજીએ જેવુ 'સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય' સ્થાપ્યું છે, તેવા જનસમાજને સસ્તી કીમતે પુસ્તકો આપવા માટે રેકલામે (Reclam) લાઇપત્સીકમાં ( Leipzig ) સ્થાપેલા Universalbibliothek મંડળ તરફથી ૭ લાખ કરતાં પણ વધારે પ્રતો આ નાટકની પ્રકટ થઇ ગઈ છે.

નેપોલિયને ડૉઇચલાણ્ડની સ્વાધીનતાનો નાશ કરવા સબળ પ્રયત્ન કર્યા, તેવે પ્રસંગે પ્રકટ થએલુ આ નાટક ડૉઇચ પ્રજાને રામબાણ નિવડ્યુ અને જ્યારે જ્યારે એ દેશ પરદેશ સાથે વિગ્રહમા ઉતરે છે, ત્યારે ત્યારે તે પ્રજામા આ નાટક પાછુ વળી લોકપ્રિય બને છે.

## ચુડીએ[૧૧] લખેલો ઇતિહાસ

આપણે આગળ વાચી ગયા છીએ કે શિલરે આ નાટકનુ વસ્તુ ચુડીએ લખેલા Chronicon Helveticum ઇતિહાસને આધારે યોજ્યુ છે, તેથી એ ઇતિહાસમાથી જે ભાગનો ઉપયોગ કવિએ આ નાટકમા કર્યો છે તે ભાગ આપણે અહી જોઇએ:

*––––––––

[૧૧] ચુડી ( Tschudi ૧૫૦૫–'૭૨ )–ઇતિહાસક, ગ્લારૂસ પ્રાન્તમાં જન્મેલો.

વનપ્રાન્તોમાં માનવીના પગલા થયાં ત્યાંથી નાટકકાળ સુધીનો ઇતિહાસ તો અક રના પ્રવેશ રમા ષ્ટાઉફ્ફાખર કહી સમ્ભળાવે છે. પછી નાટક-કાળમા લોકકથા પ્રમાણે સમ્રાટ આલ્બ્રેષ્ટે એ પ્રાન્તોને દબાવવાને માટેજ ગૅસ્લરને ને લાણ્ડનબર્ગને સુબા તરીકે ત્યા મોકલ્યા સુબાઓના જુલમ વિરુદ્ધ ત્રણ પ્રાન્તના લોકોએ ૧૩૦૫માં સમ્રાટ આગળ પોકાર ઉઠાવ્યો. તેણે આ વિષયમા અમાત્યોને મળવા તેમને કહ્યુ. તેમણે તેમને જવાબ આપ્યો કે "લુસર્ન, ગ્લારુસ અને બીજા પ્રાન્તોની પેઠે તમે ચાલવા ઇચ્છતા નથી, તેથી તમારા એવા આચારને કારણે સમ્રાટ તમારાથી દુભાયા છે, ભવિષ્યમાં જો તમે સુધરશો તો સમ્રાટ અને તેમના પુત્રો તમારા ઉપર અનેક રીતે કૃપા કરશે, હાલ તો તમારે પાછા ઘેર જવુ ઠીક છે, કારણકે સમ્રાટ બહુ કામમાં ગુથાયા છે. વળી કોઇ અનુકૂળ પ્રસગે તમારે આ બાબત રજુ કરવી એજ સારૂં છે."[૧૨]

હવે ઇતિહાસક ૧૩૦૭ના પ્રસંગોમા ઉતરે છે : "સમ્રાટનો ઉટરવાલ્ડનમાંનો રૅાસબર્ગના કિલ્લાવાળો નાયબસુબો એક દિવસ ઘોડે ચઢી ઍંગલબર્ગના મઠમા ગયો હતો. બીજે દિવસે પાછા વળતા આલ્ઝેલન ગામના કૅાન્ત્રાટ ફૅાન બાઉમ-ગાર્ટન નામના નિર્દોષ ખેડુતની સ્રીને બીડમા કામ કરતી તેણે દીઠી. કારણકે ઍંગલબર્ગથી ષ્ટાન્સ જતા વૅાલ્ફનશીશનની આ પાસ ચઢાવ ઉપર આલ્ઝે-લન આવેલુ છે. એ સ્રી અતિ સુન્દર હતી; તેના સૌન્દર્યથી નાયબ-સુબાના હૃદયમા ભ્રષ્ટ વાસના જાગી . . પ્રવાસને લીધે પોતે થાકયો છે અને પોતાને બહુ પરસેવો થયો છે એવુ બહાનુ કાઢીને પોતાને માટે સ્નાનજળ તૈયાર કરવાની તે સ્રીને તેણે આજ્ઞા કરી તે સ્રી કઇક ભુડુ કળી ગઇ અને પોતાનો સ્વામી સત્વર ઘેર આવે એવુ અતરથી ઇચ્છતાં ઇચ્છતા ધીરે ધીરે પાણી તૈયાર કરવા માડયુ તે ડરી ગઇ, કારણકે નાયબ-સુબો બળાત્કાર કરશે એમ એને લાગી ગયુ અને . . . . પાછલે બારણેથી લાગ જોઇને સરકી ગઇ. આ સમયે તેનો સ્વામી વનમાથી પાછો આવતો હતો, તેને જોઇને એ રડી પડી ને એ જુલમગારે તેને શુ શુ કર્યું એ સૌ કહી દીધુ; વળી કહ્યુ કે હજી એ સ્નાન કરે છે તેના સ્વામીએ કહ્યુ : 'પ્રભુનો ઉપકાર, મારી પ્રિય પત્ની, કે એણે તારૂ રક્ષણ કર્યું છે અને તુ તારી આબરૂ સાચવી શકી છે! હુ એને સ્નાનના આશીર્વાદ આપીશ.'

... ત્યાંથી તે ઉતાવળે ઘરમાં પેઠો અને પોતાની પરશુ વડે નાયબસુબાના માથા ઉપર એવો તો ઘા કર્યો કે બીજો ઘા માગ્યો જ ના. એ નાશીને બાગેબાર ઉરીમાં ગયો અને ત્યાં સન્તાઇ રહ્યો. નાયબસુબાનું કર્મ શરમભર્યું હતું, તેથી એની પુઠ પકડવાની ખાસ તજવીજ થઇ નહિ.[૧૩]

"એજ પ્રાન્તમા કેર્નવાલ્ટની ઉપરની બાજુએ એક પ્રામાણિક ખેડુત રહેતો હતો, એનુ નામ હાઇન્રિશ ફૉન મૅલ્ખટાલ હતું. એ ખીણમા એ ડાહ્યો, સમજદાર, આબરૂદાર અને સુખી માણસ ગણાતો, ખેડુતોમાં એને માટે સારૂ બોલાતું, દેશના હકને કંઇ હાનિ ના પહોચે અને રોમન સામ્રાજ્યથી એ છુટો ના પડી જાય એની સભાળ રાખતો. આ કારણે ઉટરવાલ્ડનનો સુબો બેરિંગર ફૉન લાણ્ડનબર્ગ તેના ઉપર દાઝ રાખતો ને ક્રોધે ભરાએલો રહેતો આ મૅલ્ખટાલની પાસે સારા બળદ હતા તેના દીકરા આર્નોલ્ડે કંઇક અપરાધ કર્યો અને તેથી તેને દડ દેવો જોઇએ, એવે નજીવે બહાને સુબાએ તેના સુન્દર બળદની જોડ છોડી આણવા પોતાના ચાકર રૂડૉલ્ફને મોકલ્યો જો વૃદ્ધ મૅલ્ખટાલ એ જોડ આપવાની આનાકાની કરે તો એ ચાકર સાથે એમ પણ કહેવરાવી મોકલ્યુ કે ખેડુતોએ જાતે હળ ખેચવાં જોઇએ, એવી સુબાની ઇચ્છા હોવાથી બળદ લેઇ જવાના છે. હવે જ્યારે એ ચાકર બળદ છોડવા લાગ્યો ત્યારે ખેડુતનો જુવાન દીકરો આર્નોલ્ડ ક્રોધે ભરાયો ને તે ચાકરના હાથ ઉપર એણે એવા જોરથી લાકડી ફટકાવી કે તેની એક આગળી તુટી ગઇ ત્યાંથી નાશીને એ સીધો ઉરીમાં ગયો અને એક સમ્બન્ધીના ઘરમા જઇ ભરાયો. ચાકરને એ ફટકાથી બહુ દરદ થયુ ને સુબાને ફરિયાદ કરી. ક્રોધે ભરાઇ સુબાએ તે જુવાનને પકડવાનો હુકમ કર્યો. પણ એ તો ગામ મુકી ચાલ્યો ગયો હતો, તેથી જડતો નહોતો; સુબાએ તેથી તેના વૃદ્ધ પિતાને પકડી મગાવ્યો ને તેના દીકરા આર્નોલ્ડને હાજર કરવાની આજ્ઞા કરી પિતા પોતેજ જાણતો ન હતો કે દીકરો ક્યાં છે; પણ એટલુ તો જરૂર જાણતો હતો કે તે હાજર હોત, તો તેનો જીવ જોખમમા આવી પડત તેણે જવાબ આપ્યો કે 'એ ક્યા જતો રહ્યો છે તે હુ બિલકુલ જાણતો નથી, કારણકે એ તુરતજ વાડામાંથી પરભાર્યો જતો રહેલ છે.' આવી ચીડાઇને સુબાએ આ પ્રતિષ્ઠિત અને વૃદ્ધ પુરુષની બન્ને આખો કાઢી નખાવી; કારણકે ચાકરે ક્રોધમાં એમ પણ કહી દીધુ

---

૧૩ નાટક પૃષ્ઠ ૧૩–૧૪

હતું કે સુબો તેની મિલ્કત લેઇ લેવામાં અન્યાય કરે છે એવું એ વૃદ્ધ બોલ્યો હતો. ભલા પિતા ઉપર શી શી વીતી છે એ જ્યારે પુત્ર આર્નોલ્ડે સાભળ્યુ, ત્યારે તેણે ઉરીમાંના પોતાના મિત્રોને બધી હકીકત કહી અને પિતા ઉપર વીતેલીનુ વૈર લેવાની પ્રતિજ્ઞા કરી[૧૪]

"તેજ સમયે ઉરી અને શ્વીટ્સનો સુબો ગૅસ્લર તે પ્રાન્તોમાના ખેડુતો ઉપર, લાણ્ડનબર્ગ ઉટરવાલ્ડનમા ગુજારતો હતો એવોજ, જુલમ ગુજારતો હતો. ઉરીમા એણે એવો કિલ્લો બાંધવા ધાર્યો કે જ્યાં તે અને તેના પછીના સુબાઓ, તે પ્રદેશમા બંડ થાય તોય, નિર્ભયતાએ રહે અને ત્યાંના લોકને ભયમા અને તાબેદારીમાં રાખી શકે. તે કારણે ત્યાના મુખ્ય ગામ આલ્ટૉર્ફ પાસેની ઝોલાટુર્નની ટેકરી ઉપર પત્થર, ચુનો, રેતી ને લાકડા એકઠાં કર્યા. ચણતર શરૂ કરી દીધુ અને એને પુછવામાં આવ્યુ જે એ કિલ્લાનુ નામ શુ પડશે, ત્યારે એ બોલ્યો કે 'ઉરી-મદમર્દન' એવુ એનુ નામ પડશે.'[૧૫]

'આલ્ટૉર્ફમાં લીંબોઇઓના ચોગાનમાં–જ્યાં થઇને સૌને જવું પડતુ ત્યાં–એ સુબાએ એક વાસ રોપાવ્યો, તેના ઉપર એક ટોપી મુકાવી અને પ્રાન્તના બધા લોકને આજ્ઞા કરી, જે જાણે સમ્રાટ કે સુબો પોતે હાજર હોય, તેમ એ ટોપીને નમન કરીને તથા પોતાની ટોપી ઉતારીને સૌએ માન આપવું; તેમા ભૂલ કરનારના જાનમાલ જપ્ત થશે. જે કોઇ એ આજ્ઞા પાળે નહિ તેની તપાસ રાખવાને અને ખબર આપવાને તેણે દિવસવેળાએ ત્યાં ચોકીદાર રાખ્યા.[૧૬] આમ કરીને સમ્રાટો, રાજાઓ, ઠાકોરો અને અમીરો આજ સુધી જે પ્રજાનું માન જાળવતા હતા, અને જે પ્રજા આજ સુધી કોઇના બળને ગાઠની નહોતી, તેવી ચચળ, શૂરી અને અભિમાની પ્રજાને બળ વડે દબાવવાથી પોતાને શાબાશી મળશે એમ એ ધારતો હતો.

"આ દિવસોમાં એવું બન્યુ કે એ સુબો ગૅસ્લર ઉરીથી શ્વીટ્સમાં થઇને પોતાને કિલ્લે કુઇસનાખ્ટ જતો હતો, કારણકે બન્ને પ્રાન્તનો એ એકજ સુબો હતો. હવે શ્વીટ્સમાં આવેલા ષ્ટાઇનન ગામમાં ઉચા કુળનો એક ડાહ્યો ને પ્રતિષ્ઠિત માણસ, નામે વૅર્નર ફૉન ષ્ટાઉફ્ફાખર રહેતો હતો. એનો

*———

[૧૪] નાટક પૃષ્ઠ ૩૮–૪૩. [૧૫] નાટક પૃષ્ઠ ૨૮–૨૯. [૧૬] નાટક પૃષ્ઠ ૩૦–'૧.

બાપ રૂડૉલ્ફ ફૉન સ્ટાઉફ્ફાખર એક વાર સ્વીટ્સમાં મુખ્ય ન્યાયાધીશ હતો. આ વૅર્નરે નદીના પુલની આ બાજુએ એક સુન્દર નવું ઘર બાંધ્યું હતું. જ્યારે સુબો એ ઘર પાસે આવ્યો, ત્યારે સ્ટાઉફ્ફાખર ત્યાંજ ઉભો હતો. તેણે તેને, પોતાનો ઉપરિ હોય એમ, માયાથી આવકાર આપ્યો; સુબાએ એને પુછ્યું કે "આ ઘર કોનું છે?" એ જાણતો તો હતોજ; કારણકે એણે એક વાર એક ત્રીજા માણસને મોંઢે ધમકી આપી હતી કે હું એનું એ ઘર પડાવી લેઈશ. સ્ટાઉફ્ફાખરે સારી રીતે સમજી લીધું કે તે સારે ઇરાદે આ પુછતો નથી; કારણકે પોતે ઓઇસ્ટરરાઇષના ઠાકોરોને શરણે જવાની સદા વિરુદ્ધ હતો અને રોમન સામ્રાજ્ય તથા તેના પ્રાચીન લેખોને વળગી રહેવા ઇચ્છતો. આથી સુબો તેના ઉપર દાઝ રાખતો; આ કારણથી સ્ટાઉફ્ફાખરને પક્ષે ઘણા હતા અને લોકસમાજમાં તેને માટે માન હતું. તેણે સુબાને દીઅર્થી[17] ઉત્તર આપ્યો: 'સુબા સાહેબ, આ આવાસ સમ્રાટનો છે, જે મારો સ્વામી છે અને તમારો પણ; મને પટે મળેલો છે.' સુબો બોલ્યો: 'સમ્રાટને સ્થાને હું આ દેશમાં તેનો પ્રતિ-નિધિ છું; અને હું નથી ઇચ્છતો કે ખેડુતો પોતાની ઇચ્છામાં આવે એમ સ્વતંત્રતાએ ઘર બાંધે, અને સ્વતંત્રતાએ રહે, જાણે દેશના માલેકો એજ હોય ને! એમ કરતાં તમને અટકાવવાની મારે તજવીજ કરવી જોઈશે.' આમ કહીને તે ચાલતો થયો. આ શબ્દો સ્ટાઉફ્ફાખરને બહુ ભારે લાગ્યા ને અંતરમાં ચોંટી ગયા. હવે એ સમજદાર ને લાગણીદાર માણસ હતો અને તેને ડાહી ને ચતુર સ્ત્રી હતી. એણે જાણ્યું કે પતિ ચિન્તાતુર છે અને એનો જીવ કશાકથી મુંઝાય છે, પણ તે પોતાનું હૃદય ખોલતો નથી. તેને શી ચિન્તા છે, તે જાણવાની તે સ્ત્રીએ ઇચ્છા કરી, અને વારંવાર તેને પુછપુછ કર્યું, ત્યારે અન્તે તેણે સુબો જે બોલી ગયો હતો તે બધું એને કહ્યું. વળી કહી દીધું કે સુબો કોઈક દિવસ આપણી પાસેથી ઘર, વાડો ને મિલ્કત સૌ પડાવી લેશે આ સાંભળીને એ બોલી: 'મારા પ્રિય સ્વામી, તમે જાણો છો કે આ પ્રાન્તમાંના અનેક દેશબન્ધુઓ સુબાના જુલમથી કકળી ઉઠ્યા છે. અને ઉરી અને ઉન્ટરવાલ્ડનમાં પણ જુલમગારની ધુંસરીથી અનેક ભલા લોક કચરાય છે, એવી ફરિયાદો આપણે રોજ સાંભળીએ છીએ. તેથી તમે કેટલાક જણ એક બીજા ઉપર વિશ્વાસ રાખતા હો, ને ગુપ્ત રીતે મળીને વિચાર કરો કે આ અભિમાની સત્તા શી રીતે

[17] નાટક પૃષ્ઠ ૨૨, નોંધ ૩૩.

તોડી શકાય; તમે સૌ તમારા હક્કો રક્ષવા માટે એક બીજાને પડખે ઉભા રહી સહાય કરો આમ થાય તો બહુ સારૂ. આમા પ્રભુ તમારો ત્યાગ જરૂર નહિ કરે, અને જો તમે તેની અંતરથી પ્રાર્થના કરશો તો અન્યાય અટકાવવામા તમને જરૂર સહાય થશે' પછી એણે પુછ્યુ કે 'ઉરી અને ઉટર-વાલ્ડન પ્રાન્તોમા વિશ્વાસથી વાત કરી શકો અને તમારા દુઃખ કહી શકો અને આ વાતો ઉપર વિચાર કરી શકો એવો કોઇ અંતરનો મિત્ર તમારે છે?' તેણે ઉત્તર આપ્યો. 'હા, ત્યાના અગ્રેસરોને હુ ઓળખુ છુ, તેમનો મારા ઉપર વિશ્વાસ છે ને મારો તેમના ઉપર છે.'૧૮

"ષ્ટાઉફ્ફાખર પત્નીની સલાહ સાભળી ઉરીમા ગયો અને ત્યા ફુર્ઇસ્ટ તથા મૅલ્ખટાલને મળ્યો. એમની સાથે વનપ્રાન્તોનુ મણ્ડળ બાધવાની યોજના કરી. તેઓએ નક્કી કર્યું કે પોતપોતાના પ્રાન્તોમાં મિત્રો ઉભા કરવા અને ઝેલીસબર્ગની નીચે અને મિટનષ્ટાઇનની પાસે આવેલા રૂઇટ્લીના મેદાનમા મળવુ."૧૯

પછી અમીર યોહાનસના સમ્બન્ધમાં એ ઇતિહાસક લખે છે કે "જ્યારે એ પોતાના કાકા સમ્રાટ સાથે વગડામા થઇને જતો હતો, ત્યારે તેણે કહ્યું કે 'મારા બાપના ને માના વારસાની મિલ્કત, કઇ નહિ તો તેમાથી થોડા ભાગની મિલ્કત, વહીવટ કરવાને મને આપો' પણ જવાબ મળ્યો કે: 'ભાઇ, વહીવટને માટે આટલો અધીરો શાને થાય છે? હજી તુ બહુ નાનો છે.' ત્યાર પછી સમ્રાટ એક ઝાડ પાસે ગયો, તેમાથી એક ડાખળી તોડી લીધી, તેનો એક નાનો મુકુટ બનાવ્યો ને તે પોતાના ભત્રિજાને માથે મુકયો, પછી બોલ્યો: 'લોક અને ભૂમિનો વહીવટ કરવા કરતા આથી તને વધારે આનન્દ થશે' આ શબ્દો જુવાન અમીરના હૃદયમા સોંસરા પેશી ગયા તેને લાગી ગયુ કે સમ્રાટ પોતાના પુત્રોને તો વહીવટ કરવા દે છે ને તે પણ મારી મિલ્કત ઉપર. રડતા રડતા પોતાના મિત્રોને આ વાત કરી અને રાજાએ આપેલા આ અપમાનનું વૈર લેવાની પ્રતિજ્ઞા કરવા સૂચવ્યુ. આ રાજા આલ્બ્રેષ્ટ કઠણ દિલનો કપટાચારી માણસ હતો અને ઘણાક માનતા હતા કે તે જુવાન અમીરની મિલ્કત સમૂળગી પચાવી પાડી, પોતાના

*———

૧૮ નાટક પૃષ્ઠ ૨૦-૨૫. ૧૯ નાટક પૃષ્ઠ ૪૫-૪૬.

પુત્રોને આપી દેવા ઇચ્છે છે, કારણકે તેને અનેક પુત્રો હતા; તથા ભત્રિજાને મઠાધિકારી બનાવી દેવા ઇચ્છે છે."[૨૧]

રૂઇટ્લીની ઇ. સ ૧૩૦૭ના નવેમ્બરની તા. ૧૦મીને રોજ મળેલી સભાનુ અને બેસતા વર્ષને દહાડે કિલ્લા તોડી નાખી સુબાઓને હાકી કાઢવાના ત્યાં થયેલા ઠરાવનું વર્ણન આપી ચુડી ટૅલને વિષે લખે છે: "૧૮મી ડિસેમ્બરને રવિવારને દિને ઉરીનો ભલો ને પ્રામાણિક માણસ, નામે વિલ્હૅલ્મ ટૅલ, જે એ મણ્ડળમાં ગુપ્ત રીતે જોડાયો હતો તે, પેલી ટોપી પાસે થઇને સુબાની આજ્ઞા પ્રમાણે તેને માન આપ્યા વિના ચાલ્યો ગયો. આ બાબતની ખબર સુબાને આપવામાં આવી. બીજે દિને સોમવારે, તે ટૅલને બોલાવી મગાવે છે અને ઉપડતે સાદે કહે છે કે 'ટોપીને માન આપવાનુ તુ ના પાડે છે અને એમ કરીને તારા સમ્રાટનું અને તેને સ્થાને અહી નિમાયેલો જે હું, તેનુ તું અપમાન કરે છે, કેમ?' ટૅલે ઉત્તર આપ્યો: 'પ્રિય પ્રભુ, તમારી અવગણના કરવાને ઇરાદે નહિ, પણ માત્ર અણધાર્યું જ આમ થઇ ગયુ છે. જો મારામાં એટલી અક્કલ હોત તો લોક મને ટૅલ[૨૨] કહેતજ શાને? દયા કરીને માફ કરો, ફરી વાર એવું નહિ થાય' હવે ટૅલ સારો ધનુર્ધર હતો અને એનો જોટો મળવો મુશ્કેલ હતો; વળી એને સુન્દર બાળકો હતા અને તેમને એ ચાહતો. એ બાળકોને સુબાએ બોલાવી મગાવ્યા અને કહ્યું: 'ટૅલ, કયો બાળક તને સૌથી વહાલો છે?' ટૅલે ઉત્તર દીધો: 'પ્રભુ, મને તો સૌ સરખા વહાલા છે.' પછી સુબો બોલ્યો: 'ઠીક, ત્યારે, ટૅલ! તુ નિપુણ અને પ્રખ્યાત બાણાવળી છે, એમ મેં સાંભળ્યુ છે; આજે તારી ચતુરાઇ મારી સામે દેખાડવી પડશે અને તારા એક બાળકના માથા ઉપર લીબુ મુકીને તાકવુ જોઇશે. પણ સમ્ભાળથી લીબુ તાકજે, કારણકે પહેલે તીરે તું તાકી નહિ શકે, તો તારો જીવ લેઇશ.' ટૅલ ભયભીત થઇ ગયો અને એવા તીરપ્રયોગમાંથી પ્રભુને ખાતર પોતાને મુક્ત કરવાની તેણે તેને પ્રાર્થના કરી, કારણકે પોતાના બાળકના માથા ઉપર તીર તાકવું એ કઇ સ્વાભાવિક ન હતુ; અને તેથી પોતે મરવાનુ પસંદ કર્યું. સુબાએ કહ્યું: "તારે તાકવું જ પડશે, નહિ તો તુ અને બાળક બન્ને મરશો!' ટૅલે જાણ્યુ કે હવે છુટકો નથી; પોતાને અને પોતાના પ્રિય બાળકને બચાવવાની

---

૨૧ નાટક પૃષ્ઠ ૭૯ તથા પૃષ્ઠ ૧૬૩–૪. ૨૨ ભોળીઓ–મૂર્ખો

તેણે પ્રભુની આતુરતાએ પ્રાર્થના કરી. પોતાનુ ધનુષ હાથમાં લીધુ, તેના ઉપર તીર ચઢાવ્યુ ને તાણ્યુ, પણ બીજુ એક તીર કેડમા ખોસ્યુ બાળકના માથા ઉપર સુબાએ પોતાને હાથે લીંબુ મુકયુ બાળક ૭ વર્ષથી મોટો ન હતો, અને ટૅલે તેને ઇજા કર્યા વિનાજ તેના માથા ઉપરનુ લીંબુ ઉડાવી દીધુ! હવે જ્યારે લીંબુ તકાયુ, ત્યારે સુબો એથી આશ્ચર્ય પામ્યો અને ટૅલની ચતુરાઇના વખાણ કર્યા પછી, એણે કેડમા બીજુ બાણ ખોસ્યુ હતુ એનુ કારણ પુછ્યુ. ટૅલ ગભરાયો ને ચેતી ગયો કે એ પ્રશ્ન ભલા ઇરાદાનો નથી, છતાયે વિના જોખમે નિકાલ લાવી દેવાને હેતુએ એણે કહ્યુ કે 'એ તો અમારો શિકારીઓના એવો સમ્પ્રદાય છે.' સુબો સમજ્યો કે ટૅલ ઉડાઉ જવાબ દે છે, તેથી બોલ્યો. 'ટૅલ, હવે મને ચોકખે દિલે કહી દે અને ભય પામતો ના, તારી જીન્દગી સલામત છે. તારો આપેલો ઉત્તર હુ ખરો માનતો નથી, એમા કઇક બીજુ જ છે.' ત્યારે વિલ્હૅલ્મ ટૅલ બોલ્યો. 'ઠીક પ્રભુ, જ્યારે તમે જીવનદાન આપ્યુ જ છે, ત્યારે સમૂળી સાચી વાત કહી નાખીશ મારો અંતિમ હેતુ એ હતો કે મારા બાળકને તીર વાગ્યુ હોત, તો બીજુ બાણ તમારા ઉપર તાકત, ને જરૂર એમાં હુ નિષ્ફળ જાત નહિ' જ્યારે સુબાએ આ સાભળ્યુ ત્યારે એ બોલ્યો: 'ઘણુ સારૂ, ટૅલ, મે તને જીવનદાનનુ વચન આપ્યુ છે ને તે હુ પાળીશજ પણ મારા વિરુદ્ધની તારી ભુંડી ધારણા હુ સમજી ગયો છુ, તેથી મારી સલામતીને ખાતર હુ તને એવે ઠેકાણે લેઇ જઇ કબજે રાખીશ, કે જ્યાથી તુ ફરી ચદ્રસૂર્ય જોઇ શકશે નહિ.' એમ કહીને તેણે તેને કેદ કરવાની ને બાંધીને બારોબાર ફ્લુઇલન લેઇ ચાલવાની પોતાના સેવકોને આજ્ઞા કરી[૨૨] એમની સાથે એ પણ ચાલ્યો ને ટૅલના હથિયાર—ધનુષ તથા ભાથુ—પણ સાથે લેઇ લીધા, એવા ઇરાદાથી કે તે પોતાને માટે રાખવા. ત્યાર પછી તે પોતાના સેવકો સાથે ટૅલને બાધી લેઇ વહાણમા બેઠો. એની ધારણા બ્રુનનથી ઉતરી, શ્વીટ્સમા થઇને પોતાને કિલ્લે કુઇસનાખ્ટ ટૅલને લેઇ જવાની અને ત્યા અંધારા કેદખાનામાં એનો અન્ત આણવાની હતી. ટૅલનુ ધનુષ ને ભાથુ વહાણના પાછલા ભાગમા સુકાનની પાસે પડ્યુ હતુ. હવે, જ્યારે તેઓ સરોવરમાં જતા હતા અને આકસનબર્ગ સુધી ગયા હતા, એવે પ્રભુનુ કરવુ તે એવુ તો ભયકર ને પ્રચડ વાવાઝોડું આવ્યુ કે હવે તો ભુડે મોતે મરવાના એમ સૌને નક્કી થઇ ગયુ. ટૅલ ચતુર પુરુષ હતો ને પાણીનો જાણીતો હતો.

*———

૨૨ નાટક અંક ૩: પ્રવેશ ૩.

તેથી એક સેવકે સુબાને કહ્યુ : 'પ્રભુ, તમે જુઓ છો કે તમે અમે બધા સકટમા છીએ, આપણે બધા મોતના જડબામા લટકીએ છીએ બિચારા ખલાસીઓય જાણતા નથી કે આ મહાસકટમા શું કરવુ, ને શઢ કેણી ગમના ફેરવવા, પણ અહી ટૅલ છે, એ કાડાબળીઓ છે અને વહાણને સારી રીતે હકારી જાણે છે આ સકટના પ્રસગમા એનો ઉપયોગ કરી લેઇએ તો શું?' ડુબી જવાના ભયથી સુબો કમ્પી ગયો હતો, તેણે ટૅલને કહ્યુ: 'ટૅલ, આ તોફાનમાથી અમને બચાવી લેવાની તુ હિમ્મત કરતો હોય, તો તારા બન્ધ છોડાવી દેઉ.' ટૅલે ઉત્તર આપ્યો: 'હા પ્રભુ, મને વિશ્વાસ છે કે ભગવાનની કૃપાએ આપણને અહીથી કાઢી જઇશ ' આથી તેના બન્ધ છોડી નાખવામા આવ્યા, તે સુકાન પાસે જઇ ઉભો ને વહાણ બરાબર ચલાવવા લાગ્યો, પણ તેની પાસે પડેલા ધનુષ તરફ તે વારવાર જોયા કરતો ને કુદી પડવાનો લાગ શોધ્યા કરતો. એવે એક ખડક આવ્યો, જેને તે દિવસથી ટેલસ્પ્લાટે કહે છે અને જેની પાસે તેનુ સ્મરણમન્દિર બધાવેલુ છે; ત્યા આગળ આવ્યા ત્યારે એને લાગ્યુ કે અહીથી કુદી પડાશે ને નાશી જવાશે. તેથી એણે વહાણના ખલાસીઓને જોરથી હલેસા મારવા ટોકયા કર્યું ને એમને સમજાવ્યુ કે બધી મુશ્કેલીઓ ત્યાં ટળી જશે. અને જ્યારે એ આ ખડક પાસે આવ્યો, ત્યારે એ બળવાન હોવાથી સુકાનવાળો છેડો એ ખડકની પાસે આણ્યો, પોતાના હથિયાર ઉચકી લીધા ને ખડક ઉપર કુદકો માર્યો; જોરથી વહાણને પાછું ધકેલી દીધુ અને મોજા ઉપર ઉછળતુ અથડાતુ કરી દીધુ [23] હજી પર્વતો ઉપર બરફ પડ્યુ ન હતુ, તેથી તેના ઉપર થઇને નાઠો. શ્વીટ્સમા થઇને આર્ટ અને કુઇસનાખ્ટ વચ્ચેની ટેકરી ઉપર જઇ પહોંચ્યો, ત્યાં એક નળી છે અને તે ઝાડોની ઘટાથી ઢકાઇ ગએલી છે. ત્યા જઇને સતાઇ રહ્યો; કારણકે એ જાણતો હતો કે સુબો ત્યા થઇને પોતાને કિલ્લે કુઇસનાખ્ટ જવાનો છે. સુબો અને તેના નોકરો મહામુશીબતે બ્રુનનને કાઠે ઉતર્યા. ત્યાથી શ્વીટ્સ પ્રાન્તમા થઇને તેઓ ચાલ્યા અને જ્યારે ઉપર જણાવેલી નળી પાસે આવ્યા, ત્યારે ટૅલે સુબાની પોતાની વિરુદ્ધની બધી યુક્તિઓ સાભળી, પણ તેની પાસે ધનુષ ચઢાવેલુ તૈયાર હતુ અને તીરથી સુબાને એવો તો વીધી નાખ્યો કે તે ઘોડા ઉપરથી પડ્યો અને ત્યાંજ મુઓ.[24] ત્યાથી ટૅલ પાછો ઉતાવળો ચાલ્યો, કારણકે રાત પડી જવા-

*——

૨૩ નાટક પૃષ્ઠ ૧૨૫–'૬. ૨૪ નાટક પૃષ્ઠ ૧૫૩.

ની તૈયારી હતી. રસ્તે જતા શ્ટાઇનનમા બ્ટાઉફ્ફાખરને બધી વાત કરી અને પછી રાત્રે બ્રુનન પહોચ્યો, ત્યાંથી જે એક માણસ તેની સાથે આ પ્રપચમા ભળ્યો હતો, તેણે વહાણુ આણીને ઉતાવળે તેને ઉરીપ્રાન્તમા ઉતારી દીધો ત્યા પહોચ્યો તોય રાત હતી, કારણકે આ ઋતુમાં રાતો બહુ લાબી હોય છે તે છુપાઇ રહ્યો, પણ વાલ્ટર ફ્રુઇસ્ટ અને બીજા મિત્રોને એણે જણાવી દીધુ કે મે' સુબાને માર્યો છે. તેમણે આ વાતના સમાચાર ઉટરવાલ્ડનના મિત્રોને ગુપ્ત રીતે પહોંચાડયા નજીને પાસેને સ્થાને જ્યા ટૅલે સુબાને મારેલો ત્યા એક સ્મરણમન્દિર પછીથી બન્ધાવેલુ તે હજી સુધી છે. રાજાયે આ બાબતમા કઇ કર્યુ નહિ, કારણકે રાજા તે વખતે દક્ષિણ ઓઇસ્ટરરાઇખમા હતો, અને બીજો સુબો પોતે નીમે ત્યા સુધી થોભ્યો હતો."

કિલ્લો લીધાનુ અને સમ્રાટનુ ખૂન થયાનુ વર્ણન ચુડી આ પ્રમાણે આપે છે: "કેર્નવાલ્ટની પાસેના ઉચ્ચા પર્વત ઉપર આવેલા રૉસબર્ગના કિલ્લામા એક દાસી હતી, તે શ્ટાન્સના એક પુરુષ સાથે સ્નેહમા હતી. તે પુરુષ મિત્રમણ્ડળમાનો હતો. યોજના એવી થઇ કે બેસતા વર્ષની રાત્રે તે એને મળવા જાય, અને તે સ્ત્રી તેને અમુક બારીએથી દોરડા વતી ઉપર ખેચી લે. આ પ્રમાણે તે માણસ કિલ્લામા ચઢી ગયો, અને ત્યાર પછી તેના મિત્રોને એકેએકે ઉપર ખેચી લીધા ને એમ બધા કિલ્લામા પેઠા[૨૫] .. હવે સુબો લાણ્ડનબર્ગ, જે ઝાર્નનના કિલ્લામા રહેતો હતો, તેણે લોકોને માથે એવી ફરજ નાખી હતી કે બેમતા વર્ષને પર્વે તેને માટે કઇક ભેટ લેઇને કિલ્લામા આવવુ તેથી, મિત્રમણ્ડળમા જોડાએલા પચાસ માણસોએ ઠરાવ કર્યો કે તેમનામાથી ત્રીશ જણે હથિયારથી સજ્જ થઇને સવાર પહેલા કિલ્લાની નીચેના વનમા સન્તાઇ રહેવુ. બાકીનાએ હાથમા દણ્ડા લેવા ને તેને બેસતા આવે એવા ભાલાના ફળ પાસે રાખવા. દરેક જણે આ લોઢાના ફળ પોતાના કપડામા સન્તાડેલા રાખવા, અને એમ બેસતા વર્ષની ભેટ લેઇને કિલ્લામા જવુ, કારણકે કિલ્લામા હથિયાર લેઇ જવાની છુટી નહોતી. પણ જ્યારે બધા એમ અન્દર જાય, ત્યારે એક જણે ટેકરી ઉપરથી રણશીગુ ફુકવું, તે વારે પેલા વીશ જણાએ પોતાના દણ્ડામા ભાલાના ફળ ખોશી દેવા અને બળ વડે દરવાજાના કિલ્લા ઉઘાડા રાખવા. વનમા ભરાએલા માણસો એ રણશીગુ સાભળીને એકદમ તે લોકોની મન્દે દોડી જાય આ પ્રમાણે બન્યું અને એમણે એ કિલ્લો ઉખાડી નાખી મેદાન કરી મુકયુ[૨૬]

*———

[૨૫] નાટક પૃષ્ઠ ૮૨-'૩, ૧૫૯. [૨૬] નાટક પૃષ્ઠ ૮૨, ૧૫૯

ૅ્રાસબર્ગ પણ એ જ પ્રમાણે સર થયાની વાત સુબાએ અને તેના સેવકોએ મન્દિરમાં સાભળી, ત્યારે તેઓએ પર્વતો ઉપર થઇને નાશી જવાનો પ્રયત્ન કર્યો. પણ બરફથી રસ્તો બન્ધાઇ ગયો હતો; તેથી પર્વતોની પડખે આલ્પનાબને રસ્તે લુસર્ન તરફ નાઠા તેમને દીઠા તો ખરા, પણ ઠર્યા પ્રમાણે વગર હરકતે જવા દીધા.[૨૭]

“તેજ વેળાએ ઉરીના લોકોએ પણ પોતાના પ્રાન્તને સ્વતન્ત્ર કરી દીધો. અત્યાચારી ગૅસ્લરે ‘ઉરી-મદમર્દન’ એવુ નામ આપવાને ઇરાદે બાધવા માડેલો ને અર્ધો ચણાએલો કિલ્લો તોડી નાખી તેનો પણ નાશ કર્યો તથા અમીરોએ અને પ્રજાજનોએ એકઠા મળી એક બીજાને પડખે ઉભા રહેવા માટે પ્રતિજ્ઞાઓ કરી[૨૮] આ બધુ આગળથી નક્કી કરી રાખ્યા પ્રમાણે ૧૩૦૮ના બેસતા વર્ષને પર્વદિને બન્યુ ત્યાર પછીને રવિવારે દરેક પ્રાન્તે બીજા પ્રાન્તોમા દૂતો મોકલ્યા અને પરસ્પર સહાયતા અને રક્ષણ દેવાને એક મણ્ડળ બાધી પ્રતિજ્ઞાઓ લીધી તેમાં અનેક કલમો નખાઇ અને શરૂઆતમા ઉરીવાળા વાલ્ટર ફુઇર્સ્ટે, શ્વીટ્સવાળા વૅર્નર બ્ટાઉફફાખરે અને સૅલ્બટાલવાળા આર્નોલ્ડે શપથ લીધા.”

પછી બાડન જતા અમીરના ઘોડો, તેને ભમરા કરડયાથી, મરી ગયો[૨૯] એ કથા લખીને ચુડી અમીર યોહાનસની કથા ચલાવે છે: “મે માસની સન્ધ્યાકાળે તેણે રાજાને ફરી પ્રાર્થના કરી: ‘મારા પિતાનો તથા માતાનો ભૂમિગત તથા લોકગત વારસો મને નહિ સોપો? કારણકે એ મારો છે અને એનો વહીવટ મારી જાતે કરવો છે’ રાજાએ ઉત્તર આપ્યો: ‘એ વખત ઘણુ કરીને આવશે,’ અને એથી વધારે કાઇ સન્તોષ આપ્યો નહિ. આ શબ્દો અને અભિમાની ઉત્તરથી અમીર યોહાનસને દુઃખ લાગ્યુ, અને આસુ લાવી પોતાના મિત્રને એ વાત કરી બીજે દિને, મે-પર્વને દિને, રાજા પોતાની રાણી એલ્સબેથ, જેને રા'ઇનફૅલ્ટમા મુકીને આવ્યો હતો, તેને મળવા જવા બાડનથી નિકળ્યો જ્યારે તે વિણ્ડિશને આરે નાવમા બેસવા આવ્યો, ત્યારે અમીર યોહાનસ અને આગળ જણાવેલા ચાર જણ: વાર્ટ, એશનબાખ, પાલ્મ અને ટેગરફૅલ્ડન એ સૌ એકઠા જ રહ્યા વ્યવસ્થા એવી કરી કે રૅાઇસ નદી પાર તેઓ જ સૌથી પ્રથમ ઉતરી ગયા, બાકીનો

---

૨૭ નાટક પૃષ્ઠ ૧૬૦–'૧ ૨૮ નાટક પૃષ્ઠ ૧૬૧–'૨ ૨૯ નાટક પૃષ્ઠ ૧૪૭.

અનુચરવર્ગ ધીરે ધીરે પાછળ આવ્યો અને રાજા જ્યારે વિણ્ડિશ અને બ્રુક વચ્ચેના ધાનના ખેતરોમા ઘોડે બેશીને જતો હતો, કશા અમગળની શંકા આણ્યા વિના કાસ્ટેલનવાળા વાલ્ટરની સાથે વાત કરતો જતો હતો, તે વેળાએ અમીર યોહાનસે અને તેના સાથીઓએ તેના ઉપર હુમલો કર્યો. અમીર યોહાનસે ગળા ઉપર ઘા કરીને કહ્યું . 'કુતરા, તે મને આપેલા અપમાનનો બદલો હવે લેઇશ અને જોઇશ કે મારો વારસો મને મળે છે કે નહિ.' એશનબાખવાળા વાલ્ટરે રાજાનુ માથુ ચીરી નાખ્યું, અને પાલ્મવાળા રૂડૉલ્ફે તેને ઉથલાવી પાડચો આમ રાજાએ પોતાના લોભને અને ધૃષ્ટતાને કારણે, પોતાનાનેજ હાથે, પોતાના કુટુમ્બની અને પોતાને નામેજ ઓળખાતી હાબ્સબુર્ગની પોતાની અમીરાતનીજ ભૂમિ ઉપર, પોતાનો પ્રાણ ખોયો. આ કાર્ય બન્યુ તે વેળાએ અકસ્માત પાસે એક ગરીબ છોકરી હતી, જેવો તે ઘોડેથી પડચો કે તરતજ એ છોકરીએ તેને હાથમાં લીધો ને તેના ખોળામા તેણે દેહ મુકયો[૩૦] અને જ્યારે અમીર યોહાનસે અને એના સાથીઓએ આ કામ પુરૂ કર્યું, ત્યારે એ બધા પોતાને ફાવ્યુ તે દિશામાં નાઠા, અમીર યોહાનસ ઘોડે ચઢી ગુપ્ત માર્ગે રાત લેઇ ત્સુગ પ્રાન્તમાં થઇને નાઠો અને આઇનઝીડેલનના મઠમાં જઇ પહોંચ્યો. ત્યા એને કોઇ ઓળખતું નહોતુ તે તેથી એ ત્યા થોડા દિવસ રહ્યો.[૩૧] જ્યારે રાજા આલ્બ્રેષ્ટ મરાયો ત્યારે બધુ ઉચુનીચું થઇ ગયું; બધો દેશ ભયભીત બની ગયો, તોફાનો થશે એવી બધાને બીક લાગી, અને છતાયે દેશમા ધાર્યા કરતાં–પ્રથમના કરતા પણ–વધારે શાન્તિ પ્રસરી ગઇ. રાજાના ખૂનના સમાચાર દેશમાં ફરી વળ્યા, કે તરતજ બધા પ્રાન્તોમા નગરોને કિલ્લેબધ કરી દેવામા આવ્યા, રાત્રે કિલ્લાના દરવાજા બન્ધ થવા ને તેના ઉપર પહેરા મુકાવા લાગ્યા ઝુઇરિષ કિલ્લાના દરવાજા ત્રીશ વર્ષથી ઉઘાડા રહેતા, રાતે કે દિવસે કદી બન્ધ થતા નહિ; જોકે ત્યારે પણ તેને શત્રુઓ તો હતાજ. પણ હવે તે પણ બન્ધ થવા લાગ્યા એ માટે કે ખૂની- ઓમાંનો કોઇ તેમા પેશી જઇ નગરમાં આશ્રય લે નહિ.[૩૨] ખુનીઓને સજા કરવામાં સહાયતા આપવા રાણીએ વનપ્રાન્તોના પ્રતિનિધિઓને પ્રાર્થના કરી, તેના ઉત્તરમા તેમણે એમ તો કબુલ કર્યુ કે 'અમારા ઉપર થએલા અન્યાયનુ વૈર લેવા આ સકડામણના પ્રસગનો લાભ લેઇશુ નહિ.'

*

[૩૦] નાટક પૃષ્ઠ ૧૬૩–'૫. [૩૧] નાટક પૃષ્ઠ ૧૬૬–'૭.

[૩૨] નાટક પૃષ્ઠ ૧૬૫.

પણ એમ પણ કહ્યું કે 'જે રાજાએ અમારૂં કશું ય ભલું નથી કર્યું તેના ખૂનના વૈરમાં સહાયતા દેવી અને જે લોકોએ અમારૂં કશું ય બગાડ્યું નથી, તેની પાછળ પડવું એ પણ અમને શોભતું નથી.'[33] અમીર યોહાનસે તથા તેના કર્મના ભાગીદારોએ વનપ્રદેશના લોકોને સહાયતા અને રક્ષણ માટે પ્રાર્થના કરી, પણ લોકો આ મામલામાં વણાવા ઇચ્છતા જ ન હતા, તેથી તે પણ ના પાડી."

અને છેવટે વનપ્રાન્તો આમ સ્વતન્ત્ર બન્યા:

## પ્રસિદ્ધ ઇતિહાસ

ચુડીએ પ્રાચીન લોકકથાઓનો સંગ્રહ કરીને શ્વીટ્સનો ઇતિહાસ લખેલો તે આપણે જોયો. હવે અર્વાચીન લેખકોએ શોધખોળ કરીને જે ઇતિહાસ પ્રસિદ્ધ કર્યો છે તે પણ જોઇએ:

શ્વીટ્સમાં અથવા હેલ્વેશિયામાં (Helvetia) પ્રાચીન કાળે શિકારીઓ, ગુફાવાસીઓ ને સરોવરવાસીઓ રહેતા; આનાં પ્રમાણ આજે ઘણાં મળી આવે છે પછી ત્યાં કેલ્ટીક (Celtic) લોક આવી વસ્યા, તેમને રોમનોએ તાબે કર્યા. ખ્રિસ્ત પછીનાં શરૂઆતનાં સૈકામાં આ મિશ્ર વસતિ રોમનોને તાબે રહી કંઇક સંસ્કાર પામી. પણ ઐતિહાસિક શ્વીટ્સમાં તો આમાંની કોઇ વસતિએ નહિ, પણ જર્માનિક (Germanic) પૂર્વજોમાંથી ઉતરી આવેલી આલેમાનિક (Alemannic) તથા બુર્ગણ્ડિયન (Burgandian) જાતિઓએ કંઇક ઉપયોગી ભાગ ભજવ્યો છે. ચોથા ને સાતમા સૈકા સુધીમાં આ જર્માનિક વસતિનાં ટોળાં ઉત્તર તરફથી ઉતરી આવ્યાં, તેથી મૂળ વસતિ દક્ષિણ તરફ ધકેલાતી ચાલી, જેમ આપણા ભારતમાં ઉત્તર તરફથી આર્ય વસતિના ટોળાં આવ્યાથી મૂળની દ્રવિડ વસતિ દક્ષિણ તરફ ધકેલાઇ તેમ. આલેમાનિક લોક ઇશાન કોણમાં વસ્યા ને બુર્ગણ્ડિયનો નૈર્ઋત્ય કોણમાં વસ્યા.

આલેમાનિકો પોતાના આચાર, પોતાની ભાષા, પોતાની રાજ્યવ્યવસ્થા અને થોડો વખત પોતાનો ધર્મ પણ સાચવી રહ્યા. તેમના જીવનમાં જનને તથા મહાજનને પુરી સ્વતન્ત્રતા હતી અને અમીર કે રાજાના રાજ્યથી તેઓ ટેવાએલા નહોતા. તેમની રાજ્યપ્રણાલિકામાં આ તત્ત્વ આજ સુધી

[33] નાટક પૃષ્ઠ ૧૭૦.

સચવાઇ રહ્યું છે. પણ તેમનામાં નિર્બળતા એ હતી કે અનેક મહાજનોને એક ગાઠે ગાંઠી એક પ્રજા બનાવવાની તેમનામાં શક્તિ નહોતી આથી બહારના બળવાન શત્રુ સામે એવી અવસ્થામાં આત્મરક્ષણ કરી શકે એ સ્થિતિમા એ ન હતા. આ કારણે છઠ્ઠા સૈકામાં તેઓને તેમજ બુર્ગણ્ડિયનોને ફ્રાંકિશ ( Frankish ) અથવા મેરોવિંગિયન ( Merovingian ) રાજ્યને તાબે થવું પડ્યુ મેરોવિંગિયન અમલમા તેઓ ખ્રિસ્તી થયા, તે વિનાની તેમની બધી સ્થિતિ કાયમ રહી. પણ કારોલિંગિયન ( Carolingian ) રાજાઓએ બધા ફ્રાંકિશ પ્રાન્તોમા, તેમજ આ પ્રાન્તોમાં પણ, પોતાના કાયદા દાખલ કર્યા ને તેથી બીજા પ્રાન્તો કરતાં તેમને વધારે સ્વતન્ત્રતા રહી નહિ. પાછળથી વહેચણી થઇ તે પ્રમાણે ઇ સ. ૮૪૩મા આલેમાનિક પ્રાન્ત અને ૧૦૩૨મા બુર્ગણ્ડિયન પ્રાન્ત જેર્માન ( German ) સામ્રાજ્યમાં ગયા.

પણ આપણા નાટકની રંગભૂમિવાળા વનપ્રાન્તોમાં સાતમા સૈકાના અન્ત સુધી કાયમની વસતિ થઇ હોય એવા કંઇ પ્રમાણ મળતા નથી. એ પ્રાન્તો બહુ અન્દર આવેલા હતા, તેમજ ત્યાની જમીન બહુ ફળદ્રુપ ન હતી, તેથી ત્યાં વસતિ છેક મોડે થઇ પણ તે પછીના સૈકામા ચારે બાજુના લોકો ત્યા ઝપાટાબન્ધ આવી વસ્યા ને કાયમની વસતિ થઇ ઉરીની ( Uri ) વસતિ સામ્રાજ્યની વસાવટની હતી, તેથી ત્યાંના લોકોને રાજ્ય પાસેથી જમીન મળી, ને તેથી બળવાન હોવા છતા કઇક જ સ્વતન્ત્રતાએ તેઓ રહ્યા. શ્વીટ્સમા ( Schwyz ) પોતાની ઇચ્છાથી લોક આવી વસ્યા, પણ તેય સામ્રાજ્યના તાબેદાર થઇ રહ્યા. ઉંટરવાલ્ડનમા ( Unterwalden ) ધર્મમઠોએ વસતિ વસાવી.

આથી આ પ્રદેશોમા વસેલા લોકો કેવળ સ્વતત્ર ન હતા. તેમની સામાજિક અને રાજકીય સ્થિતિ આજુબાજુના પ્રદેશોના જેવી જ હતી. તેરમા સૈકા સુધી તેમનામાં એકસમ્પીનુ બન્ધન જોવામાં આવતુ નથી. ત્યા સુધી તો તેઓ પોતપોતાના પ્રાન્તોમા પોતપોતાના મહાજનો બાંધી કંઇક કઇક સંસ્કૃતિ કરતા રહ્યા. સમ્રાટ્ વિના બીજા કોઇને તાબે ન હતા. જેર્માનિક સામ્રાજ્યનો આ ભાગનો આલેમાનિયાની અથવા શ્વાબનની ( Schwaben —અ. Swabia ) અમીરાતમા સમાવેશ થતો, અને ત્સેરિંગનના ( Zahringen ) અમીરો તેના ઉપર વહીવટ ચલાવતા હતા. જો આ અમીરવંશ લાબો વખત ચાલ્યો હોત, તો સંભવ છે કે શ્વીટ્સદેશમાં લોકોનું નહિ પણ રાજાનું રાજ્ય વિકસ્યું હોત; પણ એ વંશ ૧૨૧૮મા નિર્વંશ થયો. આ વંશની સત્તાને બદલે પશ્ચિમમાં સાવોયના ( Savoy ) અને પૂર્વમાં કિબુર્ગના

( Kiburg ) તથા હાબ્સબુર્ગના ( Habsburg ) સત્તા જમાવી. ધીરેધીરે કિબુર્ગની બધી સત્તા હાબ્સબુર્ગે બળે અને કપટકુશળતાએ હરણ કરી લીધી અને ફ્રેમાર્નિક સમ્રાટ્ ચુટાયો, ત્યારે એણે તો વળી બળ પણ સત્તા તોડી પાડી ને આ વનપ્રદેશોમાં પોતાની સ

ધીરેધીરે આ પ્રાન્તો પોતાની મૂળ સ્વતન્ત્રતા મે લાગ્યા, તેમતેમ તેમને હાબ્સબુર્ગની સત્તા સામે કલહ મા ઉરી સૌથી પ્રથમ ઇતિહાસની રંગભૂમિ ઉપર આ દેશનો ઇતિહાસ નાને સ્વરૂપે આરમ્ભે છે. ૮૫૩માં ઝુઇરિષમાં નવા સ્થાપેલા આપણી દેવીના મઠને ટુ સરકારી જમીન, ત્યાંની વસતિ સમેત, દાન કરી દીધી. તે ઉરીનો પણ સમાવેશ થતો હતો દાનપત્રમાં લુડ્વિકે જ જમીનના કબજેદારો મઠના વહીવટ તથા રાજ્યના અધિ માની વસતિનો મોટો ભાગ આમ મઠની વસતિ બની, પણ તેમને કેટલોક સીધો સમ્બન્ધ રહ્યો પણ મઠની વ લગભગ સ્વતત્રજ. વળી, ઉરીની વસતિ જોકે અનેક હતી, તોપણ એમનામા એક મોટુ મહાજન બધાયું સુધી બળવાન થઇ પડયું હતુ કે પ્રાચીન ફ્રેર્માનિક રિવા જમીન પોતાની માલેકીની ગણતુ. આ જમીનનો વહી મહાજન મળતું અને તેમાથી ધીરેધીરે રાજકીય તથ વિકાસ થયો. આમ ઉરીની સ્વતત્રતા અને એકતાનાં ર

તેરમી સદીના આરમ્ભમા ઉરીએ પોતાનાજ વિપ જાણે પોતે સ્વરાજ્ય-મહાજન હોય એમ, શરૂ કર્યો. અ કચરી નાખવાનો ઠરાવ ત્સેરિંગનને છેલ્લે અમીરે કર્યો મહાગાજ્યનો સુબો હતો. પણ એ ૧૨૧૮મા મરણ પ દૂર થયો. તુરતજ સમ્રાટ ફ્રીડ્રિષે ઉરીમાની મઠની જ વખત માટે પોતાના હાથમા લીધો, અને એમ જો લા હોત, તો વહેલીમોડી સમ્પૂર્ણ સ્વતન્ત્રતા મળી જાત પા હાબ્સબુર્ગવાળા ઠાકોર રૂડૉલ્ફના હાથમાં ઉરીનો વહીવટ ઠાકોરે સમ્રાટને સહાયતા આપવાનું વચન આપ્યાથી તે

કરવામાં આવી હતી. આથી એવો ભય ઉભો થયો કે ઉરી સામ્રાજ્યની પ્રત્યક્ષ સત્તામાથી ખશીને વખતે હાબ્સબુર્ગની સત્તા નીચે આવી પડે

તે સમયે રોમન સમ્રાટો વંશપરમ્પરાથી નહોતા બનતા, પણ સામ્રાજ્યના અમીરોમાંથી ચુંટાતા. સામ્રાજ્ય સાથે વનપ્રાન્તોનો પ્રત્યક્ષ અને પરોક્ષ સમ્બન્ધ હોવાનુ આ નાટકમાં ઘણી વાર આવે છે, તેનો આજ ભેદ છે. જર્માન કુટુમ્બોમાનો કોઇ પણ અમીર ચુંટાઇને રોમન સમ્રાટ થતો. આથી સામ્રાજ્યની પ્રત્યક્ષ સત્તા નીચે જો ઉરી હોય, તો કોઇ પણ એક કુળને તાબે હોય નહિ, અને તેથી તેની વંશપરમ્પરાની વશતા એને સ્વીકારવી પડે નહિ. પણ એ જો સામ્રાજ્યના કોઇ અમીરકુળને તાબે હોય તો સામ્રાજ્ય સાથે તેનો સમ્બન્ધ માત્ર પરોક્ષ—તે અમીર દ્વારાજ—રહે અને તે અમીરની વંશાનુગત વશતા સ્વીકારવી પડે સ્વાભાવિક રીતેજ એ અમીરકુળ પોતાની સત્તાના મૂળ ઉંડાં નાખવાને હેતુએ પ્રજાને દબાએલી રાખે અને તેથી પ્રજાને સ્વતન્ત્રતાની કઇ આશા રહે નહિ. ઓઇસ્ટર-રાઇખના હાબ્સબુર્ગવાળા અમીરો સમ્રાટપદે ચુંટાતા શ્વીટ્સના આ વનપ્રાન્તોને સામ્રાજ્ય તળેથી કાઢી લેઇને પોતાના ઘરના કરી લેવા મથતા હતા, પણ કોઇ અમીરની સત્તા નીચે નહિ, પણ સામ્રાજ્યની સત્તા નીચે રહેવાને હેતુએ પ્રાન્તોની વસતિ એ પ્રયત્નો નિષ્ફળ કરવા મથતી હતી અને તેમાં સફળ થઇ હતી, એ આપણા નાટકનો મુખ્ય હેતુ છે.

અને એ વસતિને એમ સામે થવાનો વ્યાજબી હક હતો; સમ્રાટ્ ફ્રીડ્રિપના પુત્ર સમ્રાટ્ હાઇન્રિખે હાબ્સબુર્ગના અમીર રૂડૅાલ્ફના હાથમાંથી ઉરીને ખસેડીને એવો દસ્તાવેજ લખી આપ્યો કે તે પ્રાન્ત સામ્રાજ્યની સીધી સત્તા નીચે રહે અને પટે આપીને કે ગીરો મુકીને તેને સામ્રાજ્યથી અલગ કરી શકાય નહિ. ૧૨૩૧નો ઉરીનો આ દસ્તાવેજ શ્વીટ્સદેશની સ્વતંત્રતાનો પાયો છે. થોડાજ સમયમા એ પ્રાન્તે પોતાના ન્યાયાધીશ પોતેજ પોતાની વસતિમાથી ચુંટી નીમવા માંડયા, ને ૧૨૪૩મા પોતાની સ્વતંત્ર રાજ્ય-મહોર વાપરવા માંડી. હાબ્સબુર્ગવાળો રૂડૅાલ્ફ ૧૨૭૪મા સમ્રાટ ચુંટાયો તેણે ૧૨૩૧માં ઉરીને કરી આપેલા સ્વતંત્રતાના દસ્તાવેજને પોતાનો સહીશિક્કો મારી આપી મંજુર કરી આપ્યો અને ૧૨૯૧મા એ સમ્રાટ મરણ પામ્યો, ત્યા સુધી એ પ્રાન્તની સ્વતંત્રતામા એણે હાથ નાખ્યો નહિ

શ્વીટ્સ પ્રાન્તના લોકો પાડોશનાજ ઉરી પ્રાન્તમા સ્વતંત્રતાનો વિકાશ થતો જુએ ને પોતે છાનામાના બેશી રહે એ તો બને નહિ. ત્યાના લોકોનો

( Kiburg ) તથા હાબ્સબુર્ગના ( Habsburg ) અમીરોએ પોતાની સત્તા જમાવી. ધીરેધીરે કિબુર્ગની બધી સત્તા હાબ્સબુર્ગે વારસાહક્કે, લગ્નહક્કે, બળે અને કપટકુશળતાએ હરણ કરી લીધી અને ઠાકોર રૂડૉલ્ફ જ્યારે ર્જૅર્માનિક સમ્રાટ્ ચુંટાયો, ત્યારે એણે તો વળી બળવાન બની સાવોયની પણ સત્તા તોડી પાડી ને આ વનપ્રદેશોમાં પોતાની સમ્પૂર્ણ સત્તા જમાવી.

ધીરેધીરે આ પ્રાન્તો પોતાની મૂળ સ્વતન્ત્રતા મેળવવા પ્રયત્નો કરવા લાગ્યા, તેમતેમ તેમને હાબ્સબુર્ગની સત્તા સામે કલહ થતો ગયો એ કલહમા ઉરી સૌથી પ્રથમ ઇતિહાસની રંગભૂમિ ઉપર આવે છે અને શ્વીટ્સદેશનો ઇતિહાસ નાને સ્વરૂપે આરમ્ભે છે. ૮૫૩માં ર્જૅર્માન રાજા લુડ્વિકે ઝુઇરિપમાં નવા સ્થાપેલા **આપણી દેવી**ના મઠને ટુર્ગાઉ પ્રાન્તની બધી સરકારી જમીન, ત્યાની વસતિ સમેત, દાન કરી દીધી. તે કાળે ટુર્ગાઉ પ્રાન્તમા ઉરીનો પણ સમાવેશ થતો હતો દાનપત્રમાં લુડ્વિકે જણાવ્યુ હતુ કે ત્યાની જમીનના કબજેદારો મઠના વહીવટ તથા રાજ્યના અધિકાર નીચે રહે. ઉરીમાની વસતિનો મોટો ભાગ આમ મઠની વસતિ બની, તેમજ રાજ્યની સાથે પણ તેમને કેટલોક સીધો સમ્બન્ધ રહ્યો. પણ મઠની વસતિ એટલે તો જાણે લગભગ સ્વતંત્રજ વળી, ઉરીની વસતિ જોકે અનેક જાતિવિભાગની બની હતી, તોપણ એમનામા એક મોટુ મહાજન બંધાયું હતુ, અને તે એટલે સુધી બળવાન થઇ પડ્યું હતુ કે પ્રાચીન ર્જૅર્માનિક રિવાજ પ્રમાણે બધી પડતર જમીન પોતાની માલેકીની ગણતુ. આ જમીનનો વહીવટ કરવાને વારવાર મહાજન મળતું અને તેમાથી ધીરેધીરે રાજકીય તથા આર્થિક એકતાનો વિકાસ થયો. આમ ઉરીની સ્વતંત્રતા અને એકતાનાં મૂળ નખાયા.

તેરમી સદીના આરમ્ભમા ઉરીએ પોતાનાજ વિષયોનો વહીવટ કરવો, જાણે પોતે સ્વરાજ્ય-મહાજન હોય એમ, શરૂ કર્યો. આ ફુટતી સ્વતન્ત્રતાને કચરી નાખવાનો ઠરાવ ત્સેરિંગનને છેલ્લે અમીરે કર્યો એ ત્યાં મઠનો તેમજ મહાગજ્યનો સુબો હતો. પણ એ ૧૨૧૮મા મરણ પામ્યો તેથી એ ભય દૂર થયો. તુરતજ સમ્રાટ ફ્રીડ્રિખે ઉરીમાની મઠની જમીનનો વહીવટ થોડા વખત માટે પોતાના હાથમા લીધો, અને એમ જો લાબા વખત સુધી રહ્યુ હોત, તો વહેલીમોડી સમ્પૂર્ણ સ્વતન્ત્રતા મળી જાત. પણ થોડાજ વખતમાં હાબ્સબુર્ગવાળા ઠાકોર રૂડૉલ્ફના હાથમા ઉરીનો વહીવટ ચાલ્યો ગયો, કારણકે રાજાએ સમ્રાટને સહાયતા આપવાનુ વચન આપ્યાથી તેના ઉપર આ કૃપા

કરવામાં આવી હતી. આથી એવો ભય ઉભો થયો કે ઉરી સામ્રાજ્યની પ્રત્યક્ષ સત્તામાથી ખશીને વખતે હાબ્સબુર્ગની સત્તા નીચે આવી પડે

તે સમયે રોમન સમ્રાટો વંશપરમ્પરાથી નહોતા બનતા, પણ સામ્રાજ્યના અમીરોમાંથી ચુટાતા સામ્રાજ્ય સાથે વનપ્રાન્તોનો પ્રત્યક્ષ અને પરોક્ષ સમ્બન્ધ હોવાનુ આ નાટકમાં ઘણી વાર આવે છે, તેનો આજ ભેદ છે. જેર્માન કુટુમ્બોમાનો કોઇ પણ અમીર ચુટાઇને રોમન સમ્રાટ થતો. આથી સામ્રાજ્યની પ્રત્યક્ષ સત્તા નીચે જો ઉરી હોય, તો કોઇ પણ એક કુળને તાબે હોય નહિ, અને તેથી તેની વંશપરમ્પરાની વશતા એને સ્વીકારવી પડે નહિ પણ એ જો સામ્રાજ્યના કોઇ અમીરકુળને તાબે હોય તો સામ્રાજ્ય સાથે તેનો સમ્બન્ધ માત્ર પરોક્ષ—તે અમીર દ્વારાજ—રહે અને તે અમીરની વંશાનુગત વશતા સ્વીકારવી પડે સ્વાભાવિક રીતેજ એ અમીરકુળ પોતાની સત્તાના મૂળ ઉડાં નાખવાને હેતુએ પ્રજાને દબાએલી રાખે અને તેથી પ્રજાને સ્વતન્ત્રતાની કઇ આશા રહે નહિ. ઓઇસ્ટરરાઇખના હાબ્સબુર્ગવાળા અમીરો સમ્રાટપદે ચુટાતા શ્વીટ્સના આ વનપ્રાન્તોને સામ્રાજ્ય તળેથી કાઢી લેઇને પોતાના ઘરના કરી લેવા મથતા હતા; પણ કોઇ અમીરની સત્તા નીચે નહિ, પણ સામ્રાજ્યની સત્તા નીચે રહેવાને હેતુએ પ્રાન્તોની વસતિ એ પ્રયત્નો નિષ્ફળ કરવા મથતી હતી અને તેમા સફળ થઇ હતી, એ આપણા નાટકનો મુખ્ય હેતુ છે.

અને એ વસતિને એમ સામે થવાનો વ્યાજબી હક હતો; સમ્રાટ્ ફ્રીડ્રિખના પુત્ર સમ્રાટ્ હાઇન્રિખે હાબ્સબુર્ગના અમીર રૂડૉલ્ફના હાથમાથી ઉરીને ખસેડીને એવો દસ્તાવેજ લખી આપ્યો કે તે પ્રાન્ત સામ્રાજ્યની સીધી સત્તા નીચે રહે અને પટે આપીને કે ગીરો મુકીને તેને સામ્રાજ્યથી અલગ કરી શકાય નહિ. ૧૨૩૧નો ઉરીનો આ દસ્તાવેજ શ્વીટ્સદેશની સ્વતન્ત્રતાનો પાયો છે. થોડાજ સમયમા એ પ્રાન્તે પોતાના ન્યાયાધીશ પોતેજ પોતાની વસતિમાથી ચુટી નીમવા માડ્યા, ને ૧૨૪૩મા પોતાની સ્વતન્ત્ર રાજ્યમહોર વાપરવા માડી. હાબ્સબુર્ગવાળો રૂડૉલ્ફ ૧૨૭૪મા સમ્રાટ ચુંટાયો તેણે ૧૨૩૧માં ઉરીને કરી આપેલા સ્વતન્ત્રતાના દસ્તાવેજને પોતાનો સહીશિક્કો મારી આપી મજુર કરી આપ્યો અને ૧૨૯૧મા એ સમ્રાટ મરણ પામ્યો, ત્યા સુધી એ પ્રાન્તની સ્વતન્ત્રતામા એણે હાથ નાખ્યો નહિ

શ્વીટ્સ પ્રાન્તના લોકો પાડોશનાજ ઉરી પ્રાન્તમા સ્વતન્ત્રતાનો વિકાશ થતો જુએ ને પોતે છાનામાના બેશી રહે એ તો બને નહિ. ત્યાના લોકોનો

મોટો ભાગ અમીરાત ભોગવતો હતો, અને તેથી સ્વતંત્ર સ્વભાવનો હતો હાબ્સબુર્ગની વધતી સત્તા તેઓ સહજે સાખી શકે નહિ. એવામાં એમને એક સારો લાગ આવ્યો: ૧૨૪૦માં સમ્રાટ ફ્રીડ્રિખ બીજાએ ઇટાલિયનમાં આવેલા ફ્લાવન્સને ઘેરો ઘાલ્યો, તેને મદદ કરવાને શ્વીટ્સમાંથી એણે સૈનિકો માગ્યા ને બદલામાં, ૧૨૩૧માં ઉરીને જેવો સ્વતંત્રતાનો દસ્તાવેજ કરી આપ્યો હતો તેવો જ, દસ્તાવેજ એણે શ્વીટ્સને કરી આપ્યો. હાબ્સબુર્ગવાળાએ આ દસ્તાવેજ સ્વીકાર્યો નહિ, પણ તે કુળનો રૂડૉલ્ફ ૧૨૭૪માં સમ્રાટ થયો ત્યારે તેણે શ્વીટ્સને નવો દસ્તાવેજ કરી લખી આપ્યું કે શ્વીટ્સના મહાજનનો સામ્રાજ્ય સ્વીકાર કરે છે ને તે માત્ર સામ્રાજ્યને તાબે રહે પણ તેને સદા બીક રહેતી કે હાબ્સબુર્ગવાળા તેને પોતાની સત્તા તળે લેઇ જાય. એવામાં રૂડૉલ્ફનું મરણ ૧૨૯૧માં થયું.

ઉંટરવાલ્ડનમાં અમીરો પ્રમાણમાં થોડા હતા, જમીન મોટે ભાગે નાના નાના જમીનદારોના હાથમાં હતી, તેથી વહીવટની વ્યવસ્થા અનેકવિધ હતી ને તેથી હાબ્સબુર્ગની સત્તા વધારે સ્પષ્ટ હતી. આથી સત્તાધારી મહાજનને વિકસતાં વાર થઇ. છતાં તેમના લાભમાં યે એક વસ્તુ હતી: તેઓ મઠની પ્રજા હતી અને તેરમી સદીમાં મઠના મુખ્ય ગુરુ પાપ્સ્ટ (પોપ) સાથે હાબ્સબુર્ગને કલહ થતાં તેઓ મઠને પક્ષે રહી હાબ્સબુર્ગની સામે થયા હતા. શ્વીટ્સ તથા લુસર્નની વસતિ સાથે ૧૨૪૬માં તેઓએ પરસ્પર રક્ષણ કરવાની સન્ધિ કરી. લાગે છે કે જુનામાં જુનું સન્ધિપત્ર આ હતું અને ૧૨૯૧ના સન્ધિપત્રમાં આનો ઉલ્લેખ છે. એટલું તો નક્કી છે કે સમ્રાટ રૂડૉલ્ફ ૧૨૯૧માં મૃત્યુ પામ્યો ત્યાં સુધી, ઉરી તથા શ્વીટ્સ પાસે સમ્રાટ તરફના સ્વતંત્રતાના જેવા દસ્તાવેજ હતા, તેવા દસ્તાવેજ ઉંટરવાલ્ડન પાસે ન હતા અને તેથી ઉરી કે શ્વીટ્સ કરતાં હાબ્સબુર્ગની અમીરાતથી ડરવાનું કારણ ઉંટરવાલ્ડનને વધારે હતું, કારણકે એ અમીરાતની સત્તા સદા વધતી જતી હતી.

આ સામાન્ય ભયને કારણે ત્રણે વનપ્રાન્તો એક બીજા ઉપર નજર કરતા થયા ને સમ્રાટ રૂડૉલ્ફના ૧૨૯૧માં મરણ પામ્યા કેડે સત્તરજ દિવસ પછી, ૧૨૯૧ના ઑગસ્ટ માસની પહેલી તારીખે તેઓએ ત્રણેએ મળીને એક સન્ધિપત્ર બનાવ્યું. આજ સુધી ત્રણે પ્રાન્તો પોતપોતાને મળેલા હકોનું રક્ષણ કરવાને જુદા જુદા મથતા હતા, તે આ સન્ધિથી ત્રણે એકઠા થઇ સરખા હકને માટે લડવા બન્ધાયા. આ સન્ધિપત્ર શ્વીટ્સ દેશની સ્વાધીનતાનો

પહેલો અને મુખ્ય દસ્તાવેજ.[૩૪]

આ દસ્તાવેજમા બંડખોરના ઉઠાવવાની કશી વાત નથી હાપ્સબુર્ગની સત્તા અને શક્તિની સામે થવુ એ એનો હેતુ છે, સ્વતન્ત્રતા સાચવવી એ એની ભાવના છે: પણ શબ્દરૂપે એમાં કઇ પ્રચણ્ડતા ન હતી. તે સમયની પોતાની સ્થિતિ સાચવી રાખવી અને પોતપોતાના કાયદેસર ઉપરિઓની યોગ્ય આધીનતા સ્વીકારવી એ એમા સ્પષ્ટ રીતે જાહેર કર્યુ છે હાપ્સબુર્ગના માલકીહકો તથા ઉપરિપણાના હકો સામે ઉઘાડો વાધો ઉઠાવ્યો નથી. સન્ધિવિગ્રહમા સાથે ઉભા રહેવુ એ મુખ્ય સરત છે. અને મહત્ત્વની બાબતોમા ન્યાયપદ્ધતિ કેવી રાખવી એનો નિર્ણય એમા આપ્યો છે, ને સ્પષ્ટ કર્યું છે કે પ્રાન્તની વસતિનો નહિ એવો કોઇ ન્યાયાધીશ સ્વીકારવો નહિ તથા અપરાધીનો ન્યાય પ્રાન્તે પોતે જ કરવો બેશક દરેક વિષયમા ઉપરિ અમીરોના અમુક અમુક હકો સ્વીકાર્યા હતા, પણ તેની સાથે સાથે જ અમીરોની સામે થવાય એવી કલમો હતી આથી તેઓ અમીરોની સત્તા સામે ધીરેધીરે માથુ ઉચકતા સ્વતન્ત્રતાની ઉચ્ચ ભૂમિકા ઉપર પગથીએ પગથીએ ચઢયા.

સમ્રાટ રૂડૉલ્ફ ૧૨૯૧મા મરણ પામ્યો, ત્યારે ન તો તેનો પુત્ર આલ્બ્રેષ્ટ કે ન તો તે ઘરનો બીજો કોઇ અમીર એ પદે ચુટાયો, પણ નાસાઉ ( Nassau ) વાળો આડૉલ્ફ ( ૧૨૯૨–૧૨૯૮ ) ચુટાયો ને સમ્રાટ બન્યો. છતાયે આલ્બ્રેષ્ટે એ પદ માટે આડૉલ્ફ સાથે કલહ કર્યો શ્વીટ્સ લોકે આડૉલ્ફનો પક્ષ કર્યો, તેથી ૧૨૪૦માં સમ્રાટ ફ્રીડ્રિખે શ્વીટ્સ પ્રાન્તને જેવો મુક્તિલેખ લખી આપ્યો હતો તેવા જ લેખ ૧૨૯૭મા એણે શ્વીટ્સને અને ઉરીને લખી આપીને દસ્તાવેજ પાકા કરી આપ્યા પણ આડૉલ્ફમાં પોતાનુ પદ જાળવવાની શક્તિ નહોતી, તેને ચુટણીદારોએ પદભ્રષ્ટ કર્યો અને આલ્બ્રેષ્ટ સામેના યુદ્ધમાં માર્યો ગયો અન્તે આલ્બ્રેષ્ટ સમ્રાટપદે આવ્યો.

*——————

[૩૪]આ અસલ દસ્તાવેજ શ્વીટ્સનગરમા સાચવી રાખેલો છે ચુડી તથા બીજા પુરાણા લેખકોને આ દસ્તાવેજની ખબર નહોતી. પ્રથમ એ ૧૭૬૦માં પ્રસિદ્ધ થયો, પણ કૉપે ( Kopp ) ૧૮૩૫માં શ્રમ લેઇને એને મહત્ત્વ આપ્યુ ત્યા સુધી મ્યુઇલરે ( Müller ) કે બીજા કોઇએ એની પરવા કરી નહોતી. ૧૮૯૧મા આ દસ્તાવેજના સ્મરણાર્થે છટ્ઠી શતસવત્સરી શ્વીટ્સદેશમાં અતિ ગમ્ભીરતાએ ઉજવાઇ હતી.

હાબ્સબુર્ગના ઘરનો આલ્બ્રેષ્ટ ફરી સમ્રાટને પદે આવ્યો અને તેથી વનપ્રાન્તોના લોકોની સ્થિતિ ફરી પાછી, રૂડૉલ્ફના વખતમાં હતી એવી, આવી પડી. રૂડૉલ્ફે કંઇ બળાત્કાર કર્યા વિના ધીરે ધીરે પોતાની સત્તા આ વનપ્રાન્તોમા જમાવવા પ્રયત્નો ચાલુ રાખ્યા હતા, અને હવે ભય લાગ્યો કે આલ્બ્રેષ્ટ એ પ્રયત્નો ચાલુ રાખી, જેવી તેવી મળેલી સ્વતન્ત્રતાનો પણ અન્ત લાવશે તેણે ૧૨૯૮થી ૧૩૦૮ સુધી રાજ્ય કર્યું, પણ ઇતિહાસકો એમ નથી કહેતા કે તેનો અમલ આકરો ને ક્રૂર હતો સામ્રાજ્યના અને પોતાના ઘરના હિતને સારૂ તે ચોક્કસ રહેતો, પણ અન્યાય કે બળાત્કાર કરતો નહોતો. કાયદો અને વ્યવસ્થા એને વહાલાં હતાં. શ્વીટ્સનાં જુદા જુદાં નગરોની સ્વતન્ત્રતા બહાલ રાખી, પણ શ્વીટ્સને તથા ઉરીને આડૉલ્ફે આપેલી સ્વતન્ત્રતા મજુર રાખી નહિ. છતાં એણે પ્રાન્તોની વસતિ ઉપર જુલમ ગુજાર્યો હોય, વહીવટમા કંઇ ખાસ ફેરફાર કર્યો હોય એવું ઇતિહાસથી જણાતુ નથી ઉલટુ ઉટરવાલ્ડન સ્વાધીનતામાં ઉરી તથા શ્વીટ્સની સપાટીએ આવી પહોચ્યુ. કોઇ પ્રાન્તમા વિદેશી સુબો મોકલાયો ન હતો, ન્યાયાધીશ પ્રાન્તની વસતિમાથી જ ચુટાતા હતા. આલ્બ્રેષ્ટે દેખાઇ આવે એવો જુલમ કર્યો હોય કે પ્રાન્તોની વસતિએ તેની સામે બડ ઉઠાવ્યાં હોય એવું ઇતિહાસથી કશુ દેખાઇ આવતુ નથી ઉલટું આલ્બ્રેષ્ટની તથા તેના મરણ પછી તરતમાં તેના પુત્રોની રીતભાત આ વસતિ સાથે માયાળુ અને મિત્રતાભરી હતી, અને તેના મરણ પછી ત્યાના લોકોએ થોડે વખતે પોતાને 'ઓઇસ્ટરરાઇખના અમીરોના ભલા મિત્રો' માન્યા છે. ત્યારે આ નાટકવાળી હકીકત કલ્પિત લાગે છે.

પણ, આલ્બ્રેષ્ટની સબળ સત્તાએ કરીને પ્રાન્તોની સ્વતત્રતાની આકાક્ષા દબાયા જતી હતી અને ૧૩૦૮મા એનુ ખુન થયુ ત્યારે જ એ અમુઝણથી એ પ્રાન્તો છુટચા. એનુ ખુન આ પ્રાન્તના કોઇ માણસે નહિ, પણ તેના ભત્રિજા યોહાનસે તથા તેના દરબારના અમીરોએ[૩૫] કર્યું હતુ. જેમ રૂડૉલ્ફના મૃત્યુપ્રસંગે તેમજ આ પ્રસગે પણ આમ હાબ્સબુર્ગના અમલથી વનપ્રાન્તો બચી છુટચા. કારણકે, આલ્બ્રેષ્ટની પછી આવેલો સમ્રાટ લુકસમબુર્ગવાળો હાઇન્રિષ સાતમો હાબ્સબુર્ગની વધતી જતી સત્તાનો ઇર્ષાળુ હતો, તેણે ૧૩૦૯ના ઉનાળામા કોન્સ્ટન્સ નગરમા ઉરી અને શ્વીટ્સ પ્રાન્તોને

૩૫ ભૂમિકા પૃષ્ઠ ૪૧ જોશો.

ફ્રીડ્રિપ બીજાએ તથા રૂડૉલ્ફે લખી આપેલા દસ્તાવેજો તાજા કરી આપ્યા અને ઉટરવાલ્ડનના હક્કો પણ વધારી આપ્યા તેજ પ્રસગે તેણે એ ત્રણે પ્રાન્તોને એક સુબા નીચે મુકયા અને સામ્રાજ્યની મુખ્ય ન્યાયાધીશી સિવાયની, તેમની સીમા બહારની બધી ન્યાયાધીશીઓની હકુમત બધ કરી. આમ ૧૨૯૧મા એ ત્રણે પ્રાન્તોએ સન્ધિ કરીને જે એકતા અને સ્વત્તત્રતા સ્થાપી હતી તેને સામ્રાજ્ય તરફથી મજુરી મળી. બેશક ઓાઇસ્ટરરાઇપના અમીરોએ તો આ મજુરી સ્વીકારી નહિ ને પોતાના હક્કો માટે એ મમત કરતા જ રહ્યા. હાઇન્રિપ સાતમો ૧૩૧૩માં ઇટાલિયનમાં મરણ પામ્યો. ૧૩૧૪-માં સમ્રાટ તરીકે બહુમતે બાયર્ન ( બાવેરીઆ ) વાળો લુડવિક અને ઓછે મતે ઓાઇસ્ટરરાઇપવાળો ફ્રીડ્રિપ ચુટાયા. ઓાઇસ્ટરરાઇષ વિરૂદ્ધના પોતાના સહચર લુડ્વિકને વનપ્રાન્તોએ તુરત સ્વીકાર્યો અને તેણે પણ આમની સાથે મિત્ર-ભાવ દર્શાવ્યો. ૧૩૧૫મા કાઢેલા ફ્રરમાનમા લુડ્વિકે આ ત્રણ વનપ્રાન્તોના મહાજનને અને તેના રાજકીય ઐકયને પ્રથમ જ વાર સ્વીકાર્યુ. પણ લુડ્-વિકની સત્તા જામેલી નહિ, તેથી ફ્રીડ્રિષે ફ્રરમાન કાઢી જણાવ્યુ કે એ વન-પ્રાન્તો હાબ્સબુર્ગના કુળની મિલ્કત છે. આ ફ્રરમાનનો અમલ કરવાને ફ્રીડ્રિ-પનો ભાઇ લેઓપોલ્ટ બીજો રણસગ્રામે ચઢયો. ૧૩૧૫ના ઑકટોબરમાં આર્ગાઉ પ્રાન્તમાં આવેલા બાડન નગરમા અમીરોની તથા નાગરિકોની સેના એકઠી કરીને અભિમાને ગાજતો શ્વીટ્સ ઉપર ચઢયો. પણ પ્રતાપસિંહે હલદી-ઘાટમાં સલીમની જે દશા કરી હતી, તેથીયે ભુંડી દશા મોર્ગાર્ટનના સાકડા ઘાટમાં નવેમ્બરની ૧૫મી તારીખે શક્ત શ્વીટ્સ સેનાએ આ સેનાની કરી, અને પોતાની સ્વતન્ત્રતાનુ રક્ષણ કર્યુ. એજ વર્ષના ડિસેમ્બર માસની ૯મી તારીખે એ ત્રણ વનપ્રાન્તોના પ્રતિનિધિઓ બ્રુનનમાં એકઠા થયા અને ફરેલી સ્થિતિ પ્રમાણે કલમો નાખી એકતાનુ નવુ સન્ધિપત્ર લખ્યુ. આ વિજય તથા આ સન્ધિપત્ર એ શ્વીટ્સદેશની આજની એકતા તથા સ્વતત્ર-તાનો પાયો છે

આમ નાટકકાળ સુધીનો ઇતિહાસ જોયો, ત્યારે અર્વાચીન કાળ સુધીના ઇતિહાસનું રેખાદર્શન કરી જઇશું, તો અયોગ્ય નહિ થાય.

૧૩૧૫માં એકતામણ્ડળ બન્ધાયું અને તેમા ૧૩૩૨મા લુસર્ન ( Luzern ), ૧૩૫૧માં ઝુઇરિપ ( Zurich ), ૧૩૫૨મા ત્સુગ ( Zug ) તથા ગ્લારૂસ ( Glarus ) અને ૧૩૫૩માં બર્ન ( Bern ) પ્રાન્તો ભળ્યાથી વધારે બળવાન બન્યું. વનપ્રદેશના ત્રણ પ્રાન્તોમાં આ પાંચ પ્રાન્તો

મળ્યાથી 'Die Acht Alten Orte – આઠ પ્રાચીન પ્રાન્તોનું મણ્ડળ – બન્યું. ૧૩૩૯મા લાઉપનના ( Laupen ), ૧૩૮૬માં સૅમ્પાખના ( Sempach ), ૧૩૮૮માં નેફલના ( Nafel ), અને ૧૪૪૪માં સત યાકોબના ( St. Jacob ) યુદ્ધમા ઑાઇસ્ટરરાઇષ સામે વિજય મેળવ્યાથી એ મણ્ડળ વિશેષ સબળ થયુ, અને ફ્રાન્સ તથા બીજા દેશો જોડે મિત્રતાનો સમ્બન્ધ જોડચો. આથી એને યુરોપના કારભારમાં મહત્ત્વ મળ્યું

બુર્ગણ્ડીનો છેલ્લો ઠાકોર ચાર્લ્સ ધ બોલ્ડ ( વીર ) આ શ્વીટ્સમણ્ડળને ધિક્કારતો હતો, તેણે તેની સાથે કલહ કર્યો. તેણે એ દેશ ઉપર ચઢાઇ કરી; તે જંગલી જુગમાં પણ સૌ ત્રાસી જાય એવા જુલમ એણે ગુજારવા માડચા, પણ મોર્ગાર્ટનના યુદ્ધમા જેવી ઑાઇસ્ટરરાઇષની સેનાની દશા થઇ હતી તેવીજ એની સેનાની દશા શ્વીટ્સ સેનાને હાથે ૧૪૭૬મા ગ્રાન્સનના ( Granson ) તથા મુર્ટનના ( Murton ) યુદ્ધમાં થઇ. બીજે વર્ષે ઠાકોરનો પોતાનો ઘાત થયો.

પછી ૧૪૮૧માં ફ્રાઇબુર્ગ ( Freiburg ) તથા ઝોલોટુર્ન ( Solothurn ) પ્રાન્તો, ૧૫૦૧માં બાઝલ ( Basel ) તથા શાફ્હાઉઝન ( Schaffhausen ) નગરો અને ૧૫૧૩મા આપન્સેલ ( Appenzell ) પ્રાન્ત શ્વીટ્સ એકતામાં ભળ્યા. એમ હવે એકતામણ્ડળમા ૧૧ પ્રાન્તો તથા ૨ નગરો મળી ૧૩ મહાજન થયાં અને એ મણ્ડળ 'Die Dreizehn Alten Orte – તેર પ્રાચીન પ્રાન્તો'ને નામે ઓળખાતુ ચાલ્યુ. એ બધા પ્રાન્તોની વસતિ ડૉઇચ ( જર્મન ) ભાષા બોલનારી હતી ૧૪૯૯મા સમ્રાટ મેક્સીમિલિયને શ્વીટ્સમણ્ડળ પાસે સેનાની મદદ માગી તે શ્વીટ્સમણ્ડળે ના આપી, તેથી તેણે ક્રોધે ભરાઇ શ્વીટ્સ ઉપર ચઢાઇ કરી, પણ તેમાં એ હાર્યો ને એને બહુ વેઠવુ પડ્યુ. આને પરિણામે શ્વીટ્સમહાજન સામ્રાજ્યથી પણ સ્વતન્ત્ર થયું. પણ ૧૬૪૮મા વેસ્ટફાલીઆનાં ( Westphalia ) સન્ધિપત્ર લખાયા, ત્યારેજ એની સ્વતન્ત્રતા સાચી રીતે સ્વીકારાઇ ૧૭૯૮ સુધી આ સ્થિતિ ચાલી. અભ્યાસને લીધે શ્વીટ્સયોદ્ધો એવો ચંચળ થયો કે ઘણા રાજાઓ અને ઠાકોરો તેને પગાર આપી પોતાની સેનામાં બોલાવતા. આથી શ્વીટ્સના લોકો આમ ભાડુતી સૈનિક બનવા લાગ્યા, અને 'શ્વીટ્સ'નો અર્થ 'ભાડુતી સૈનિક' બની ગયો!

સોળમી સદીમાં ખ્રિસ્તિ ધર્મના મહાન સુધારક લુથરે ( Luther )

સમસ્ત ડૉઇચલાણ્ડને એક છેડેથી બીજા છેડા સુધી હચમચાવી મુક્યું. એની અસર આજુબાજુના દેશોમા થઇ. શ્વીટ્સમાં પણ કૅલ્વીન ( Kelvin ) અને સ્વિંગ્લી ( Zwingli ) લુથરના મતમાં થોડો ફેરફાર કરી રોમન કૅથોલિક ધર્મની વિરુદ્ધ ઉભા થયા. સ્વિંગ્લી રોમન કૅથોલિકની સામે લડતાં કાપલના ( Kappel ) યુદ્ધમાં ૧૫૩૧માં મરાયો વખત જતા શ્વીટ્સમણ્ડળમાના ઘણા ખરા પ્રાન્તોની પ્રજા પ્રોટેસ્ટણ્ટ મતમાં દાખલ થઇ.

ફ્રાન્સના ૧૭૯૨ના વિપ્લવમાં શ્વીટ્સની સ્વતન્ત્રતા જોખમમા આવી પડી ને થોડો વખત તો ચાલી પણ ગઇ વિપ્લવસેનાએ દેશ ઉપર હુમલો કર્યો ને બાઝલનો કબજો લીધો. વળી ૧૭૯૬-'૯૭માં ફ્રૅંચોએ લૉમ્બર્ડી તથા રા'ઇન પ્રદેશને પોતાને સત્તા નીચે મુકી દીધા, ત્યારે ઠરાવ કર્યો કે શ્વીટ્સને પણ ફ્રૅંચ રિપબ્લિકમા ભેળી દેવો. ૧૭૯૮મા એ ઠરાવ અમલમા મુકાયો અને ફ્રૅંચ રિપબ્લિકના રક્ષણ નીચે 'હેલ્વેટિક' રિપબ્લિકને વહીવટ ચલાવવાના અધિકાર મળ્યા. પણ ૧૮૦૨ના આમીઆના ( Amiens ) સન્ધિપત્રમાં ઠર્યું કે શ્વીટ્સને પોતાની અસલ સ્વાધીનતા પાછી આપવી. પણ સ્થિતિ એવી થઇ પડી કે તુરતજ એ રાજ્યને નેપોલિયનની સહાયતા શોધવી પડી, ને તેણે ૧૮૦૩માં અસલ તેરમાં આર્ગાઉ ( Argau ), ટુર્ગાઉ ( Thurgau ), ટેસિન ( Tessin ), વાઉડ ( Vaud ), ગ્રાઉબુઇણ્ડન ( Graubunden ), તથા ગાલ ( Gall ), એ ૭ મેળવી ઓગણીશ પ્રાન્તોનુ એક મણ્ડળ બનાવ્યુ. અને ત્યારેજ પ્રથમ વાર એ દેશનું નામ **શ્વીટ્સરલાણ્ડ** કહેવાયું. ૧૮૧૪માં પ્રથમ ફ્રૅંચ મહારાજ્યનો ભગ થતા તેની વિરુદ્ધના રાજ્યમણ્ડળની સેના શ્વીટ્સમાં દાખલ થઇ, અને ૧૮૧૫ની વિયેનાની ( Wien ) સધિમાં એ દેશની સ્વાધીનતા સ્વીકારવામાં આવી તે વખતે વળી વાલે ( Valais ), જિનિવા ( Geneva ) તથા નૉઇષાટલ ( Neuchatel ) મળી બાવીશ પ્રાન્તોનું મડળ બન્યુ.

એ મણ્ડળના કાયદા પ્રમાણે સૌ પ્રાન્તો પોતપોતાનો પ્રતિનિધિ રાજ્યસભામા મોકલતા. પોતપોતાના પ્રાન્ત સમ્બન્ધેના વિષયોની એ સભામાં ચર્ચા કરવાનો તેમને અધિકાર હતો, પણ નિર્ણય કરવાનો અધિકાર ન હતો. આથી કામ કરવામાં બહુ અડચણ પડતી તેથી કરીને ૧૮૩૦ના ફ્રૅંચ વિપ્લવ પછી આ કાયદામા સુધારા કરવા માટે અનેક પ્રાન્તોમા હીલચાલ થવા લાગી. વળી ધર્મમઠોની તથા જેસ્યુટોની સત્તા તોડવા માટે પણ

હીલચાલ થવા લાગી. આથી કલહ થયો ને રોમન કેથોલિક પ્રાન્તોની સામે પ્રોટેસ્ટણ્ટ પ્રાન્તો ઉઠ્યા. વિદ્યાસસ્થાઓ જેસ્યુટોના હાથમાં હતી, તે પ્રોટેસ્ટણ્ટોને ગમતું નહોતુ; તેથી તેમણે એ વ્યવસ્થા સામે કોલાહલ કર્યો. આથી ઇ. સ. ૧૮૪૩મા લુસર્ન, ઉરી, શ્વીટ્સ, ઉટરવાલ્ડન, ફ્રાઇબુર્ગ, ત્સુગ તથા વાલે એ કેથોલિક પ્રાન્તોએ જુદા પડીને પોતાનું Sonderbund એટલે કે **અલગમણ્ડળ** સ્થાપ્યુ. પણ રાજ્યસભાને એ વાત ગમતી આવી નહિ ને તેથી ઇ. સ ૧૮૪૭ના મે માસમાં અન્તર્વિગ્રહ જાગ્યો ઇ. સ. ૧૮૪૭ના નવેમ્બર માસની ૨૩મી તારીખે ગીસ્લીકોન આગળ સેનાપતિ ડુફુરને (Dufour) હાથે અલગમણ્ડળની સેના હારી ને ત્યારે એ અલગમણ્ડળ રદ થયુ. જેસ્યુટોની સત્તા તુટી ને તેમના મઠોની મિલ્કત રાજ્યમાં જમે થઇ.

અને ઇ. સ. ૧૮૪૮માં છેવટનુ મણ્ડળ બન્યું તથા કાયદા બંધાયા; તેમાં ૧૮૭૪માં થોડો ફેરફાર થયો. આજ સુધી એજ મણ્ડળ ચાલુ છે. સૌ પ્રાન્તો પોતપોતાના પ્રાન્તનો વહીવટ કરે છે અને દેશની સામાન્ય બાબતોનો વહીવટ સર્વના પ્રતિનિધિઓની બનેલી રાજ્યસભા કરે છે.

અને પછી શ્વીટ્સરલાણ્ડનુ છેવટનુ રાજ્યબન્ધારણ ૧૨મી સપ્ટેમ્બર ૧૮૪૮ને રોજ રચાયુ. સૌ પ્રાન્તોએ મળીને એ બન્ધારણ રચ્યુ ને તેમા અમેરિકાનાં સયુક્ત સંસ્થાનોનું કઇક અનુકરણ કર્યું. એ બન્ધારણમાં ફેડરલ કાઉસિલ, લેજીસ્લેટિવ કાઉસિલ અને ફેડરલ ટ્રિબ્યુનલ એવા ત્રણ મડળોની યોજના થઇ. પ્રજામાત્રનો મત લેઇ શકાય એટલા માટે ૧૮૮૩મા **સૂચના** (Initiative) અને **અનુમોદના** (Referendum) એમ બે નવી યોજનાઓ બન્ધારણમાં દાખલ કરવામા આવી. આથી દેશના કાયદામા ખામી જણાતા તેમાં સુધારો કરવાની **સૂચના** કરવાનો હક પ્રજાને મળ્યો છે, એટલુ જ નહિ પણ ધારાસભાએ કરેલા કાયદા પ્રજાની **અનુમોદના** વિના મંજુર થઇ શકે નહિ એવો અનુપમ હક પણ પ્રજાને મળ્યો છે. ઇગ્લૅણ્ડની પાર્લામૅણ્ટ સૌથી પ્રાચીન છે, સસારભરની પાર્લામૅણ્ટોની જનેતા ગણાય છે, તેણે પણ પ્રજાને આવા હક નથી આપ્યા, પ્રજામતની પરવા કર્યા વિના પ્રજાને માટે એ કાયદા ઘડે છે. ત્યારે જોઇ શકીશુ કે શ્વીટ્સ પ્રજા અંગ્રેજ પ્રજા કરતાં પણ વધારે સ્વાધીન છે, પ્રજાસત્તાક રાજ્યપ્રણાલીમા જગતની સૌ પ્રજાઓ કરતાં આગળ છે, સ્વાધીનતાપ્રિય છે.

અને એ એટલે સુધી સ્વાધીનતાપ્રિય છે કે રાજભયથી પીડાતા પરદેશી-ને–રાજદ્રોહના અપરાધની સજાને લોગે નાશી છુટેના પરદેશીને–પોતાને ઘેર આશ્રય આપે છે એ દેશ એવા અનેક પીડિતોની ધર્મશાળા છે, આજે ત્યાં એવા અનેક નિર્ભયતા અનુભવે છે.

અને વળી શાન્તિપ્રિય પણ છે, વિગ્રહ એને ગમતો નથી. છેલ્લા વિગ્રહના મહાવિકરાળ યજ્ઞમાં જગતનાં ઘણાંખરાં રાજ્યો હોમાઇ પડ્યાં હતાં, તેવે સમયે પણ દાવાનળની વચ્ચોવચ્ચ આવેલી યુરોપની એ અગાશી આ વિગ્રહથી કેવળ જ તટસ્થ રહી શકી હતી ડૉઇચલાણ્ડ, ઑાઇસ્ટરગાઇષ, ઇટાલિયન અને ફ્રાંકરાઇપ એ યજ્ઞમાં મુખ્ય આહુતિ આપનાર, પોતે હોમાનાર ને જગતને હોમનાર એ ચાર દેશોની વચ્ચે આવેલો આ દેશ અને વળી એ ચાર પરસ્પર વિરોધી પ્રજાઓની બનેલી આ પ્રજા; અને છતાંયે એ મહાયજ્ઞથી તટસ્થ! ચારે દિશામાં હિંસક પશુપક્ષીથી ભરેલા વનપ્રદેશની વચ્ચોવચ્ચ અહિંસાધર્મને સેવનાર આ તપોવન! અને એની તટસ્થતા એટલે સુધી પ્રખ્યાત છે કે લીગ ઑફ નેશન્સ વગેરે પ્રજાઓના અનેક મહામણ્ડળ પણ એ તપોવનમાં જ ભરાય છે.

ત્યાંની ખાસ વિલક્ષણતા તો એ છે કે કેળવણી ત્યાંના જેટલી સસ્તી ને સર્વવ્યાપક બીજા કોઇ પણ દેશમાં નથી. ત્યાંની પ્રજા માની રહી છે કે કેળવણી જ સાચી સ્વતંત્રતા આપે છે ને ટકાવી રાખે છે. ગામડાંને ખુણેખુણે ને ગરીબને ઝુંપડેઝુંપડે કેળવણી પહોંચી શકે એવી વ્યવસ્થા ને પ્રણાલી એ પ્રજાએ બાંધી છે

દેશ ડુંગરાળો હોવાથી પ્રજા મોટે ભાગે ખેતી ઉપર જીવે છે. ગાયો પાળવામાં ત્યાંના લોક બહુ પ્રવીણ અને કુશળ છે. ત્યાંના પુતળીછાપના દૂધના ડબ્બા તો સારા જગતમાં પ્રખ્યાત છે વળી લોક ઉદ્યોગી પણ છે. દૂધના જેટલા જ એના ઘડીઆળ પણ પ્રખ્યાત છે. ભોજનશાળાઓની વ્યવસ્થા રાખવાની કળા પણ સ્વિટ્સોના બાપની જ છે.

આમ આ દેશ જમીને નાનો છે, પ્રજા સંખ્યાએ નાની છે; છતાં સરળ જીવન જીવે છે ને ઉન્નત વિચાર વિચારે છે

## લોકકથાની તથા ઇતિહાસની ઉત્પત્તિ

લોકકથાને આધારે ચુડીએ લખેલો તેમજ પછીથી શોધખોળને આધારે સિદ્ધ થએલો, એ બન્ને ઇતિહાસ આપણે જોયા. હવે એ બન્નેની ઉત્પત્તિ કેમ થઇ તે જોઇએ:

શ્વીટ્ઝના જુના બનાવોની નોંધ કોઇએ લીધેલી નહિ. બર્નના કૉન્રાટ, યુસ્ટિંગરે (Conrad Justinger) ૧૪૨૦મા લોકકથાને આધારે જે ઇતિહાસ લખ્યો તેમા વનપ્રાન્તોની વસાયત, રાજ્યસ્થિતિ તથા સ્વાધીનતાના પ્રયત્નો વિષે લખ્યુ છે; પરદેશી સુબાઓનો જુલમ હતો, અને એ વનપ્રાન્તોનો મૈત્રિજોગ બહુ પુરાણો છે એમ પણ એમા લખ્યું છે. તે જ સમયના બીજા લેખકોએ ઇતિહાસની સાલો ગોઠવવાનો અને આજુબાજુના પ્રાન્તોની મૂળ વસતિથી એ જુદા જ કુળની પ્રજા છે એમ દેખાડવાનો પ્રયત્ન કર્યો છે. ઉરીવાળા યોહાન પુઇણ્ટિનરે (Johann Puntiner) આ લોકને ગૉથ કુળના વંશજો જણાવ્યા અને ૧૪૪૩ના એક સરકારી દસ્તાવેજે આ વાતને ટેકો આપ્યો. પોતે સામાન્ય ખેડુતો નથી, પણ સ્કાણ્ડિનાવિયનથી (Scandinavian) દુષ્કાળને કારણે અહીં આવી વસેલા, એવું સાબિત કરવાનો પ્રબળ પ્રયત્ન તો શ્વીટ્સવાળા યોહાનસ ફ્રુઇણ્ટે (Johannes Frund) કર્યો અને તેનો આધાર ચુડીએ તથા મુઇલરે લીધો. ફ્રુઇણ્ટનો લેખ બહુ સુન્દર છે અને તેમા એણે દેશના લોકને બહુ ઉચું સ્થાન આપ્યું છે, પણ પરિણામે પાસેના પ્રાન્તોના લોકની ઇર્ષ્યા વહોરી લીધી છે; કારણકે, ૧૪૫૦માં ઝુઇરિષવાળા ફ્રૅલિક્સ હૅમર્લિને (Felix Hemmerlin) લખ્યુ કે શ્વીટ્સેના લોકો તો લઢાઇના કેદીઓના વંશજો છે.

પણ હજી આ કોઇ લેખકો આલ્બ્રેષ્ટ તથા તેના સુબાઓના જુલમ સમ્બન્ધે કશુ બોલતા નથી. પણ ૧૪૭૦ના અરસામાં લુસર્નમા રચાએલા Tellenlied નામે ગરબામા ટેલની કથા અને શ્વીટ્ઝની સ્વાધીનતામાં ઉરીએ મુખ્ય ભાગ લીધેલો એનુ વર્ણન આવે છે ૧૪૮૨-૮૮ સુધીમાં લુસર્નવાળા મૅલ્ષિયર રૂસે (Melchior Russ) જે રાસો લખ્યો તેમા યુસ્ટિંગરનો લખેલો હેવાલ લીધો, અને ગરબામા લખેલી ટેલની કથા ઘણીક રીતે વિસ્તારીને લખી. ૧૪૭૦ને આશરે ઉટરવાલ્ડનમા આવેલા ઝાર્નન ગામમાં હાન્સ શ્રીબરે (Hans Schriber) Das weisse Buch (શ્વેત ગ્રન્થ) નામે રાસો લખ્યો. આ લેખકને સાચી હકી-

કતોનું જ્ઞાન તો હતું ના, પણ તોડજોડની અને બનાવી કાઢવાની શક્તિ ભારે હતી. સુખાંનો જુલમોનું પ્રબળ વર્ણન એણે કર્યું છે ને એ જુલમને ત્રણે પ્રાન્તોમાં વહેચ્યો છે. ટૅલની કથા પણ સુન્દર રીતે વર્ણવી છે, છતાં શ્ટીર્સને પ્રાધાન્ય આપ્યું છે. નામો બહુ થોડા આપ્યા છે ને સાલ તો આપીજ નથી. છતાં ગે ફ્રૅાઇડનબર્ગરે ૧૭૬૦મા પોતાનો ઇતિહાસ લખ્યો ત્યા સુધી આ રાસો પ્રમાણભૂત મનાતો રહ્યો.

ટૅલની કથા આમ મનાતી ચાલી, જુદે જુદે સ્થળે લખાએલા રાસાના ભેદો ધીરે ધીરે ટાળી એકરૂપ ધરતી ચાલી. ૧૫૧૨મા તેનું એક નાટક પણ રચાયુ. ૧૫૪૮મા ઝુઇરિષ વાળા યોહાન શ્ટુમ્ફે (Johann Stumpf) ઇતિહાસ લખ્યો ન ટૅલની સાલ ૧૩૧૪ની નક્કી કરી ઍટર્લીને (Etterlin) રાસો લખ્યો તેમા આજ સુધી ચાલતા આવેલાં નામોમા ફેરફાર કરી ગૅસ્લરને બદલે ગ્રીસ્લર (Grissler), ટાલને (Tall) બદલે વિલ્હૅલ્મ ટૅલ, રૂઇટ્લીને બદલે બેટ્લિન (Betlin) અને મેલ્ષીને (Melchi) બદલે મૅલ્ષટાલ એવા નવા નામ લખ્યા.

પણ આજ સુધીના બધા રાસાને તારવી કાઢી, સ્વચ્છશુદ્ધ કરી, એકરસ કરી, ઇતિહાસ લખનાર એક સબળ પુરુષ નિકળ્યો ગ્લારૂસમાં એનો જન્મ (૧૫૦૫મા) થયો ને એનું નામ એગિડિયુસ[ગિલ્ક] ચુડી (Ægididius[Gilg]Tschudi) હતું. એ વિદ્વાન હતો ને રાજ્યાધિકારી હતો. એણે પોતાના જીવનનો (મૃત્યુ ૧૫૭૨) ઘણો કાળ ઇતિહાસનો અભ્યાસ કરવામા અને ઇતિહાસ લખવામાં ગાળ્યો હતો. એણે લખેલા ઇતિહાસોમા Chronicon Helveticum સૌથી ઉત્તમ છે. આને જ આધારે આપણા કવિએ આ નાટક લખ્યુ છે ને તેથી આ ઇતિહાસનો નાટકને લગતા ઉતારો આગળ આપ્યા છે[૩૬] એ ઇતિહાસ છપાએલો તો ૧૭૩૪માં, પણ એની હસ્તલિખિત પ્રતો ઘણી થએલી ને તે દરેકેદરેક સારા લેખકે જોએલી. રિલિયેટ (Rilliet) એને સમ્બન્ધે લખે છે કે ચુડીએ આ ઇતિહાસ એવો તો સુન્દર લખ્યો છે ને કથામાં એવો તો રસ મુકયો છે કે "વાચકને કશી શકા થાય નહિ અને જેવું લખાયુ છે તેવુંજ માની લેવાનુ મન થાય. હકીકતોને એવી સુન્દરતાથી, એવી સરળતાથી વર્ણવી છે કે જરૂર

૩૬ ભૂમિકા પૃષ્ઠ ૩૦–૪૨

ટૅલની લોકકથામાં વણી કઢાઇ છે ૧૬૦૭માં ગુઇલીમાને ( Guilliman ) ટૅલની કથા ઉપર શંકા બતાવેલી, પણ એટલા માટે લોકોએ એની સખ્ત ઝાટકણી કાઢી નાખી ૧૭૨૫મા ઇઝેલીને ( Iselin ) બતાવી આપ્યુ કે ડેનીશ લોકકથાઓમાં પણ ટૅલના જેવી લીંબુ તાકયાની કથા છે. વૉલ્ટરે ( Voltaire ) સૂચના કરી છે કે શ્વીટ્સ લોકોએ પોતાના સ્વાધીનતાના ઇતિહાસને શણગારવા આ કથા બહારથી આણી છે પણ આ શંકાઓને મહત્ત્વ નહિ મળ્યાથી વખત જતા દબાઇ જતી ૧૭૬૦મા ફ્રૉઇડનબર્ગરે ( Freudenberger ) પોતાના લખેલા ઇતિહાસમા આ કથાની જરા ગમ્ભીરતાથી ખબર લીધી. પરિણામે દેશમા કંઇક કોલાહલ મચ્યો, પણ ચર્ચાનુ પરિણામ ટૅલની કથાના લાભમા ગયુ. ૧૭૮૭મા યોહાનસ મુઇલરે ઇતિહાસ લખ્યો, એ તો સ્પષ્ટ રીતે ટૅલકથાને પુષ્ટિ આપે છે, અને આ મુઇલરના સમાગમથી શિલરને તો 'ભાવતુ'તુ ને વૈદ્યે કહ્યુ.'

પણ ત્યાર પછી ગઇ સદીના અનેક ઇતિહાસકોએ શાસ્ત્રીય પ્રમાણોથી સિદ્ધ કર્યું છે કે ટૅલકથા માત્ર કાલ્પનિક લોકકથા છે. વાચક પોતાના સ્વતન્ત્ર અભિપ્રાય ઉપર આવી શકે, એટલા માટે આ ઇતિહાસકોનાં થોડા પ્રમાણો આપવા ઘટે પ્રથમ તો ૧૩૦૭ પછીના સો વર્ષમા પણ વનપ્રદેશોના કોઇ ગામના ચોપડામા ટૅલ જેવુ નામજ નથી, જોકે પાછળથી આ નામ ખોશી દેવાના પ્રયત્નો થયા છે નાટકમા આવે છે તે પ્રમાણે સરોવરમા ટૅલ જે ખડક ઉપર કુદકો મારીને નાઠેલો, ત્યા આગળ ટૅલસ્પ્લાટે નામે સ્મરણમન્દિર ૧૩૮૮મા બધાયુ છે. તે બાંધતી વેળાએ ટૅલને ઓળખનારા એકસો ચૌદ જણે ત્યાં હાજર રહી ટૅલ થઇ ગયા બાબત સહીઓ કર્યાનો એક દસ્તાવેજ રજુ કરવામા આવે છે ઇતિહાસકો પુછે છે કે ટૅલ હતો, એવી જયારે ખાત્રીજ હતી, ત્યારે તો આવો દસ્તાવેજ કરવાનીજ જરૂર શી હતી? ૧૭૫૮મા બીજો એક દસ્તાવેજ રજુ કરવામા આવ્યો હતો, પણ એમાં સાલોનો એવો તો ગોટાળો કર્યો હતો, કે તે તો સ્પષ્ટ બનાવટી છે એમ ઇતિહાસકોએ નિર્ણય આપ્યો. ટૅલે જ્યા જન્મ ગ્રહણ કર્યો તે ગામ બુઇર્ગ્લનમા, જયા ગૅસ્લરને માર્યો ત્યાં કુઇસનાખ્ટ વાળી નળી પાસે, અને સરોવરમાં જયા કુદકો માર્યો તે ખડક ઉપર, એમ એ ત્રણે સ્થાને ટૅલના નામના સ્મરણમન્દિરોનો પુનરુદ્ધાર સોળમા સૈકાના પાછલા ભાગમાં થએલો તેના સમ્બન્ધમા ઇતિહાસકો કહે છે કે એ મન્દિરો પ્રથમ તો બીજા કોઇને માટે બધાવેલા, પણ ટૅલની કથા લોકપ્રિય થયા પછી એ ત્રણેને ટૅલને નામે ચઢાવી દીધેલા. વન-

પ્રાન્તોનું મિત્રમંડળ ૧૨૪૭માં બન્યાના અને ૧૨૯૧મા તાજા થયાના ઇતિહાસમાં પુરાવા છે, પણ ૧૩૦૭માં રુઇ્લી કે બીજે ક્યાય મંડળ મળ્યાના પુરાવા નથી. એ સમયે ગૅસ્લર જેવો કોઇ સુબો એ પ્રાન્તોમાં હોય અને કોઇ પણ સુબાનું ખુન થયું હોય એવા પુરાવા ઑસ્ટરરાઇષના ઇતિહાસમાંથી મળી આવતા નથી.

ટૅલ બાણાવળી હતો અને તેણે પોતાના દીકરાના માથા ઉપરનુ લીંબુ તાક્યું એમ શ્વીટ્સના લોક માને છે. તેના ઉત્તરમા ઇતિહાસકો કહે છે કે આવી લોકકથાઓ તો એકેએક દેશમા – ડૉઇચલાણ્ડમા, ઇગ્લૅણ્ડમા, સ્કાણ્ડિનાવિયનમાં, ઇસલાણ્ડમાં, ઇટાલિયનમાં, ગ્રીશનલાણ્ડમાં, ઇરાનમાં અને ભારતવર્ષમાં પણ – કલ્પાઇ છે. ડેન્માર્કની કથા તો શ્વીટ્સની કથાને [૩૮]આબે-

*————

[૩૮] ૧૨૦૩મા થઇ ગએલો કથાકાર સાકસો ગ્રામાટિકુસ (Saxo Grammaticus) કથા કહે છે, કે "ડેનિશ રાજા હારાલ્ડ બ્લાટાણ્ડની (Harald Blaatand) ચાકરીમાં ટોકો (Tokko) નામે યોદ્ધો હતો. તે પોતાના પરાક્રમથી મોખરે આવ્યો ને તેના સાથીઓ પણ તેની ઇર્ષ્યા કરવા લાગ્યા. ગમ્મતમાં એક વાર સૌ બેઠા હતા, ત્યા ટોકો અભિમાન કરી બોલ્યો કે 'છેટે લાકડા ઉપર મુકેલા નાનામા નાના લીબુને પણ તાકી શકું, એવો હુ હસ્તસિદ્ધ છુ.' આ લોકોએ રાજાને આ વાત કરી. હવે એ રાજા નિર્દય હતો. તેણે આ સાંભળીને ટોકોને હુકમ કર્યો કે 'તારા દીકરાને છેટે ઉભો રાખી તેના માથા ઉપર લીંબુ મુકીને પહેલે તીરે તાકી બતાવ, નહિ તો તારા અભિમાની શબ્દોને કારણે તારો જીવ લેઇશ.' હવે ટોકોએ પોતાના દીકરાને આણીને દૂર ઉભો રાખ્યો ને તેને કહ્યું કે 'તીરના શબ્દથી હાલીશ નહિ, કારણકે જરા પણ હાલીશ તો પરિણામ વિપરીત આવશે.' પછી એણે ભાથામાથી ત્રણ તીર કાઢ્યાં. એક તીર ચઢાવ્યુ ને લીબુ તાક્યું. હવે રાજાએ પુછ્યુ કે 'જ્યારે એકજ તીર તાકવાનું હતુ, ત્યારે તે ત્રણ તીર કેમ ભાથામાથી કાઢ્યાં?' ટોકોએ ઉત્તર વાળ્યો, કે 'પહેલુ તીર નિરર્થક કે અનર્થક થતા બીજા તીરથી તારા ઉપર વેર લેત, કારણકે નિર્દોષને સજા થાય ને નિર્દય વિનાસજાએ ચાલ્યો જાય એ ઠીક નહિ.' આ ભયંકર માણુસને એમ ને એમ જવા દેવો તે રાજાને પાલવ્યુ નહિ. આપણી કથામાં ટૅલ જેમ કુશળ નાવિક છે, એમ આ ટોકો બરફ ઉપર લપસવામા કુશળ છે. રાજા એને બરફવાળા પર્વત ઉપરથી ખશી ઉતરવાનો

હુબ મળતી આવે છે અને નામ પણ મળતું આવે છે.[39] ૧૪૩૦માં આ કથા એક ડૅાઇચ સાધુએ ડૅાઇચ ભાષામાં ઉતારી ગમે તો પંદરમા સૈકાના શ્વીટ્સ કથાકારોએ આ કથા લેઇ પોતાના સ્વાધીનતાના ઇતિહાસને શણગાર્યો, કે ગમે તો શ્વીટ્સ લોકોના પૂર્વજો, અનેક વર્ષ ઉપર ઉત્તરમાંથી અહીં આવેલા ત્યારે આ કથા પોતાની સાથે લેતા આવેલા તે ત્યાં વંશપરમ્પરા ઉતરી આવી. અને આવી કથા સર્વે દેશોમા અતિપ્રાચીન કાળથી ચાલી આવે છે. ત્યારે એ સૌ કથાઓનુ મૂળ પામરને ( Palmer ) મતે એથી એ પ્રાચીન આ કલ્પનામા હોય કે "સૂર્યદેવનો પ્રતિનિધિ વોટાન ( Wotan ),[40] વોડન

* ——————

હુકમ કરે છે, ટોકો કુશળતાથી ખશી પડી નીચે આવેલા દરિયામા પડે છે ને એક મછવો એને બચાવી લે છે. એ મરી ગયો જાણી રાજા નિશ્ચિન્ત થાય છે. રાજા તો લોક ઉપર જુલમ કર્યે જાય છે, તે એટલે સુધી કે હળે માણસને જોડે છે રાજાનો છોકરો સ્વેનો બંડ ઉઠાવે છે. ટોકો એની સાથે મળી જાય છે ને જગલમાં સંતાઇ રહી ત્યાં થઇને જતા રાજાને તીર તાકી મારી નાખે છે"

૩૯ વિલ્હૅલ્મ ટૅલ નામ વિષે ઘણા તર્ક થયા છે. એક શ્વીટ્સ ઇતિહાસકજ કહે છે કે વનપ્રાન્તોના કોઇ પણ ચોપડામા કદી વિલ્હૅલ્મ નામ આવ્યુ જ નથી. ત્યારે સભવ છે કે પ્રાચીન અગ્રેજી ભાષામાં લખાએલા કલાઉડ્સ્લીવાળા વિલિયમના ( William of Cloudesly ) આજ પ્રકારના ગરબામાથી આ નામ શ્વીટ્સ ગરબામા આવ્યુ હોય. બીજુ નામ ડૅનિશ કથામાના 'ટોકો' નામ ઉપરથી આવ્યુ હોય અને શ્વીટ્સ રાસાઓમા આ વીરને ટૅલ, ટ્રેલ, થેલ, થાલ, ટાલ વગેરે અનેક નામો આપ્યાં હોય. એનો અર્થ 'ભોળો–મૂરખો' પણ થાય ( ભૂમિકા પૃષ્ઠ ૩૬, નાટક પૃષ્ઠ ૧૦૬ ). આ અર્થમા આ શબ્દનો ડાલન્ ( dalen ) અથવા ટાલન્ ( talen ) એટલે મૂર્ખાની પેઠે બોલવુ કે વર્તવુ અને ટોલ ( Toll, અગ્રેજી dull ) એટલે મૂર્ખ, એ ડૅાઇચ શબ્દો સાથે જોગ થઇ શકે. પણ યાકોબ ગ્રીમ ( Jacob Grimm ) એ શબ્દનો સમ્બન્ધ લાટીન શબ્દ ટેલમ્ ( Telum ) એટલે **તીર** સાથે જોડે છે. આપણી ભાષામા પણ **તીર** શબ્દ એ અર્થે છે, એ પણ આશ્ચર્ય છે!

૪૦ વોટાન ઉપરથી પ્રાચીન ડૅાઇચ ભાષામા વોટાન્સટાક ( એટલે વોટાનનો દિવસ ) શબ્દ અને વોડન ઉપરથી પ્રાચીન અગ્રેજી ભાષામા વોડનસ-

(Woden) કે ઓડિન (Odin) માનવજાતિના શત્રુ અંધકારને છેદવા કે તોફાની વાદળાંને ને શીતવાયુને ભેદવા વિદ્યુત્ અને કિરણ રૂપે પોતાનુ તીર છોડે છે"

ઇતિહાસકોના આ બધા રદિયાને સ્વદેશવત્સલ સ્વીટ્સજનો નથી માનતા. એ તો કહે છે કે તે વખતના ચોપડામાં આ બધી હકીકતો ના નોંધાય હોય એ બનવાજોગ છે, કારણકે ત્યારે નોધવાનો રિવાજ જ ઓછો હતો; ગૅસ્લરના જુલમની ને તેને માર્યા વગેરેની હકીકત ઓષ્ટ્રરાષ્ટ્રના ચોપડામા ના પણ હોય, કારણકે પોતાને નીચુ જોવડાવનારી હકીકતો ના પણ નોંધે, તીર તાકયાના પ્રસગો અનેક દેશમાં અનેક કાળે – તે કાળે સ્વીટ્સમા પણ – બનવાનો સભવ છે; અને ઇતિહાસના બધાં પ્રમાણો કરતા દેશવીર ઉપરની જનસમાજની પ્રબળ શ્રદ્ધા એ સૌથી વધારે સબળ પ્રમાણ છે.

અને આ કથા વાંચીને – આ નાટક વાંચીને – આપણને પણ સ્વીટ્સજનને પક્ષે ઉભુ રહેવાનુ મન થાય છે અને જાણે એમ થાય છે કે કથા સાચી પડે તો કેવું સારૂં! આજ સુધી શોધાએલા ઇતિહાસ ખોટા પડીને પાછી એ કથાજ સાચી ઠરે તો કેવુ સારૂ! પણ હા! ઇતિહાસ એ ઇતિહાસ જ છે, જડ છે, કઠોર છે, કોઇની લાગણીની એને પરવા નથી ને એના પજામાથી છુટવુ તો અશકયજ છે. પણ ત્યારે બેકનની સૂચનાને અનુસરીને "(Read, not to believe and take for granted, but to weigh and consider) માની અને સ્વીકારી લેવાને નહિ, પણ તોલ અને વિચાર કરવાને વાચવું" તો **છુટે** જ.

**નાટકવસ્તુસાર**

હવે આપણે ખુદ નાટક તરફ વળીએ, તેનો તોલ અને વિચાર કરીએ. પણ એમ કરતા પૂર્વે એનુ સગઠન તપાસવાની અને સગઠન તપાસતા પૂર્વે તેનો વસ્તુસાર જાણવાની જરૂર છે. ત્યારે આ રહ્યો નાટકનો વસ્તુસાર:

*

ડાગ અને અર્વાચીન અગ્રેજી ભાષામા વૅડનસડે (એટલે વોડનનો દિવસ) એ શબ્દો બન્યા છે. આપણી ભાષામા પણ તેજ દિવસનુ નામ બુધવાર છે! એને જોડનારી તીરની કથા આપણા પ્રાચીન સાહિત્યમાં છે કે કેમ તે હું જાણતો નથી.

## અંક ૧

**પ્રવેશ ૧:** સને ૧૩૦૭ના ઑકટોબરની ૨૮મી તારીખને પાછલે પહોર સરોવરને કાંઠે, મિટનષ્ટાઇન સામે માછીનો ચાકર, ગોવાળ અને શિકારી, એ ત્રણ જણ ગીત ગાય છે, પવનનુ તોફાન શરૂ થાય છે ને તે ત્રણ જણ વાતોએ વળગે છે. સુબાના પ્રતિનિધિએ ઉટરવાલ્ડનવાળા બાઉમગાર્ટનની સ્ત્રીની લાજ લુંટવાનો પ્રયત્ન કરેલો, તેથી એણે એનું ખુન કર્યું છે ને નાઠો છે. સુબાએ એટલા જ માટે તેની પાછળ અશ્વારો દોડાવ્યા છે. બાઉમગાર્ટન દોડતો ને હાંફતો આવે છે ને સરોવર પાર ઉતારી દેવાને માછીને વિનવે છે. તોફાનને લીધે સરોવરમા હોડી ઉતારવાની માછીની હિમ્મત ચાલતી નથી ને ના પાડે છે. એવામા ટૅલ ત્યા આવી પહોચે છે; ટૅલ બાઉમગાર્ટનને શૌર્યથી સામે પાર ઉતારી દેવા સરોવરમા ઝોકાવે છે. તુરત જ અશ્વારો આવી પહોચે છે, પણ બાઉમગાર્ટનને છટકી ગએલો જોઇને તેઓ ગુસ્સે થાય છે, માછી વગેરે ઉપર તેને નસાડવાનો આરોપ મુકી તેમના ઝુપડા બાળે છે ને ઢોર લુટે છે. આ પ્રવેશમા ઓઇસ્ટરરાઇષના સુબાના ઉટરવાલ્ડનમા થતા જુલમનુ વર્ણન છે.

**પ્રવેશ ૨:** આ પ્રવેશમા તેજ સમયે આપણે શ્વીટ્સ પ્રાન્તના ષ્ટાઇનન ગામમા ષ્ટાઉફ્ફાખરના સુન્દર અને તરતના પુરા થએલા ઘર આગળ આવી ઉભા છીએ. તેની વીરનારી પોતાના સ્વામીની તથા દેશની ચિન્તાને અને ભયને સમયે તેને આશ્વાસન આપે છે, સલાહ આપે છે; ઓઇસ્ટરરાઇષના જુલમને ઉખેડી નાખવા માટે દેશમા સર્વસામાન્ય આન્દોલન કરવા સૂચવે છે. ઉરીમા પોતાના જેવા અભિપ્રાય વાળા મિત્રોની સાથે વાતચિત કરવા જવા ષ્ટાઉફ્ફાખર નિકળે છે, એવામા ઉગારી લીધેલા બાઉમગાર્ટનને લેઇને ટૅલ ત્યાં આવે છે. આ પ્રવેશમા શ્વીટ્સમાં થતા જુલમનુ વર્ણન છે.

**પ્રવેશ ૩:** તેજ દિવસે સાજનો અથવા, ષ્ટાઇફ્ફાખર સાજના ઘેરથી નિકળે ને ત્યાંથી આલ્ટૉર્ફ ૭–૮ ગાઉ જતાં રાત પડી જાય તો, બીજે દિવસે સવારનો સમય છે. ઉરીમા આલ્ટૉર્ફ આગળ એક કિલ્લો બધાય છે. પોતાના રક્ષણને માટે તેમજ લોકોને કેદમા નાખી દાબવા માટે નિર્દય સુબો ગૅસ્લર આ કિલ્લો બધાવે છે. ત્યા થઇને ષ્ટાઉફ્ફાખર અને ટૅલ વાતો કરતા કરતા જાય છે, તેવે ઢોલ વગાડતો વગાડતો એક દાંડી પીટનાર આવે છે ને તે જાહેર કરે છે કે 'ગામમાં અમુક સ્થળે એક વાંસ રોપવામા આવશે અને તેના ઉપર ટોપી મુકવામા આવશે, સૌ જતા આવતાએ એ ટોપીને નમન

કરી સુબાની જાત જેટલું એને માન આપવુ ; હુકમનો ભગ કરનાર સજાને પાત્ર થશે ' પછી સ્ટાઉફ્ફાખર ટૅલને સમજાવે છે કે આપણે આ જુલમમાંથી છુટવા કંઇક કરીએ, ટૅલ માત્ર વાતોમાં અશ્રદ્ધા દાખવે છે. આ પ્રવેશમાં ઉરીમાં થતા જુલમનુ વર્ણન છે.

**પ્રવેશ ૪:** તેજ ગામમાં–આલ્ટૉર્ફમા–વાલ્ટર ફુઇર્સ્ટ નામના વૃદ્ધ ગૃહસ્થના ઘરમાં ઉંટરવાલ્ડનના સુબાના જુલમથી નાઠેલો આર્નોલ્ડ ફૉન મૅલ્ષટાલ આવી ભરાયો છે. ઉપરનો પ્રવેશ પુરો થયા પછી થોડેજ વખતે એ બન્ને જણા આ જુલમની વાતો કરે છે, પોતાના અપરાધને કારણે પોતાના વૃદ્ધ પિતાની શી સ્થિતિ સુબો કરશે એની મૅલ્ષટાલ ચિન્તા કરે છે, એવે સમયે ષ્ટાઉફ્ફાખર ત્યાં આવી પહોચે છે; મૅલ્ષટાલ ખશી જઇ પાછો ઘરમાં છુપાય છે મૅલ્ષટાલ ઉપર અને તેના વૃદ્ધ પિતા ઉપર શી શી વીતી છે, તે વિષે ષ્ટાઉફ્ફાખર ફુઇર્સ્ટને વાત કરે છે. મૅલ્ષટાલ અન્દર રહીને આ બધી કથાવાર્તા સાંભળે છે. પોતાના પિતાને આધળો કર્યો છે ને તેનુ સર્વસ્વ લુટી લીધુ છે, એવુ સાભળીને એનો જીવ ઉકળી ઉઠે છે, બે જણ વાત કરે છે ત્યા એ દોડી આવે છે; પોતાની નિરાશા વર્ણવે છે અને અન્તે વેર લેવાની પ્રતિજ્ઞા કરે છે. સ્થિતિ એવી વિષમ થતી જતી હતી કે ત્રણે જણ અન્તે ઠરાવ ઉપર આવે છે કે રૂઇટ્લીમાં અમુક રાત્રે ગુપ્તમણ્ડળ બોલાવવું, દરેકે પોતાના પ્રાન્તના દશ દશ માણસો લાવવા ને પછી શું કરવુ એનો નિર્ણય છેવટે ત્યાં કરવો. પછી ત્રણે છુટા પડે છે. આમ ઓઇસ્ટરરાઇષના જુલમથી પીડાતા ત્રણે વનપ્રાન્તો એ જુલમથી છુટવાના પ્રયત્નોની યોજના રચે છે.

## અંક ૨

**પ્રવેશ ૧:** ઑક્ટોબરની ૨૮મી ( ગયા અંકનો દિવસ ) અને નવેમ્બર-ની ૧૯મી ( સુબા ગૅસ્લરનો વિલ્હૅલ્મ ટૅલે વધ કર્યો તે દિવસ ) વચ્ચેને કોઇ–ચુડીને મતે નવેમ્બરની ૧૦મીને–દિવસે સવારે વૃદ્ધ, સ્વદેશભક્ત અમીર આટિંગહાઉઝન પોતાના ડહેલામા બેઠો છે પોતાનું મરણ સમીપ આવ્યુ છે તે એ સમજે છે ને પોતાના ભત્રિજા વારસ રૂડન્સને ઓઇસ્ટર-રાઇષના મિથ્યા ભભકાના મોહમા પડી દેશદ્રોહી થવા માટે ઠપકો આપે છે. ઓઇસ્ટરરાઇષની અમીરકન્યા બર્ટાના સ્નેહથી અન્ધ બની એ ઓઇસ્ટર-રાઇષનો પક્ષ કરે છે, પણ બર્ટાની મનોદશા એ બરાબર જાણતો નથી; વળી એમ પણ માને છે કે ઓઇસ્ટરરાઇષના પક્ષમાં જવાથીજ સત્તા મળશે,

પદવી મળશે. રૂડન્સ વૃદ્ધ કાકાની કશી વાત સાંભળતો નથી, ને આલ્ટૉર્ફમાં આવેલા સુબાના દરબારગઢ તરફ ચાલ્યો જાય છે, કાકાનો વાળ્યો વળતો નથી; વૃદ્ધ અમીર બિચારો પાછળ એકલો સન્તાપ કરે છે.

**પ્રવેશ ૨:** તેજ દિવસે મધરાતે રૂઇટ્લીમા ત્રણે પ્રાન્તોના પ્રતિનિધિઓનું ગુપ્તમણ્ડળ—અંક ૧, પ્રવેશ ૪ને અન્તભાગે ઠર્યા પ્રમાણે—મળવાનું છે. ત્રણે પ્રાન્તના પ્રતિનિધિઓ આવી ગયા પછી મણ્ડળ રીતસર ગોઠવાય છે; શ્વીટ્સની પ્રથમ વસવાટનો અને સ્વતન્ત્રતાનો ઇતિહાસ ષ્ટાઉફ્ફાખર કહી સંભળાવે છે, સમ્રાટ તેમની એ સ્વતન્ત્રતા કબુલવા હવે ના પાડે છે એ વાત કૉન્રાટ હુન કહી સંભળાવે છે. અન્તે સર્વ મણ્ડળ ઠરાવ કરે છે કે એવી સ્થિતિમા હથિયાર ઉપાડ્યા વિના બીજો માર્ગ જ નથી; સાટે નાતાલને દિવસે ઝુંડો ઉડાવવો, કિલ્લાઓ તાબે કરવા અને ઑષ્ટ્રિઆના સુબાઓને હાંકી મુકવા. આમ કરવાને બધાય, ઈશ્વરમા વિશ્વાસ રાખીને, કોઇ પણ માણસનો ભય રાખ્યા વિના એકસૂત્રે બંધાએલા રહેવાની અને સ્વતન્ત્ર થવાની ગમ્ભીર પ્રતિજ્ઞા લે છે ને પછી વિખેરાય છે

## અંક ૩

**પ્રવેશ ૧:** ૧૮મી નવેમ્બરે બપોર પછી બુર્ગ્લેન ગામમા વિલ્હેલ્મ ટૅલના ઘર આગળ તેના બે નાના પુત્રો તીરકામઠે રમે છે ને શિકારીનુ ગીત ગાય છે. પુત્રવત્સલ માતા આથી ચિન્તાતુર થઇ બહાર આવે છે, કારણ કે શિકારીના જોખમ એ જાણતી હતી. બહાર આવીને જુએ છે તો એથી યે મોટું જોખમ છે. ટૅલ આલ્ટૉર્ફમા પોતાના સસરા વાલ્ટર ફુઇર્સ્ટને ઘેર જવા તૈયાર થઇ રહ્યો છે; અને એ ગામમા તો તેના શત્રુ સુબા ગૅસ્લરનો મુકામ છે પત્ની પતિને ત્યા જતો વારવા પ્રયત્ન કરે છે, પણ વ્યર્થ. પતિ પત્નીને આશ્વાસન આપવા પ્રયત્ન કરે છે, પણ વ્યર્થ. મોટો પુત્ર વાલ્ટર પણ પિતા સાથે જવા તૈયાર થાય છે. વાર્યા છતા અન્તે તે બન્ને જાય છે.

**પ્રવેશ ૨:** લગભગ પહેલા પ્રવેશનેજ સમયે રૂડન્સ અને બર્ટા વનમા શિકારે ગએલાં, તે એકાન્તમાં એકઠાં થઇ જાય છે. ત્યાં વાતમાં ને વાતમાં બર્ટા પોતાના અભિપ્રાય જણાવે છે ને કહી દે છે કે દેશદ્રોહીને તો ના પરણુ. રૂડન્સની આંખો ઉઘડી જાય છે ને અન્તે સ્વદેશભક્ત બની રહે છે.

**પ્રવેશ ૩:** તેજ દિવસે, પહેલા તેમજ બીજા પ્રવેશના સમય પછી થોડીજ વારે, પાછલે પહોરે આલ્ટૉર્ફ પાસે વાસ રોપા-

એલો ને તેના ઉપર ટોપી મુકાએલી છે, ત્યાં બે સિપાઇઓ તેની ચોકી કરે છે ટૅલ પોતાના પુત્ર સાથે ત્યા આવે છે ને ટોપીને નમન કર્યા વગરજ ચાલતો થાય છે. સિપાઇઓ એને પકડે છે, લોકનું ટોળું ભરાઇ જાય છે ને કોલાહલ મચી રહે છે; એવામા સુબો ગૅસ્લર ત્યા આવી પહોચે છે. ટૅલના સ્વતંત્ર મિજાજને લીધે સુબો તેને ધિક્કારતો તો હતોજ, આજે એ ટૅલને નમાવવાનો લાગ આવ્યો છે એમ જાણી એને હુકમ કરે છે કે તુ તારા પુત્રના માથા ઉપર લીબુ મુકી તેને દૂરથી બાણવડે વીધ. લોકો આ હુકમ ફેરવવા બહુ આજીજી કરે છે, રૂડન્સ પણ વિનતી કરે છે; પણ સુબો કોઇનું માનતો નથી, અને વળી હુકમ કરે છે કે જો તે હુકમ ટૅલ પાળશે નહિ તો બાપદીકરો બન્ને મરશે વેદનાથી બળતો ટૅલ પછી કંઇક શાન્ત થાય છે, ને તે લીબુ આબાદ વીધે છે. સુબો ચકિત થઇ જાય છે. જો સફળ ન થવાય, તો બીજીજ પળે સુબાને તાકવા એક બીજુ તીર પણ ટૅલે તૈયારજ રાખ્યુ હતુ. છેતરીને સુબો આ વાત ટૅલ પાસેથી કઢાવી લે છે; અને પછી એ અપરાધ માટે તેને પકડે છે ને પોતાની સાથે વહાણમા લે છે. આ નિર્દય જુલમથી ને ટૅલને પકડી ગયાથી લોક ગુસ્સે થઇ જાય છે; માત્ર ટૅલને ઈશ્વર ઉપર શ્રદ્ધા છે ને આશા છે.

## અંક ૪

**પ્રવેશ ૧:** ગયા પ્રવેશના સમયને બીજે દિવસે–તા ૧૯મી નવેમ્બરને દિવસે–સરોવરને પૂર્વે કિનારે તોફાન થાય છે. કુન્સ ફૉન ગેર્સાઉ આવે છે ને રૂઇડી તથા તેના ચાકરને, આલ્ટૉર્ફમાં શું બન્યુ તે કહી સભળાવે છે; વળી જણાવે છે કે અમીર આટિંગહાઉઝન મરણ પથારીએ પડ્યો છે; એ જાય છે. પછી સરોવરના તોફાનમાં ગૅસ્લરનુ વહાણ કેમ સપડાયું છે તે માછીને તેનો ચાકર વર્ણવે છે. એવામા ટૅલ આવે છે સરોવરના તોફાનથી ગૅસ્લર ગભરાયો, વહાણ સારી રીતે ચલાવવા માટે ટૅલના બધ છોડી નાખ્યા, ટૅલ વહાણ ચલાવવા લાગ્યો, પણ લાગ જોઇને એક ખડક પાસે વહાણને લાવી બહાદુરીથી તે ખડક ઉપર કુદી પડ્યો ને પગને ઠેલે વહાણને પાછું પાણીમાં ધકેલી દીધુ : આ બધી વાત ટૅલ માછીને કહી સંભળાવે છે. પછી આ સમાચાર પોતાની સ્ત્રીને આપવા માટે રૂઇડીને મોકલે છે. તેનો ચાકર એની ગૅસ્લરની રાજધાની કુઇસનાખ્ટને ટુંકે રસ્તે ટૅલને એની ઇચ્છાથી લેઇ ચાલે છે.

**પ્રવેશ ૨:** ઘણુ કરીને તેજ દિવસે આટિંગહાઉઝન પોતાના દરબારગઢમાં મરણપથારીએ સુતો છે. ટૅલની સ્ત્રી પોતાના પિતાને તથા

પુત્રને મળવા ત્યાં આવે છે. ગઇ કાલના બનાવ માટે તેના ગેરહાજર પતિને તથા તેના હાજર મિત્રોને ઠપકાના વેણ કહે છે. ભત્રિજો રૂડન્સ અન્તકાળે પાસે નથી, દેશદ્રોહી બની ચાલ્યો ગયો છે, તેથી અમીરને બહુ શોક થાય છે; પણ ષ્ટાઉફ્ફાખર અને ફુઇર્સ્ટ તેને આશ્વાસન આપે છે કે રૂડન્સનું દિલ ઠેકાણે આવ્યું છે તેમજ દેશબન્ધુઓએ પણ એકસમ્પી કરી છે. અમીર ટૅલના પુત્ર વાલ્ટરને આશીર્વાદ દે છે, શ્વીટ્સની સ્વાધીનતાની અને કીર્તિની ભવિષ્ય-વાણી ભાખે છે, એકતા સાધવાનો સૌને ઉપદેશ દે છે, પછી દેહ મુકે છે. તુરતજ રૂડન્સ આવે છે તે જરાક મોડો થયા માટે પસ્તાવો કરે છે; ષ્ટાઉફ્-ફાખરને, ફુઇર્સ્ટને અને મૅલ્ષટાલને ખાતરી આપે છે કે પ્રજાજનની સાથે અમીરવર્ગ પણ દેશની સ્વાધીનતા માટે એક થશે. ઢીલ ન કરતાં તુરતજ કામ કરવા મડવુ એમ એ સૌ નક્કી કરે છે.

**પ્રવેશ ૩:** પ્રથમ પ્રવેશનેજ દિવસે પાછલે પહોર સરોવરમાંથી નિકળ્યા પછી સુબો ગૅસ્લર કુઇસનાખ્ટ તરફ જાય છે. જે ગલીમાં થઇને એને જવાનુ છે, તે ગલીની એક બાજુએ સુબાને મારી નાખવાને સંકલ્પે ટૅલ ભરાઇ રહે છે. લગ્નનો વરઘોડો એ રસ્તે જાય છે, ત્યારે ટૅલ એક લુંટારાની સાથે વાતો કરે છે. રૂડૉલ્ફ ડર હારાસની સાથે વાત કરતો ગૅસ્લર ચાલે છે, પણ વરઘોડાને લીધે પોતાના માણસોથી વછુટો પડી જાય છે. એક બાઇ આવીને સુબાને અરજ ગુજારે છે કે મારા પતિને અમલદારોના જુલમથી બચાવો. તે ન્યાય લેવાની હઠ કરે છે, તેથી સુબો એના ઉપર ક્રોધે ભરાય છે ને કહે છે કે હું થોડાજ વખતમાં શ્વીટ્સ લોકોનો મિજાજ ઠેકાણે લાવી દેઇશ; આમ બોલે છે એટલામાં ટૅલનુ કારમું તીર આવીને તેની છાતીમા ચોટે છે. આ ટૅલનુ તીર છે, એમ ગૅસ્લર સમજે છે ને પછી દેહ મુકે છે. સ્વાધીનતાના આ પ્રથમ પગથિયાને લોક જયઘોષણાએ વધાવી લે છે. સાધુઓ આવે છે ને ગૅસ્લરના શબને ઉઠાવી જાય છે.

## અંક ૫

**પ્રવેશ ૧:** ગયા પ્રવેશના સમય પછી વહેલામાં વહેલે ત્રીજે દિવસે, પણ રાજા આલ્બ્રેષ્ટના ખુનનો હિસાબ લેતાં તો બીજા વર્ષના (૧૩૦૮ના) મે માસની તા. ૧ પછીને કોઇ દિવસે (કવિએ આ બે બનાવ એકઠા કરી નાખ્યા છે), ગૅસ્લરનો વધ થતા લોકો ઉછળે છે. આલ્ટૉર્ફમાં બંધાતા ‘ઉરી-મદમર્દન’નો નાશ કરે છે. પર્વતો ઉપર જયચિહ્ન દેખાડવા દેવતાના ભડકા કરે છે. મૅલ્પટાલ આવીને કહે છે કે રૂડન્સે ઝાર્નન લીધુ છે ને

રૅાસબર્ગ સર કરી બર્ટાને બચાવી છે. આમ આનન્દ વર્તી રહ્યો છે, તેવે સમે રોઇઝલમાન આવીને ખબર આપે છે કે રાજા આલ્બ્રેષ્ટનુ એના ભત્રિજાએ ખુન કર્યું છે રાણી દૂત મોકલી શ્વીટ્સ લોકોને કહે છે કે ખુનીને સજા કરવામા મદદ કરો તો સારૂં લોક એકમતે કહે છે કે એ બાબતમા અમારે કઇ લેવાદેવા નથી. ટૅલને દેશનો ત્રાતા માની તેને અભિનદન આપવા બ્ટાઉફ્ફાખર સૌને લેઇ ટૅલને ઘેર જાય છે.

**પ્રવેશ ૨:** તેજ સમયે ટૅલ હવે થોડાજ સમયમાં ઘેર આવશે એવી આશાએ તેની સ્ત્રી હેડવિક અને તેના બે બાળકો આનન્દે ઘરમાં હરે છે ફરે છે. એવામાં સાધુવેશે એક પુરુષ ત્યાં આવે છે; તેનો ભયકર દેખાવ જોઇ હેડવિક, કઇક અમગળ થશે એવી શકાએ, ગભરાય છે; એવામા ટૅલ આવી પહોંચે છે. ટૅલને ઓળખ્યા પછી એ પુરુષે તેને કહ્યુ કે હું શ્વાબનનો ઉમરાવ યોહાનસ છુ. કાકાનું ખુન કર્યાને કારણે ટૅલને પ્રથમ તો એના ઉપર કાળ ચઢે છે, પણ પછી દયા આવે છે; રોમમાં જઇને પાપ્સ્ટની ક્ષમા પામવાની તેને સલાહ આપે છે; કયે રસ્તે રોમ જઇ શકાશે એનુ વર્ણન કરે છે, ને પછી એને વદાય કરે છે.

**પ્રવેશ ૩:** તરતજ ટૅલના ઘર આગળ શ્વીટ્સ લોક તેને ત્રાતા અને રક્ષક તરીકે અભિનન્દન આપવા માટે એકઠા થાય છે. રૂડન્સ અને બર્ટા પણ આવે છે, બર્ટા પોતાને પચાયતમાં દાખલ કરવા માટે પ્રાર્થના કરે છે અને વચન આપે છે કે રૂડન્સને હું પરણીશ. રૂડન્સ પણ પોતાના ખેડુતોને સ્વતંત્રતા બક્ષે છે અને સાથેજ પ્રવેશ, અંક ને નાટક સમાપ્ત થાય છે.

## નાટકનું સંગઠન

આરમ્ભથી માંડીને ઠેઠ પૂર્ણાહુતિ સુધી માણસોનાં ( પાત્રોના ) કાર્યને ( વસ્તુને ) દશ્ય રૂપે કરવા એનુ નામ દશ્ય નાટક. દશ્ય નાટકની આ સાદામાં સાદી વ્યાખ્યા. કાર્યની એકતા એ નાટકમાત્રનુ સામાન્ય લક્ષણ છે. આ કાર્ય એકસૂત્રે ગઠાએલુ હોવું જોઇએ. આ નાટક આ પ્રકારનુ છે. પણ વસ્તુસાર આપણે અહુણાજ જોઇ ગયા, તે ઉપરથી જણાશે કે તેમા આ તત્ત્વ બરાબર સચવાએલુ દેખાતુ નથી; અને કેટલાક ટીકાકારોએ એજ પ્રકારની ટીકા પણ કરી છે. માટેજ એ સમ્બન્ધે કઇક વધારે પરિસ્ફોટન કરવાની જરૂર લાગે છે

આપણા નાટચશાસ્ત્રને મતે નાટકની અવસ્થામાં પાંચ મુખ્ય બિન્દુ છે: (૧) આરમ્ભ: ત્યાં મુખ્ય પાત્રોનુ તથા સ્થળોનું ઓળખાણ અને

નાટકની ભૂમિકા થાય છે, (૨) યત્ન: ત્યાં નાટકના હેતુનુ સ્પષ્ટીકરણ થાય છે; (૩) પ્રાત્યાશા: ત્યાં કાર્યની પ્રબળતા અનુભવાય છે અને નાટકનો અન્ત કેવે પ્રકારે આવશે એનું અનુમાન થઇ શકે છે; (૪) નિયતાપ્તિ: ત્યાં પરિણામ લાવનાર કોઇ પ્રસંગ બને છે અને (૫) ફલાગમ: ત્યાં કવિનું ધાર્યું પરિણામ આવે છે.[41] બીજા પણ અનેક ભેદો છે, અને એની ચર્ચા આપણાં નાટયશાસ્ત્રમા બહુ ઝીણવટથી કરી છે; પણ એમાં ઉંડા ઉતર્યે પાલવે એમ નથી. ઉપર બતાવેલાં પાચ બિન્દુઓ વાળી અવસ્થા નાટકમાત્રને સર્વસામાન્ય છે ઉપરની આકૃતિ જોવાથી તેની સમજ સારી રીતે પડી શકશે.




ઉપરની આકૃતિમા પાંચ દશાના પાંચ બિન્દુઓ તેના આદિ વર્ણ મુકીને નિર્દિષ્ટ કર્યા છે.

હવે આપણા નાટકનુ નામ છે તો વિલ્હેલ્મ ટૅલ, પણ સાચી રીતે એ જ માત્ર નાયક નથી, વનપ્રાન્તોની સમસ્ત પ્રજા છે; કારણકે ઓઇસ્ટરરાઇષની ગુલામગિરિમાથી છુટી સ્વાધીનતા સાધવી, એકતા સ્થાપવી એ સૂત્ર ઉપર સમસ્ત પ્રજા કાર્ય કરવાને પ્રેરાય છે. દેશનો અમીરવર્ગ તેમજ પ્રજાવર્ગ જુલમથી કંટાળ્યો છે, તે બન્ને સ્વાધીનતાને માટે પ્રયાસ કરે છે અને ટૅલ જેવાં છુટાં છુટાં પાત્રોની વીરતા પણ આશ્ચર્યજનક છે.

*―――――

૪૧ યુરોપનું નાટચશાસ્ત્ર પણ આને જ મળતી પાંચ દશા આ પ્રમાણે સ્વીકારે છે: (૧) Exposition, (૨) Ascending Action, (૩) Climax, (૪) Descending Action અને (૫) Catastrophe. ફ્રાઇટાક ( G. Freytag ) પોતાના Technik des Dramas નામે ગ્રન્થમા આ વિષય બહુ સુન્દર રીતે ચર્ચ્યો છે. એ ગ્રન્થનો મૅક્ એવાને ( E J. Mac Ewan ) Technique of the Drama નામે અંગ્રેજી અનુવાદ કર્યો છે.

ત્યારે આ નાટક આમ નીચેનાં ત્રિવિધ સૂત્રથી એકરૂપે ગંઠાયુ છે: (૧) વ્યક્તિઓના પ્રતિનિધિ રૂપે ટૅલ, (૨) સામાન્ય લોકવર્ગ, જેના પ્રતિનિધિઓ રૂઇટ્લીમાં મળ્યા હતા તે અને (૩) અમીરવર્ગ, તેના પ્રતિનિધિ આટિંગહાઉઝન તથા રૂડન્સ. આમ આ નાટકમા ત્રણ પ્રકારનાં વસ્તુ છે: (૧) ટૅલ-વસ્તુ, (૨) લોક-વસ્તુ તથા (૩) અમીર-વસ્તુ. આ ત્રણ વસ્તુને એક સૂત્રે ગાઠવાનું કઠણ કાર્ય કરવામાં કવિ સફળ નિવડ્યો છે કે કેમ એ આપણે નીચેની આકૃતિથી પૃથક્કરણ કરીને જોઇશુ.




આપણા નાટકમાં ઉપર જણાવ્યું તેમ ત્રણ વસ્તુ છે, દરેક વસ્તુની અવસ્થામા પાછલે પાને જણાવેલા પાંચ બિન્દુ હોવાં જોઇએ, અને તેથી એકંદરે પંદર બિન્દુ થાય. આખા નાટકના જુદાજુદા અંકોમાં અને તેમના જુદાજુદા પ્રવેશોમાં એ બિન્દુ વેરાએલા પડ્યા છે. ઉપરની આકૃતિના પાયાની રેખામાં જાડા ચિહ્નથી અંકોના અને પાતળા ચિહ્નથી પ્રવેશોના ભાગવિભાગ પાડ્યા છે. ત્રણ વસ્તુ-ત્રિકોણોની ઉપરની રેખાઓમાં જે પાંચ પાચ બિન્દુ મુકાયાં છે, તે બિન્દુવાળી ઘટના તેની નીચે આવેલા અંક-પ્રવેશમા બને છે. એ સૌ વાત સામેના કોષ્ટકથી સ્પષ્ટ થશે.

## સામેની આકૃતિનું વિવરણ

| બિન્દુ | ટૅલ-વસ્તુ | લોક-વસ્તુ | અમીર-વસ્તુ |
|---|---|---|---|
| આરમ્ભ | અંક ૧ : પ્રવેશ ૧<br>બાઉમગાર્ટનનું તારણ | અંક ૧ : પ્ર. ૨<br>સ્ટાઉફ્ફાખરનો ગેર્ટ્રુટ સાથે વાર્તાલાપ. | અંક ૨ : પ્ર ૧<br>અમીર કાકાભત્રિજાનો વિવાદ. |
| યત્ન | અંક ૧ : પ્રવેશ ૩<br>ટોપી સમ્બન્ધે ટૅલનો સ્ટાઉફ્ફાખર સાથે વાર્તાલાપ. | અંક ૧ : પ્ર ૪<br>વાલ્ટર ફુર્ઇસ્ટ, સ્ટાઉફ્ફાખર તથા મૅલ્ષટાલનું મિલન તથા રૂઇટ્લીમાં સભા ભરવાનો સંકેત | અંક ૩ : પ્ર. ૨<br>બર્ટાનાં મહેણાથી લોકમાગે ઉભા રહેવાનો રૂડન્સનો નિર્ણય |
| પ્રાપ્ત્યાશા | અંક ૩ : પ્રવેશ ૩<br>ટૅલ પુત્રના માથા ઉપરનું લીંબુ તાકે છે | અંક ૨ : પ્ર. ૨<br>ત્રણે પ્રાન્તોના પ્રતિનિધિઓની રૂઇટ્લીમાં ગુપ્ત સભા. | અંક ૪ : પ્ર. ૨<br>આટિંગહાઉઝનના મૃત્યુસમયના આશીર્વાદ તથા ભવિષ્યવાદ. |
| નિયતાપ્તિ | અંક ૪ : પ્રવેશ ૩<br>ટૅલ ગૅસ્લરને વીંધી નાખે છે. | અંક ૫ : પ્ર. ૧<br>લોક કિલ્લાઓ તોડી નાખે છે. | અંક ૫ : પ્ર ૧<br>રૂડન્સ ઝાર્નનનો કિલ્લો તોડે છે. |
| ફલાગમ | અંક ૫ : પ્ર. છેલ્લો<br>ટૅલને લોક વધાવે છે ને તે કુટુમ્બ સાથે જોડાય છે. | અંક ૫ : પ્ર છેલ્લો<br>લોક ટૅલને વધાવી ઉત્સવ કરે છે ને અમીર રૂડન્સ સાથે જોગ દે છે | અંક ૫ : પ્ર. છેલ્લો<br>રૂડન્સ-બર્ટાનું લગ્ન થાય છે ને લોક સાથે જોગ એ પામે છે |

આ વિવરણથી જણાશે કે ત્રણ વસ્તુને એકસૂત્રે ગાઠવામાં કવિ કેવો સફળ થયો છે.

## તોલ અને વિચાર

આપણામા કહેવત છે કે કપાળે કપાળે જુદી મતિ. સામાન્ય લોકો તો નાટક જોઇને કે વાંચીને ખુશ થાય કે નિરાશ થાય, પણ તારકબુદ્ધિ તેમાંથી ગુણદોષ તારવી કાઢે. આપણા આ નાટકના ગુણદોષ વિષે શી શી તારવણી થઇ શકે તે પણ જોઇએ.

જ્યારે જ્યારે આ નાટક ભજવાતુ, ત્યારે ત્યારે લોકની ભીડ માતી ન હતી, અને પ્રેક્ષકવર્ગનો ઉત્સાહ આ નાટક જોતાં કદી થાકતો નહિ; વાઇમરમા આ નાટક પ્રથમ ભજવાયું ત્યારે નાટકશાળામાં લોક માતા ન હતા, નાટક જોઇને આનન્દે ઘેલા થઇ ગયા હતા. પણ પ્રેક્ષકવર્ગમા એક ચકોર સ્ત્રી હતી. આ સ્ત્રી તે વાઇમરની રાજકન્યા કારોલીનેની ગૃહવ્યવસ્થાપિકા હાન્રિયેટે ફૉન કનેબલ હતી તેણે પ્રથમ જ વાર નાટક જોઇને અભિપ્રાય આપ્યો, કે: “ટૅલની વાર્તા જાતેજ રસિક છે એમ મને લાગે છે અને રંગભૂમિ ઉપર દૃશ્યની એવી યોજના કરી હતી કે જાણે આપણે શ્વીટ્સમાંજ હોઇએ. સવાદોના સમ્બન્ધમા તમે મને પુછો, તો મારે કહેવું જોઇએ કે ‘બહુ લાંબા, બહુ લાંબા!’ ટૅલની ખરેખરી કથા તો ત્રીજા અંક સુધી નિકળતી નથી. રાજકન્યા કહે છે, કે ‘નાટક આખુ એક નથી, પણ અનેક મળીને એક થયું છે,’ ને એ વાત સાચી છે. મણ્ડળની સભાવાળો પ્રવેશ બહુ લાંબો છે અને તેમા ત્રીજા ભાગના શબ્દો પણ કામના નથી. ટૅલની કથા વચ્ચે ટાયલુ કરતો શ્વીટ્સ ભવિષ્યવેત્તા (આટિંગહાઉઝન) આવે છે, એણે તો પડદા પાછળ જ મરવું જોઇતું હતું, કારણકે મરવાનો તો હતોજ. વળી વધારામાં, ચાબકા મારીને પિતૃભૂમિને પક્ષે લાવનાર એક અમીરજાદી અને એક ભ્રષ્ટ જુવાન શ્વીટ્સ અમીરની સ્નેહગોષ્ઠી આણી છે. પછી સમ્રાટનું ખુન કરનાર અમીર યોહાનસને આણ્યો છે, અને અન્તે બધાને કોરે મુકે એવું દૃશ્ય તો એ છે કે થોડાબોલા ને બહુકરા ટૅલની પાસે લાબી લાંબી સ્વગત કથાઓ બોલાવી છે; અને તે પણ ટૅલ બોલતો નથી, પણ ટૅલમાં પેશીને કવિ પોતે બોલે છે.”

નવાઇ જેવું તો એ છે કે પછીના વિવેચકોએ જે વિવેચનો કર્યાં છે, તેમાનાં અનેક તો આ પ્રથમ વિવેચનમાંજ આવી જાય છે Die Zeitung für die elegante Welt નામે પત્ર, આ નાટક છપાએલુ વાચ્યા પછી, ઑક્ટોબર ૧૩ના પોતાના અંકમાં લખે છે કે આ નાટક “આ

મહાપુરુષની બીજી કૃતિઓ કરતાં ઘણું જ નિકૃષ્ટ છે. એ આખુ એક નથી, પણ સુન્દર વિભાગોના ઢગલો છે. ટૅલની સ્વગત કથા ધર્મોપદેશ જેવી છે ને હાસ્યપાત્ર લાગે છે નાટકનો સાર આપવાને મુકેલો પાંચમો અંક પ્રયોજન વગરનો છે." શેક્સપીઅર પણ પોતાના હેમ્લેટ પાસે આવી સ્વગત કથાઓ તો બોલાવે છે

Der Freimutige પત્ર પોતાના ૧૮૦૪ના માર્ચ ૨૯ના અંકમાં જણાવે છે કે "પાંચમો અંક કશી પણ જરૂર વગર મુકેલો છે ને ભૂતનો ભાઇ છે!" વળી રૂઇટ્લીવાળા પ્રવેશના જ્યારે ગોઇટે બહુ વખાણ કરે છે, ત્યારે આ પત્ર એ પ્રવેશને શિલરના આવેશનુ જ માત્ર પરિણામ માને છે. Der Freitag કહે છે કે "આ પ્રવેશની નકલ કોઇ નવા નાટકકારે કરવા જેવી નથી, પણ એના ઉંચા સૌન્દર્યનો કાળજીથી અભ્યાસ કરવો"

Borne શિલરને એકંદરે તો વખાણે છે, પણ સામે મોઢે ગૅસ્લરને ના મારતા જાળામાં ભરાઇ રહી ટૅલ તીર તાકે છે તે સારૂ માનતો નથી; ત્યારે ગોઇટે પોતાના Wahrheit und Dichtung (સત્ય અને કવિતા) નામે પુસ્તકમા જણાવે છે કે આવા પ્રકારનુ "ખુન સમસ્ત દુનિયા વખાણે છે અને તેને વીરયોગ્ય તથા સ્વદેશભક્ત સહજ માને છે." વાલ્મિકિ રામચન્દ્ર પાસે વાલિને પણ આમ જ મરાવે છે; છતાએ ગોઇટેનુ કથન રુચતું તો નથીજ. પણ શિલરને ન્યાય આપવા એટલુ પણ કહેવુ જોઇએ કે લોકકથામા આ જ મહત્ત્વનો પ્રસગ છે અને એ પ્રસગ ઉડાવી લેતા આખુ નાટક ઉડી જાય છે.

Die Berliner Leitung પત્ર જુલાઇ ૧૦ના પોતાના અંકમાં લખે છે, કે "શિલરના બીજા નાટકોની પેઠે વિલ્હૅલ્મ ટૅલ પણ આખુ એક નાટક નથી, તેના ભાગો ગળી એકરસ થતા નથી, પણ પાસે પાસે છુટા ઉભા રહે છે. પાંચમો અંક નિષ્પ્રયોજન છે સામાન્ય પ્રજાજનોથી રૂડન્સ અને બર્ટા જુદા પડી જાય છે. રોઇઝલમાન નિષ્પ્રયોજન છે, એટલુ જ નહિ પણ રસનો ભગ કરનાર નિવડે છે. માત્ર બેજ પ્રવેશ પ્રબળ છે: ષ્ટાઉફ્ફાખર, ફુઇર્સ્ટ અને મૅલ્ખટાલનાં મિલનવાળો અને લીબુ તાકવા વાળો. આંખોની જે કીમત આકી છે, તે તિરસ્કારપાત્ર છે; તે સિવાયનો ઉપલો પ્રવેશ સર્વાંગસુન્દર છે. ટૅલના આચારમાં એકતા નથી, રૂડન્સનું પાત્ર ટીકાપાત્ર છે, અને બર્ટાનુ બેવકુફ છે."

વળી બેલરમાન ( Bellerman ) કહે છે કે, "શિલરનાં બધાં નાટકોમાં ટૅલ સૌથી શિથિલ છે, અમીર યોહાનસ વિનાકારણે આવી નાટકના હેતુનો ભંગ કરી નાખે છે. રૂડન્સ નિર્બળ છે અને જે જે પ્રવેશમાં એ આવે છે, તે તે પ્રવેશને એ નિર્બળ કરી નાખે છે."

વળી એક સ્વીટ્સ વિવેચક લખે છે કે "સ્વીટ્સ લોક આ નાટકને વખાણે છે, પણ બહુ ઉત્સાહથી નહિ. ભૂગોળનુ તથા લોકાચારનુ કવિને સારૂં જ્ઞાન નથી." પણ ત્યારે શ્લેગલ ( Schlegel ) કહે છે કે "કવિએ દેશ જોએલો નહિ એ વાતને મજરે લેતાં એકદરે એણે કરેલુ વર્ણન યથાર્થ કહી શકાય." અને એક સ્વીટ્સ વિવેચક તો કહે છે, કે "સોગન ખાઇને કહી શકાય કે સ્વીટ્સમાં કે ઉરીમાં આ સાદા, સરળ, વીર લોકોની ભેગા શિલરે પોતાના જીવનનો મોટો ભાગ ગાળેલો હોવો જોઇએ. કષ્ટના પ્રસગોમાં આ પર્વતવાસીઓ આવા જ હોય છે; .... આમજ એ વિચારે છે, આમજ એ આચરે છે. . . . જે માણસે કદીયે સ્વીટ્સ જોયુ નથી, કે બહુ ટુકો સમય જોયું છે, તે આ લોકના એકેએક માણસની લાગણીઓ અને વિચારો પોતાની શક્તિથી કેવી રીતે ખડી કરી શકયો, એ નહિ સમજી શકાય એવી વાત છે."

હાન્રિયેટે ફૅાન કનેબલે જે આટિંગહાઝનને 'ટાયલું કરતો સ્વીટ્સ ભવિષ્યવેત્તા' માન્યો તેને માટે બુલ્ટહાઉપ્ટ માને છે, કે: "કદી પણ કોઇ કવિએ પોતાનાં પાત્રો દ્વારા સ્વાધીનતા અને પિતૃભૂમિ વિષે ઉચ્ચતમ અને પવિત્રતમ પ્રકટીકરણ કરાવ્યું હોય તો તે આ યોગ્યતમ ભવિષ્યવેત્તા દ્વારાજ." બેશક એ માને છે કે "આવા પ્રવેશોમા જ્યારે જ્યારે રસભંગ થાય છે ત્યારે કવિ પોતાની શક્તિએ તે પુરી દે છે. રૂડન્સ શેખીખોર છે અને બર્ટા લોહીમાસ વિનાની છે; અને છેલ્લા અકમાં યોહાનસને આણ્યો છે એ છે તો યોગ્ય, પણ એને રોમનો રસ્તો દેખાડવામા ટૅલ દોઢડાહ્યો પન્તુજી બને છે. નાટકમાં જોકે કાર્યનુ એકસૂત્ર નથી, પણ ભાવનાનુ તો છેજ."

પણ નાટકના સર્વ દોષો એ "કવિના ગુણો" છે એમ બોર્ને ( Borne ) કહે છે. વળી આ નાટક ઐતિહાસિક છે, તેને કારણે પણ અમુક દોષો સ્વાભાવિક છેજ. શિલરનાં સર્વ નાટકોમાં માત્ર આ નાટકજ હર્ષાન્ત છે અને તેને શોકાન્ત નાટકોની કસોટીએ નહિજ ચઢાવવું જોઇએ. વળી ભાવનાને વાસ્તવિક બનાવવી એ કવિનો હેતુ છે અને તેથી તેણે કટલીક

વસ્તુસ્થિતિને કંઈક અવગણી છે, લોકકથાના અને ઇતિહાસના સ્થળકાળનો ભેદ તોડી બન્નેને એકાકાર કરી નાખ્યાં છે. આવા દોષો શેક્સપીઅરમાં પણ આવે છે. પણ કાવ્યની દૃષ્ટિએ આ દોષો તે દોષો નથી, બોઇનેં કહે છે એમ એ 'ગુણો' છે. Der Freitag કહે છે એમ આ નાટક ત્યાર પછીનાં પચાશ વર્ષ સુધી ડૅાઇચ રંગભૂમિનો આદર્શ રહેલું.

વસ્તુસ્થિતિને અવગણી શક્યો નથી, ત્યા પણ પોતાની ભાવનાને ઉંચી રાખવાનો કવિએ પ્રયત્ન કર્યો છે. કવિને વૈરબુદ્ધિમા ને હિંસાવૃત્તિમાં શ્રદ્ધા નથી. એનું Maria Stuart નાટક જ્યારે મે વાંચ્યુ, ત્યારે કવિની એ દૃષ્ટિ પ્રથમ મને દેખાઇ કેદખાનામા એલિઝાબેથના અન્યાયથી કંટાળી મારીઆ જ્યારે એની વિરૂદ્ધ વૈરબુદ્ધિના શબ્દો ઉચ્ચારે છે, ત્યારે શ્રુઝબરી પાસે કવિ બોલાવે છે: "Es bringt nicht gute Frucht, wenn Hass dem Hass begegnet (દ્વેષ સામે દ્વેષ ધરવાથી સારા ફળ નિપજતાં નથી)." ત્યારપછી આ નાટકમા પણ આપણ જોઇ શકીએ છીએ કે અંક ૫: પ્રવેશ ૧ના અંતમા વાલ્ટર ફુઇર્સ્ટ પાસે કવિ બોલાવે છે કે ઓાઇસ્ટરરાઇષની "પડતીથી આપણે રાજી નથી થવું, તેમજ ગયા ગુજર્યાં વેર આપણે તાજા પણ નથી કરવા."[૪૨] "વેરથી કંઇ જ ફળ મળતું નથી! એ પોતાનો જ ભયંકર આહાર થઇ પડે છે, ખુન એનો આનંદ છે અને ભયંકરતા એ એનો સન્તોષ છે."[૪૩] મેલ્ષટાલ પોતાના પિતાની આંખો ફોડયાનું વૈર લેવાની પ્રતિજ્ઞા લે છે અને રૂઇટ્લીવાળા પ્રવેશના આરંભમા એ એવી વાતો કરે છે, ત્યારે ષ્ટાઉફ્ફાખર પાસે કવિ એને કહેવરાવે છે, કે: "વેરની વાતો બોલો ના! ગઇગુજરીનુ વેર લેવા નહિ, પણ આવી પડનાર ભયને નિવારવા આપણે અહીં એકઠા થયા છીએ"[૪૪] વળી આંખો ફોડનાર લાણ્ડનબર્ગ પકડાય છે ને એના પિતાની ક્ષમા માગે છે; પિતા એ ક્ષમા આપે છે, ત્યારે મેલ્ષટાલ વેર ભુલી એને જતો કરે છે. રૂઇટ્લીની સભામાં હથિયાર ઉપાડવાની વાતો થાય છે, ત્યારે સભાપતિ સમજાવે છે, કે "હિંસાબળ સર્વદા, સાચી બાબતમાં પણ, ભયંકર છે."[૪૫]

અને છતાંયે વૈરને કારણે ત્રણ ખુનોને કવિ નિવારી શક્યો નથી. ઓાઇસ્ટરરાઇષના સમ્રાટને એના ભત્રિજાએ રસ્તા વચ્ચે માર્યો; ઇતિહાસમાં એ

*―――――

[૪૨] નાટક પૃષ્ઠ ૧૭૦. [૪૩] નાટક પૃષ્ઠ ૧૬૭.
[૪૪] નાટક પૃષ્ઠ ૬૧. [૪૫] નાટક પૃષ્ઠ ૭૮.

ખુન એટલું પ્રસિદ્ધ છે કે એને નિવારવું અશકય છે, છતાંયે આ પ્રકારના વૈરનો અ. ૫ઃ પ્ર. ૨માં કવિ ટૅલ પાસે તિરસ્કાર કરાવે છે ને ટૅલનુ વૈર તેવા પ્રકારનુ નથી એમ સ્પષ્ટ કરાવે છે; વળી એ પ્રસગને શ્વીટ્સો સાથે કંઇ લેવાદેવા નથી. પોતાની સ્ત્રીનું અપમાન કરવાને કારણે બાઉમગાર્ટને વૉલ્ફનશીસનને માર્યો; વૉલ્ફનશીસનનો આ અપરાધ એવા પ્રકારનો હતો કે તે પ્રસગે બાઉમગાર્ટન એવુંજ કરે અને કવિએ અહીં ભાવનાને દાબી પ્રકૃતિને આગળ કરી છે. ટૅલે ગૅસ્લરનું ખુન કર્યું એમા સ્વગત વૈર કરતા જાતીય વૈર વધારે મનાયું છે. અને આટલા આ ખુનથી અને બીજા સહજ પશુબળથી શ્વીટ્સ સ્વાધીનતા પ્રાપ્ત કરે છે એ અલૌકિક પ્રસંગ છે.

ભ્રષ્ટતાની સાથે સહકાર ન હોઇ શકે એની ઝાંખી કવિ આપણુને બીજા અંકના પહેલા પ્રવેશમાં અમીર કાકાભત્રિજાની વાતોમા કરાવે છે, તેમજ પાંચમા અકના પહેલા પ્રવેશમાં ઓઇસ્ટરરાઇની રાણી સમ્રાટનું ખુન કરનાર ઉપર વૈર લેવામા સહાયતા દેવા શ્વીટ્સના લોકને નોતરે છે, ત્યારે એ લોકો એમાં જોગ દેવા ના પાડે છે, એથી પણ એ ભાવનાની કંઇક ઝાખી થાય છે.

ન્યાય મેળવવા માટે ચોથા અંકના ત્રીજા પ્રવેશમાં બાઇ આર્મગાર્ટ સુબા ગૅસ્લરનો રસ્તો રોકી ઉભી રહે છે અને ન્યાય મળવાની આશા ન રહેતા ઘોડાના પગ આગળ પોતાનાં બાળક નાખી પોતે પણ પડવાની તૈયારી કરે છે, એ પરહિંસા વિરૂદ્ધ આત્મસહનનું દૃષ્ટાન્ત છે. આ દૃષ્ટાન્ત જોકે બહુ સુન્દર નથી, બાળકોને નાખે છે તથા સુબાના ઘોડાની લગામ પકડે છે એ પશુબળનો પ્રયોગ છે; છતાયે એથી આત્મસહનની સહજ ઝાંખી થાય છે. આમ કવિ પશુબળ ઉપર આત્મબળને મહત્ત્વ આપે છે.

અને આ આખા નાટકનુ મૂળસૂત્ર જ સ્વાધીનતા છે. વાઇમરમાં જઇ વસતી વખતે લખેલા એના શબ્દો ફરી યાદ કરીએઃ "જો આપણે નાટક માટે જાતીય રગભૂમિ જોઇતી હોય, તો આપણે જાતિનુ સગઠન ગાંઠવું જોઇએ."[૪૬] જે વિવેચકો એમ માને છે કે નાટક આખુ એક નથી, પણ ત્રણ ભાગે છે, તેઓ સંગઠનમાં આપેલી આકૃતિ અને તેના વિવરણનું કોષ્ટક જોશે તો હકીકત સ્પષ્ટ થશે બેશક (૧) ટૅલ-વસ્તુ, (૨) લોક-વસ્તુ અને (૩) અમીર-વસ્તુ એમ ત્રણ વસ્તુ દેખાય છે અને ઇચ્છા હોય તો એ આકૃતિમા આપેલી યોજના

*———

૪૬ ભૂમિકા પૃષ્ઠ ૧૨.

પ્રમાણે પ્રવેશો છુટા પાડી વાચક ત્રણ નાટક વાચી પણ શકે. આમ પ્રસગોનું વૈચિત્ર્ય છે ખરૂં, પણ એટલું જાણવુ જોઇએ કે આ નાટક સ્વાધીનતાનું નાટક છે અને એ ત્રણને એકસૂત્રે એકઠાં ગાંઠ્યા વગર એક સમસ્ત નાટક બની શકે એમ નથી; કારણકે ન તો ટૅલ જેવો એકલો વીરવર્ગ, ન તો એકલો લોકવર્ગ કે ન તો એકલો અમીરવર્ગ શ્વીટ્સની સ્વાધીનતા સાધી શકે એમ હતો; અને એટલાજ માટે બહુ નિંદાએલો પાંચમો અંક કવિએ મુક્યો છે ને સ્વાધીનતા સ્પષ્ટ કરી છે. આ અક મુકાયા વિના એવી સ્પષ્ટતા થઇ શકત નહિ એમ મને લાગે છે. અને ત્યારે એને માટે એટલુ તો કહી જ શકીએ કે ચોથો અક જો લકાકાણ્ડ છે, તો પાચમો અંક ઉત્તરકાણ્ડ છે. માર્ચની ૨૯મી તારીખે એ અકને 'ભૂતનો ભાઇ' લખનાર Der Freimutige પત્રને પણ, જરા વધારે ને ઠંડો અભ્યાસ કર્યા પછી, જુલાઇની ૧૦મી તારીખના અંકમાં પોતાનો અભિપ્રાય મોળો પાડી કહેવું પડ્યુ છે કે "પાચમો અંક પરિશિષ્ટ રૂપે છે ને તે ખામી છે." અને વળી કહેવુ પડ્યું છે કે "શિલરના બધાં નાટકોમાં આ નાટક કલાની દૃષ્ટિએ સમ્પૂર્ણ છે સૌ સૌને સ્થાને સરળ હારબન્ધ, ન તો કોઇ જગાએ ખાડો કે ન તો કોઇ જગાએ ટેકરો—સાચી, ઉચી ને ભવ્ય હૃદયભાવનાનો મમાજ —ટૅલના પરાક્રમનુ નહિ પણ શ્વીટ્સની સ્વાધીનતાનું નાટક છે."

બેશક આ નાટકમાં સ્ત્રીપાત્રો બહુ જ ઓછાં છે અને કાળિદાસના શાકુંતલમાંનુ સ્વર્ગીય સ્નેહનુ દર્શન કરાવનાર તો એકેય પાત્ર નથી. પણ એક વાત એ ધ્યાનમાં લેવાની છે કે શાકુંતલની રગભૂમિ ઋષિનુ તપોવન છે અને વિલ્હૅલ્મ ટૅલની રગભૂમિ કઠોર પર્વતમય શ્વીટ્સભૂમિ છે; તેથી તપોવનનો શુદ્ધ સ્નેહ નહિ, પણ કઠણ પર્વતનો પ્રબળ વીરભાવ છે. શ્ટાઉફ્ફાખર જેવા પતિને યોગ્ય જ ગેર્ટ્રુટ વીરપત્ની છે અને પતિને નિરાશામાથી ઢંઢોળી ઉઠાડી દેશને સ્વાધીન કરવા એ પ્રેરે છે. મરણનો એને ભય નથી અને "અમે પુરૂષો તો શૌર્યથી લઢતાં મરી જાણીએ છીએ—પણ તારૂ શુ થાય?" એવો પતિ તરફથી પ્રશ્ન પુછાતાં એ શ્વીટ્સનારીને—વીરનારીને—એક જ ઉત્તર આવડે છે: "નિર્બળમાં નિર્બળ પણ છેવટનો ઉપાય તો શોધી જાણે, પેલા પુલ ઉપરથી માત્ર એક ભુસકો, ને બસ પત્યું—હું છુટી!"[૪૭] બર્ટા છે તો ઓઇસ્ટરરાઇખની, પણ એને શ્વીટ્સમાં ગરાસ છે

*

૪૭ નાટક પૃષ્ઠ ૨૬.

એટલાજ ઉપરથી જાણે એની નાડીમાં શ્વીટ્સ લોહી વહેતુ હોય એમ ભ્રષ્ટ થઇ પડેલા અમીરપુત્ર રૂડન્સને જગાડે છે ને પોતાના લોક તથા પોતાની ભૂમિ ભેગો કરી દે છે; ત્યાં બર્ટાનો પીડિતો પ્રત્યેનો દયાભાવ પ્રકટ થાય છે. બેશક હેડ્વિક એ ટૅલ જેવા વીર પતિને યોગ્ય દેખાતી નથી, પણ પુત્રવત્સલ એવી છે કે તે વીરાંગના નથી એને માટે આપણને કશું ઓછું આવતુ નથી. ગેર્ટ્રુટ શૌર્યની, બર્ટા કરુણાની અને હેડ્વિક વાત્સલ્યની મૂર્તિ છે ત્રીજા અંકના ત્રીજા પ્રવેશમા ત્રણ નારીઓ આવે છે તે પણ વાસ ઉપર ચઢાવેલી ટોપીની અવગણના કરે છે, પશુસત્તાની સ્પષ્ટ અવગણના કરે છે. અને ચોથા અંકના ત્રીજા પ્રવેશમા આવતી આર્મગાર્ટ પણ, આપણે અહુણાજ જોઇ ગયા તેમ, સુબાની સત્તાને ન ગણકારતા આત્મસહનને માટે તૈયાર થઇ જાય છે. આ બધાં સ્ત્રીપાત્રો માત્ર વીરભૂમિનેજ ઘટે છે.

કવિ બેશક આવી સુન્દર પ્રકૃતિમય શ્વીટ્સભૂમિને રંગભૂમિ બનાવે છે, જોકે એ સૌન્દર્યનું ક્યાંય સ્પષ્ટ વર્ણન નથી એ વાત સાચી છે, પણ ઘણા પ્રવેશોની ગોઠવણ એવી કરી છે કે નાટકશાળાની રંગભૂમિ ઉપરજ શ્વીટ્સને દેખાડીને પોતે ખશી જાય છે; મેઘદૂતના કવિને અનુસરતો હોય એમ શિલર ટૅલ દ્વારા યોહાનસને રોમનો માર્ગ દેખાડે છે, ને તેમાં પ્રકૃતિના સૌન્દર્યનો ઇસારો કરીને પોતે ખશી જાય છે અને પ્રેક્ષકને પોતેજ એ સૌન્દર્ય જોવાવિચારવાનું સોપી દે છે. કલાનું એ એક મુખ્ય અંગ છે કે સૌન્દર્યને આંગળી કરી ન દેખાડવું, પણ પ્રકૃતિની સાથે એવું ગુંથી દેવું કે એનો ભક્ત એને જાતેજ શોધી લે. કલાની દૃષ્ટિએ આ પણ સુન્દર છે.

ટૅલ સ્વભાવે સરળ છે; કુટુમ્બવત્સલ છે: ' મને તમારો વિચાર આવ્યો જ હતો અને તેથી તો મેં બાળકોના એ પિતાને ઉગાર્યો."૪૮ એમ એ પોતાની પત્નીને કહે છે; થોડાબોલો છે, એટલા માટે કવિએ એને રૂઇટ્લીના મણ્ડળમા આણ્યો નથી. એને તો કામ સાથે કામ અને તે પણ એવુ કે એક તીર તાકીને માર્યું તે ગૅસ્લરે બીજુ માગ્યુંજ ના! રામનું જેવુ એકબાણ, ટૅલનું એવુંજ એકબાણ! આ મુખ્ય પાત્ર અતિ સુન્દર છે.

ગૅસ્લરના અત્યાચારથી નાટકમાં ટૅલને મુખ્ય ભાગ લેવાનો આવ્યો છે અને તેથી નાટકનુ નામ 'વિલ્હૅલ્મ ટૅલ' પડ્યું છે; બાકી સાચી રીતે તો

*———

૪૮ નાટક પૃષ્ઠ ૮૯.

'શ્વીટ્સની સ્વાધીનતા'નુ આ નાટક છે, કારણકે સમસ્ત પ્રજાજને સાથે મળીને દેશને સ્વતન્ત્ર બનાવ્યો છે. છુટી છુટી વ્યક્તિઓની વીરતાના પ્રતિનિધિ રૂપે જેમ ટૅલ છે, તેમજ પ્રજાગણની વૃદ્ધાવસ્થાના—ઠરેલપણાના—પ્રતિનિધિ રૂપે વાલ્ટર ફુઇર્સ્ટ, પુખ્ત વયના—ઉત્સાહના—પ્રતિનિધિ રૂપે સ્ટાઉફ્ફાખર અને જુવાનીના—ઉન્માદના—પ્રતિનિધિ રૂપે મૅલ્ખટાલ છે. માછી ને શિકારી પણ પ્રજાવર્ગમા ભળ્યા છે એમ રૂઇટ્લીની સભામા જોઇએ છીએ. અમીરવર્ગ તેમા પ્રથમ તો ભળ્યો નથી અને વૅાલ્ફનશીસન જેવા દેશદ્રોહી બની ગએલા તથા રૂડન્સ જેવા બનવાની અણી ઉપર ગએલા અમીરો ઉપર પ્રજાને વિશ્વાસ પણ નથી, પણ અન્તે રૂડન્સ પાછો દેશમુખ થાય છે ને દેશની સ્વતન્ત્રતામાં અમીરવર્ગ પણ પોતાનો ફાળો આપે છે.

નાટકમાં વીરરસ પ્રધાન છે, કરુણરસ ગૌણ છે. પ્રજા ઓઇસ્ટરરાઇખની પરાધીનતાની ઘાણીમાં પીલાય છે, એટલે એને આનન્દ નથી, વિલાસ નથી, શૃંગારને એ જાણતી નથી; કેદખાનામાં તો પશુપખીઓ પણ, એ સ્થિતિમાં ટેવાઇ જતા સુધી, સન્તતિ જણી શકતા નથી. આનન્દ, વિલાસ, શૃંગાર, કળા એ તો સૌ સ્વાધીનતા અને શાન્તિની સમૃદ્ધિ છે. પરાધીનતાથી પીડાતા શ્વીટ્સજનમાં ક્યાંથી હોય! ત્યારે નાટકમા એ સમૃદ્ધિને અનુકૂળ શૃંગાર, હાસ્ય આદિ રસ નથી, અને વીરરસ પ્રધાન છે તથા કરુણરસ ગૌણ છે એ સ્વાભાવિક ને ઉચિતજ છે.

સુન્દર વનપ્રદેશમા—પૃથ્વી ઉપરના તપોવનમા—કાલિદાસના શાકુન્તલનો સમારમ્ભ થાય છે, સુન્દર પણ કઠણ પરાધીન પર્વતપ્રદેશમા આપણા આ નાટકનો સમારમ્ભ થાય છે. પ્રાચીન આર્યભાવનાઓથી ભ્રષ્ટ થએલા, દેહલગ્નમા વિલાસપ્રિય રાજાઓ પત્નીધર્મની અવગણના કરે છે તેમને જગાડવાનો અને શુદ્ધ સ્નેહલગ્ન દૃષ્ટિગોચર કરાવવાનો કાલિદાસનો હેતુ છે; સ્વાર્થે કઠોર થઇ ગએલા રાજાઓ પ્રજાધર્મની અવગણના કરે છે તેમને જગાડવાનો અને શુદ્ધ પ્રજાધર્મનો માર્ગ દેખાડવાનો શિલરનો હેતુ છે. મુદ્રાનાં દર્શન થતાં દુષ્યન્ત શકુન્તલાનુ પત્નીપદ આનન્દે સ્વીકારે છે અને ત્યારે રાજારાણી બન્નેનો મોક્ષ થાય છે; તીરથી સુખો વીંધાઇ પડતાં ઓઇસ્ટરરાઇખને વનપ્રાન્તોની સ્વતન્ત્રતા નાછૂટકે સ્વીકારવી પડે છે અને ત્યારે રાજાપ્રજા બન્નેની સાચી મુક્તિ છે, કારણકે ત્યાં સુધી પીડક અને પીડિત—પરાધીન રાખનાર અને પરાધીન રહેનાર—બન્ને ભ્રષ્ટ બન્ધનમાં છે. શાકુન્તલની પૂર્ણાહુતિ સ્વર્ગના તપોવનમાં થાય છે, આપણા આ નાટકની

પૂર્ણાહુતિ એ જ કરુણ પણ સુન્દર સ્વાધીન પર્વતપ્રદેશમાં થાય છે. કાલિદાસનાં રાજારાણી ત્યાર પછી પોતાનાં ધર્મકાર્ય આચરવા સંસારમાં જાય છે: વનપ્રાન્તોની પ્રજા પોતાનો ધર્મભાગ ભજવવા જગતની પ્રજાઓનો સહકાર કરવા જાય છે. આપણને હર્ષાન્ત ( Comedy ) નાટક અનુકૂળ છે, આર્યસ્વભાવમાં શોકાન્ત ( Tragedy ) નાટકને સ્થાન નથી; યુરોપના સ્વભાવને શોકાન્ત નાટક વધારે અનુકૂળ છે અને છતાંયે શિલરનું આ–અને માત્ર આ – નાટક હર્ષાન્ત છે! બન્ને કવિઓ પોતાનાં પૌરાણિક નાટકમાં માનવ-સ્વભાવનું બહુ ગમ્ભીર અને સુન્દર ચિત્ર ચિતરે છે. બન્ને મહાકવિ છે.

ડૉઇચલાણ્ડમાં પણ પ્રાચીન અને અર્વાચીન સૌ કવિઓમાં સરખાવવા લાયક બે મહાકવિઓ તે ગોઇટે અને શિલર. કોઇ કહે કે ગોઇટે મોટો ને કોઇ કહે કે શિલર. આવા સમર્થ કવિનું આ સુન્દર અને અલૌકિક નાટક છે. તે પ્રથમ ભજવાયાને આજે સો વર્ષ ઉપર થઇ ગયાં છે, અને શરૂઆતનો આવેશ શાન્ત પડ્યા પછી વિવેચકોએ ગમ્ભીરતાથી વિવેચન કરી માની લીધું છે કે શિલરનાં સૌ નાટકોમાં આ એનું છેલ્લું નાટક સર્વશ્રેષ્ઠ છે. ડૉઇચ પ્રજામાં લોકપ્રિય છે અને શ્વીટ્સ પ્રજામાં પણ એટલું જ લોકપ્રિય થઇ પડ્યું છે—શ્વીટ્સ લોક, શિલરને પોતાનો જ કવિ હોય એમ, એની શ્રદ્ધાએ પૂજા કરે છે. અને કવિની જન્મશતસંવત્સરી –૧૮૫૯–પછી તુરત જ, રૂઇટ્લી પાસે સરોવરમાંથી નીકળી આવેલા ને શિવાલય જેવા દેખાતા મિટનષ્ટાઇન નામે ખડક ઉપર નીચેનો લેખ કોતરી કાઢી, એમણે એને ચિરંજીવ કર્યો છે:

| | |
|---|---|
| Dem | |
| Singer Tells | ટૅલના ગાયક |
| F. SCHILLER | એફ. શિલરને |
| Die | |
| Urkantone | મૂળપ્રાન્તો |
| 1859 | ૧૮૫૯ |

આ ઉત્તમ નાટક લખનાર કવિ શિલરનો આપણે પણ એ જ પ્રમાણે સત્કાર કરી હવે નાટકમાં પ્રવેશીએ. ભૂમિકા બેશક કંઇક લાંબી થઇ છે, પણ ડૉઇચ સાહિત્યનો આપણી ભાષામાં આજે પ્રથમ જ પ્રવેશ થાય છે અને એટલા માટે પરિચય કંઇક લાંબો થાય તો ક્ષમ્ય નહિ?

---

મહાકવિ શિલરનું

# વિલ્હેલ્મ ટેલ

( જર્મન ભાષામાંથી અનુવાદ )

# પાત્રો

**હૅરમાન ગૅસ્લર:** શ્વીટ્‌સ અને ઉરી પ્રાન્તોમાં સમ્રાટનો મુકેલો સુબો. લોકકથા પ્રમાણે ગૅસ્લર્સ ફૉન બ્રુનકના અમીર વંશમાં એ જન્મ્યો હતો. બ્રુનક કિલ્લાનાં ખંડેર આર્ગાઉ પ્રાન્તમાં, બ્રુકની દક્ષિણે, લેન્સ્બુર્ગ અને મૅલિંગનની વચમાં, આજે પણ છે. ઇતિહાસ પ્રમાણે તો ચૌદમી સદીના અંત પહેલાં એ કિલ્લો ગૅસ્લર-કુળના તાબામા આવ્યો ન હતો, અને ઉરીમા ગૅસ્લર નામનો કોઇ સુબો થયો જ ન હતો. અત્યાચાર, દયાહીનતા, કપટાચાર, દુરાગ્રહ, પોતાના બાદશાહના કે પોતાના લાભને માટે એકેએકને હોમવાની વૃત્તિ; એ સૌ ભ્રષ્ટતાઓના અવતારસ્વરૂપ પુરુષ ચીતરવાને શિલરે ગૅસ્લરને લીધો છે.

**વૅર્નર, આટિંગહાઉઝનનો અમીર, ધ્વજાધારી:** આ ઐતિહાસિક પુરુષ અમીર વંશમાં ઉતરી આવેલો હતો; નોંધ ૩૮મી જોશો. ૧૨૯૪થી ૧૩૧૭ સુધી ઉરી પ્રાન્તનો એ મુખ્ય ન્યાયાધીશ હતો ઇતિહાસથી દૂર જઇ શિલર એને હતો તે કરતાં વધારે વૃદ્ધ દેખાડે છે, તેના વંશમાં તેને છેલ્લો પુરુષ દેખાડે છે અને શ્વીટ્‌સે સ્વતંત્રતા મેળવી તે પૂર્વે તેને મૃત્યુ પમાડે છે. દેશમાંથી વહી જતા અમીર-રાજ્યના અને નવા ઉગતા દેશસ્વાતંત્ર્યના સમયનો એ પ્રતિનિધિ છે (નોંધ ૮૯ જોશો).

**ઉલ્‌રીષ ફૉન રૂડન્સ:** આટિંગહાઉઝનનો ભત્રિજો, કલ્પિત વ્યક્તિ. ફૉન રૂડન્સ નામે એક ભત્રિજો બ્ટાઉફ્ફાખરને હતો અને એ નામનો કિલ્લો આટિંગહાઉઝના કુટુંબના કબજામાં હતો એમ ચુડી કહે છે. અમીર ઉલ્‌રીષ યુવાન છે, વીર છે; પણ ઉતાવળો ને નબળા મનનો છે. બર્ટા ઉપરના સ્નેહને કારણે પ્રથમ તો વિપથે ચાલ્યો જાય છે,

પણુ એજ સ્નેહને કારણે પાછો દેશભક્ત બની જાય છે. તે સમયે અમીરોની માનસિક દશા શી હતી, તે ઉલ્રીષ અને તેનો કાકો સાચી રીતે પ્રકટ કરે છે, અને એ અમીરોની સહાયતાથી વિદેશી રાજ્યનો તિરસ્કૃત અમલ ઉખેડી નંખાયો હતો.

## શ્વીટ્સના સાત જણ:

**વૅર્નર સ્ટાઉફ્ફાખર:** ઇતિહાસ પ્રમાણે એ નામના પ્રાચીન કુટુંબમાં ઉતરી આવેલો પુરુષ. ૧૩૧૩-૧૪માં એ હતો અને ઠેઠ ૧૩૪૧ સુધી જીવતો હતો. સ્ટાઇનનમાં ઇ. સ. ૧૪૦૦માં એક સ્મારકમંદિર બાંધ્યું હતુ, તે કહેવાય છે કે એના ઘર ઉપરજ બંધાયું હતુ. નાટકમાંનો સ્ટાઉફ્ફાખર સત્તાની ઉન્નતિએ છે; ધનવાન, સંતતિહીન, સમયસૂચક, વિચારવંત છે; સલાહલેવા જોગ છે; દેશનો સમસ્ત ઇતિહાસ જાણે છે, સારો વક્તા પણ છે, ભવિષ્યની એકસંપીનો સ્થાપનાર છે ને શ્વીટ્સનો પ્રતિનિધિ છે.

**કૉન્રાટ હુન:** ઐતિહાસિક પુરુષ કોઇ કોઇ વાર ન્યાયાધીશ થએલો. ઠેઠ ૧૨૫૧થી એનું નામ સરકારી દફતરમાં દેખાય છે.

**ઇટલ રેડિંગ:** શ્વીટ્સ ઇતિહાસમા આ કુટુંબ પ્રખ્યાત છે. રૂડૉલ્ફ રેડિંગ નામના પુરુષે ૧૩૧૫માં મૉર્ગાર્ટનના યુદ્ધમાં વિજય અપાવવાની યોજના કરેલી. ૧૫મી સદીના આરંભમા ઇટલ રેડિંગ મુખ્ય ન્યાયાધીશ બનેલો, એમ ફૉન મુઇલર કહે છે. શિલરના પોતાના સમયમાં પણ આલોય્સ ફૉન રેડિંગે ફ્રેંચો સામેના ઝઘડામા શ્વીટ્સ તરફથી અગ્રેસર ભાગ લીધેલો અને ૧૮૦૩થી મુખ્ય ન્યાયાધીશ બનેલો.

**હાન્સ આઉફ્ ડર માઉઅર:**
**યોઇર્ક ઇમ હોફ્ફે:**
**ઉલ્રીષ ડર શ્મિટ:**
**યૉસ્ટ ફૉન વાઇલર:**
} ૧૨૮૨ના વર્ષના, કૉન્રાટ હુનને લગતા એક દસ્તાવેજમા આવતાં આ ચાર નામ સહેજસાજ ફેરફાર સાથે શિલરે લીધેલાં છે.

## ઉરીના સાત જણ:

**વાલ્ટર ફુઇર્સ્ટ:** લોકકથા પ્રમાણે વિલ્હૅલ્મ ટૅલનો સસરો. ઐતિહાસિક પુરૂષ છે અને સુડી કહે છે તે પ્રમાણે પ્રખ્યાત, ડાહ્યો, આબરૂદાર અને ધનવાન હતો તથા આટિંગહાઉઝનમાં રહેતો હતો. નાટકમાં વર્ણવ્યા પ્રમાણે તે ઉરીનો પ્રતિનિધિ છે; વૃદ્ધ, સમયસૂચક ને લોકમાન્ય છે.

**વિલ્હૅલ્મ ટૅલ:** એને વિષે પૂર્વકથનમાં સવિસ્તર વર્ણન છે.

**રોઇઝલમાન:** પુરોહિત,
**પેટરમાન:** મંદિરનો ભંડારી,
} આ બે નામો અસલ શ્વીટ્સ છે, પણ ઇતિહાસમાંથી લીધેલા નથી. સૅમ્પાખના યુદ્ધમાં જે પડેલા, તેમાં પેટરમાનનું નામ છે. પ્રભાવશાળી જાતિઓના આ પ્રતિનિધિ છે

**કુઇની:** ગોવાળ,
**વેર્ની:** શિકારી,
**રૂઇડી:** માછી,
} ત્રણ જાતિના જાતિસ્વભાવ આ ત્રણ પાત્રોમા કવિએ પ્રકટ કર્યા છે.

## ઉંટરવાલ્ડનના સાત જણ:

**આર્નોલ્ડ ફૉમ મૅલ્પટાલ:** ઐતિહાસિક પુરુષ. ચુડી એને આર્નોલ્ડ ફૉન મૅલ્પટાલ કહે છે, મુઇલર એને એર્ની (=આર્નોલ્ડ) આન ડર હાલ્ડન (પર્વતનો ઢોળાવ—મૅલ્પટાલ ઉપરથી) કહે છે. તેના બાપને નાટકમાં આ નામથી ઓળખાવ્યો છે, લોકમા એ 'હાલ્ડન હાઇન્રિક' એ નામે ઓળખાતો. છેક અર્વાચીન કાળ સુધી આ કુટુંબ ચઢતીમા હતુ. નાટકમા વર્ણવ્યા પ્રમાણે મૅલ્પટાલ ઉંટરવાલ્ડનનો પ્રતિનિધિ છે. વીર પણ અધીરો યુવક છે.

**કૉન્રાડ્ બાઉમગાર્ટન:** ચુડી કહે છે તે પ્રમાણે ઐતિહાસિક પુરુષ, આલ્ઝેલનનો રહીશ.

**માઇયર ફૉન ઝાર્નન:** આ નામ કવિએ ચુડીમાથી લીધેલુ છે. માઇયર એ અહીં કુળનુ નામ છે; એનો શબ્દાર્થ 'વ્યવસ્થાપક, પેશ્વા.' કેટલીક જાગીરોમા આ સ્થાન મહત્ત્વનું હોવાથી વંશાનુગત થઇ ગયુ ને તેથી કુટુંબનું નામ જ પડી ગયુ. લાટિન majorમાથી એ શબ્દ ઉતરી આવ્યો છે અને અંગ્રેજી મેયર શબ્દ પણ એ ઉપરથીજ આવ્યો છે.

**સ્ટ્રુટ ફૉન વિંકલરીડ:** ચુડી જણાવે છે કે કોઇએક વિંકલરીડ રૂઇટ્લીની સભામા હતો. સ્ટ્રુટાન ફૉન વિંકલરીડે ૧૨૪૦માં ફા(ય)વન્સના યુદ્ધમા નામ કાઢ્યુ હતુ. પછી ખૂન કર્યાને કારણે તેને દેશવટો મળ્યો હતો. પણ લોકકથા પ્રમાણે વાઇલર ગામ પાસેના ડ્રૅગોન(પાખવાળા સિંહાસુર નામના પ્રાણી)ને મારી નાખવાની સરતે તેને પાછો આવવા દીધો હતો. તેણે પાછા દેશમા આવીને એ પ્રાણીનો વધ તો કર્યો, પણ

એનાજ લોહીના ઝેરથી તે મરણ પામ્યો. ૧૩૮૬ના સૅમ્પાખના યુદ્ધમાં આર્નોલ્ડ ફૉન વીંકલરીડ વીરભાવે લડેલો.

**ક્લાઉસ ફૉન ડર ફ્લુઇએ:** ૫૬રમી સદીમાં થઇ ગયેલો પ્રખ્યાત સાધુ ને સંધિસયોજક.

**બુર્કહાર્ટ આમ બુઇયલ:** કૉન્રાટ હુનને લગતા, ૧૨૮૨ના વર્ષના દસ્તાવેજમા શિલરે ઉલ્રીષ આમ બેર્ગે અને બુર્કહાર્ટ ફૅાન ઇબાખના નામ પણ જોયા લુડવીક આમ બુઇયલ નામે એક લેખકે ૧૭૯૨મા 'વિલ્હૅલ્મ ટૅલ' નામે એક નાટક લખ્યુ છે, તેનુ પણ નામ રાખવા શિલરે બુર્કહાર્ટ આમ બુઇયલ નામ યોજ્યુ છે.

**આર્નોલ્ડ ફૉન ઝેવા:** એજ દસ્તાવેજમાથી આ નામ પણ લીધુ છે ખરેખરૂ ઝેવા તો ઉટરવાલ્ડનમા નહિ, પણ શ્વીટ્સમા આવેલુ છે.

---

**ફાઇફ્ર ફૉન લુસર્ન:** કલ્પિત. લુસર્નમાના એક પ્રાચીન ને પ્રખ્યાત કુટુબનુ આ નામ છે, અને શિલરના વખતમા પણ આ કુટુબનો મુખી જાણીતો માણસ હતો

**કુન્સ ફૉન ગેર્સાઉ:** કલ્પિત. કુન્સ એ કૉન્રાટનું લઘુરૂપ છે સરોવરને ઉત્તર કાઠે મધ્ય ભાગે ગેર્સાઉ નામે ગામ છે.

**યેની:** માછીનો ચાકર, યોહાન(અ. જોન)નું લઘુરૂપ

**ઝેપી:** ગોવાળનો ચાકર, યોસફ્(અ. જોસફ્)નુ લઘુરૂપ.

**ગેર્ટ્રુટ:** ષ્ટાઉફ્ફાખરની પત્ની લોકકથા પ્રમાણે તો એની પત્નીનુ નામ માર્ગારેટા હેર્લોબીક છે, પણ મુઇલરે લખ્યુ છે કે શ્વીટ્સમાં ૧૩૧૧મા મુખ્ય ન્યાયાધીશ થએલા કૉન્રાટ આબ ઇબર્ગની એ કન્યા હતી. શિલરને આ સારૂ લાગ્યુ ને તેથી એ લીધુ

**હેડવિક:** ટેલની પત્ની, વાલ્ટર ફુઇર્સ્ટની દીકરી.

**બર્ટા ફૉન બ્રુનક:** ઓઇષ્ટરરાઇપની ( ઑસ્ટ્રિયાની ) ધનવાન અમીરકન્યા.

**આર્મ્ગાર્ટ:**
**મૅષ્ટહિલ્ટ:** મટિલ્ડા
**એલ્સબેટ:** ઇલીઝાબેથ
**હિલ્ડગાર્ટ:**
} ખેડુત સ્ત્રીઓ.

**વાલ્ટર:** } **વિલ્હૅલ્મ:** } વિલ્હૅલ્મ ટૅલના પુત્રો. ક્લિગન્બર્ગના પ્રાચીન લેખને આધારે મુઇલરે ટૅલના પુત્રોના નામ વિલ્હૅલ્મ અને વાલ્ટર એ અનુક્રમે આપ્યાં છે.

**ફ્રીસહાર્ટ:** } **લૅાઇટહોલ્ટ:** } આલ્ટૅાર્ફમાં રોપેલા વાંસ ઉપરની ટોપી આગળ ચોકી કરનાર ગૅસ્લરના સિપાઇઓ. ફ્રીસહાર્ટ એટલે 'ભયંકર' અને લૅાઇટહોલ્ટ એટલે 'લોક ઉપર માયા રાખનાર,' પણ મૂળે તો એનો અર્થ 'લોકને કબજે રાખનારો.' બન્ને પાત્ર કલ્પિત છે. સૅમ્પાખના યુદ્ધનું વર્ણન મુઇલરે કરેલું છે, તેમાં ફ્રીસહાર્ટનું અને આ પછીના પાત્ર રૂડૅાલ્ફ ફૅાન હારાસનું નામ આવે છે.

**રૂડૅાલ્ફ ડર હારાસ:** ગૅસ્લરનો અશ્વપાળ, કલ્પિત. હારાસનો અર્થ જ અશ્વપાળ છે ને લાટિન શબ્દ હારાસીઉમ(=અશ્વશાળા)માંથી ઉતરી આવેલો છે.

**યોહાનસ પારીસીડા:** યોહાનસ ફૅાન શ્વાબન—શ્વાબનનો ઉમરાવ. ૧૨૯૦-માં જન્મેલો અને શ્વાબનના રૂડૅાલ્ફ બીજાનો પુત્ર, તથા હાબ્સબુર્ગવાળા સમ્રાટ રૂડૅાલ્ફનો પૌત્ર. નાનપણમાંજ એનાં માબાપ મરી ગએલાં ને માતામહના—બોહિમિયાના ઓટોકારના—દરબારમાં એ ઉછરેલો. નાટકમાં વર્ણવેલી એની કથા મોટે ભાગે ઐતિહાસિક છે.

**સ્ટૂઇસી:** લૂટારો, કલ્પિત. મુઇલરમાં આ નામ મળી આવે છે. યુસ્ટુસનું લઘુરૂપ.

**ઉરીનો રણશિંગાવાળો:**

**રાજદૂત:**

**દરોગો:** વેઠીઆ પાસે વેઠ લેનાર.

**મીસ્ત્રી, કડીઆ ને વેઠીઆ:**

**દાંડી પીટનાર:**

**દયાબંધુઓ:** (અંગ્રેજી Brothers of Mercy)

**ગૅસ્લરના તથા લાણ્ડનબર્ગના અસ્વારો:**

**વનપ્રદેશોના અનેક ખેડુતો, પુરુષો અને સ્ત્રીઓ:**

# વિલ્હૅલ્મ ટૅલ

## અંક ૧

### પ્રવેશ ૧

**સ્થળ:–સ્વીટ્ઝર્લૅણ્ડમાં આવેલા ફીરવાલ્ડશ્ટેટર સરોવરને ખડકવાળે ઉંચે કિનારે, શ્વીટ્સ પ્રદેશને સામે પાર.**

( સરોવર ભૂમિપ્રદેશમાં પેઠાથી ત્યાં અખાત બને છે. કિનારેથી થોડે જ દૂર એક ઝુંપડી છે. માછીનો ચાકર મછવો હંકારે છે, સરોવરને સામે કિનારે શ્વીટ્સનાં લીલાં ગોચર, ગામડાં અને મેદાન સૂર્યપ્રકાશમાં પડેલાં દેખાય છે. ડાબી બાજુએ વાદળાંથી ઘેરાએલાં હાકનગિરિનાં શિખર દેખાય છે. જમણી બાજુએ દૂર દૂર આવેલો હિમગિરિ[1] દેખાય છે. પડદો ઉપડ્યા પહેલેથી શીંગડાં[2] ફુંકાતાં અને ગાયોને ગળે બાંધેલા ઘંટ વાગતા સંભળાયે જાય છે. પડદો ઉપડ્યા પછી પણ થોડા વખત સુધી સંભળાયા કરે છે.[3] )

**માછીનો ચાકર:** ( હોડીમાં ગાય છે, શીગડાને મધુર સુરે )

**સરોવર હસે છે, સ્નાન કરવા લોભાવે છે;**
**લીલા કિનારા ઉપર બાળક ઉંઘતો પડ્યો છે;**

*————

૧ હિમે ઢંકાએલા ગ્લેર્નિશ પર્વતો, ગ્લારૂસ પ્રદેશમાં આવેલા છે; અને તે દૂર હોવાથી અહીંથી દેખી શકાય નહિ, પણ કવિકલ્પનાએ દેખાડ્યા છે.

૨ ગાયોને સૂચનાઓ આપવાને ગોવાળીઆ વારવાર શીગડાં વગાડે છે. પર્વતોમાં ચરવાને માટે વિખેરાઇ ગએલી ગાયોને દોહવા ટાણે આ શીગડાં વગાડીને એકઠી કરે છે. શ્વીટ્સમાં બધે કંઇ સરખે પ્રકારે શીંગડાં વાગતાં નથી, જુદા જુદા પ્રાન્તોમાં જુદી જુદી ઢબે વાગે છે. એવું કહેવાય છે કે દેશની પૂર્વમાંના આપન્સેલ પ્રાન્તમાં હજીયે શુદ્ધ અને સુંદર ઢબે ગોવાળો શીંગડાં વગાડી જાણે છે.

૩ આ બધાથી જાણી શકાય છે કે આં પ્રવેશ ઉર્નર સરોવરના દક્ષિણ ભાગમાં મિટનષ્ટાઇનને બરાબર સામે કંઠે ઉઘડે છે.

વાંસળીના સુર સમાન મધુર,
સ્વર્ગમાં વસતા
દૂતના સુર સમાન
મધુર નાદ એ સાંભળે છે.
અને પ્રફુલ્લચિત્તે એ જ્યારે જાગે છે,
ત્યારે જળ એની છાતી ઉપર ખેલે છે
અને ઉંડાણમાંથી બોલે છે:
'વ્હાલા બાળ, મારો થા!
હું ઉંઘનારને લોભાવું છું
ને મારી અંદર આકર્ષું છું.'[4]

ગોવાળ: (પર્વત ઉપરથી અન્ય સુરે)

સૂર્યે પ્રકાશતાં તમે બીડ, ગોચર,
તમને સર્વેને રામ રામ!
અમે ગોવાળ તો હવે જઇશું,[5]
(કેમકે) ઉનાળો વીતી ગયો છે.
કોયલો પાછી ટહુકશે, સંગીત પાછાં ઉઠશે,
ધરતી નવાં ફુલવસ્ત્ર ધારણ કરશે,

*

[4] શૅાઇસ્ત્સરે વર્ણવેલી લોકકથા ઉપરથી આ ગીત શિલરે લીધેલુ છે લોકવાયકા એવી છે કે શામ્સ પ્રાન્તમાં ખુર પાસે આવેલા કાલાણ્ડરી નામના (હાલ્ શ્વેલીને નામે ઓળખાતા) સરોવરમા એવી અદ્ભુત શક્તિ હતી કે જે કોઇ એને કિનારે ઉંઘી જાય તેને તે પોતાની અંદર ખેંચી જાય. એનું પાણી એવું તો સુદર છે કે અતિ પ્રાચીન કાળથી લોકોએ મોહ-મુગ્ધ થઇને એની કથાઓ જોડી છે ને કવિઓએ ગીત ગાયા છે. ગોએટેએ પણ Der Fischer નામે એક કાવ્ય લખ્યુ છે. આપણા દેશમાં પણ ગગા આદિ નદીઓનાં સ્તોત્ર એમ ગવાયાં છે.

[5] શ્રાવણ માસમાં ગોવાળો આલ્પન પર્વત ઉપરથી ઉતરી જાય છે.

સુંદર વસન્તમાં[૬] ઝરણાં નાચતાં દોડશે,
ત્યારે આવીશું, પર્વતોમાં પાછા આવીશુ.
સૂર્યે પ્રકાશતાં તમે બીડ, ગોચર,
તમને સર્વેને રામ રામ!
અમે ગોવાળ તો હવે જઇશુ,
(કેમકે) ઉનાળો વીતી ગયો છે.

આલ્પ પર્વત ઉપરનો શિકારી: (પર્વતના શિખર ઉપર દેખાય છે, તે વળી અન્ય સુરે)

પર્વતોમાં ગર્જના[૭] થાય છે અને પુલો કમ્પે છે,
તોય તમર ચઢે એવે માર્ગે જતાં શિકારી ડરે ના;
જ્યાં વસન્ત કદી પ્રવેશતી નથી,
જ્યાં લીલું પાન કદી ફુટતું નથી,
એવાં હિમે ઢંકાએલાં મેદાનો ઉપર
નિર્ભયતાએ પગલાં મુકતો એ ચાલે છે;
નીચે દૂર દૂર સુધી વરાળનાં વાદળ છે,
અને માનવલોકનાં ધામઠામ દેખાતાં નથી;
માત્ર વાદળમાંની ફાટોમાં થઇ,
વરાળની નીચે ઉંડે ઉંડે
લીલાં ખેતરોને ને ગોચરોને
ને ધરતીને એ જોઇ શકે છે.

[ દૃશ્ય બદલાઇ જાય છે, પર્વતોમાથી ગડગડાટ શબ્દ સભળાય છે વાદળાની છાયાઓ રંગભૂમિ ઉપર દોડતી દેખાય છે, માછી રૂઇડી ઝુપડીમાંથી નિસરે છે, શિકારી વેર્નીં ખડક ઉપર ચઢે છે, ગોવાળ કુઇની ખભે દૂધની તાબડી લેઇ આવે છે, તેનો ચાકર ઝેપી તેની પાછળ આવે છે ]

---

૬ શિયાળામા તો ઝરણાં સુકાય છે, પણ ઉનાળામા બરફ ઓગળવાથી પાછા દોડે છે

૭ બરફના ડુંગરો ધશી પડવાથી ગર્જના થાય છે.

રૂઈડી: યેની, ઉતાવળ કર! નાવડું ખેંચી બાંધ! ખીણમાંથી ઘેરો વાયુરાજ[૮] આવે છે, હિમદલ[૯] ગર્જના કરે છે, મિટન-ષ્ટાઇન[૧૦] વાદળાંની ટોપી ખેંચી પહેરે છે[૧૧] અને ગુફાઓ-માંથી ઠંડો વાયુ નિકળી વાય છે;[૧૨] લાગે છે કે જોતજોતામાં તોફાન આવી લાગશે.

કુઇની: માછી, વરસાદ દોડતો આવે છે. મારાં ઘેટાં ઉતાવળે ઘાસ ચરવા મંડી પડ્યાં છે,[૧૩] ને ચોકીઆત કુતરો ધરતી ઉઝરડે છે.[૧૩]

વેર્ની: માછલાં કુદે છે,[૧૪] ને બતકો ડુબકી મારે છે.[૧૪] તોફાન જરૂર આવે છે.

*————

૮ વાયુરાજ: પવનના તોફાનને સજીવારોપણ કર્યું છે. એ ઘેરા વાદળાંને આગળ હાંકતુ આવે છે. ખીણોમાંથી નીકળતું મનાય છે. શૅાઇસ્ત્સરે Thalvogt (=વાયુરાજ) શબ્દ એંગલબર્ગના મઠમા સાંભળેલો તે એણે પાછળથી પોતાના લેખમા વાપરેલો.

૯ બરફના ડુંગર ધશી પડે છે તેની ગર્જના થાય છે.

૧૦ શિલરે જોઇએ તો અહીં હાકનગિરિ લીધો છે કે જોઇએ તો મિટનષ્ટાઇનની ઉંચાઇની ખોટી ગણતરી કરી છે, કારણકે મિટનષ્ટાઇન તો સરોવરની સપાટીથી માત્ર ચાળીસેક ગજ ઉંચેલો ખડકજ છે અને બ્રુનનની દક્ષિણે આવેલો છે.

૧૧ પર્વતની શિખરની આસપાસ વાદળાં વિંટાઇ વળે એ તોફાનનું ચિહ્ન છે.

૧૨ પર્વતની ગુફાઓમાં ને બખોલોમાં શિયાળામાં ઠંડો વાયુ ભરાઇ રહેલો તે ઉનાળામાં નિકળી વાય છે અને તેને બદલે ગરમ વાયુ ભરાય તે શિયાળામાં નીકળીને વાય છે શિકારીને અનુભવે એ બધાં તોફાનના ચિહ્ન છે.

૧૩ ઘેટા ચરી લેવાની ઉતાવળ કરે ને કુતરા ધરતી ઉઝરડે એ ગોવાળને અનુભવે તોફાનના ચિહ્ન છે.

૧૪ માછલાં કુદે ને બતકો ડુબકીઓ ખાય એ માછીને અનુભવે તોફાનનાં ચિહ્ન છે.

કુઇની : ( ચાકરને ) જોજે ઝેપી, ઢોર આડાંઅવળાં જતાં ના રહે.

ઝેપી : ભુરી લીઝલ[૧૫] તો પેલી જાય, એના ગળાનો ઘંટ સંભળાય છે.

કુઇની : ત્યારે તો એકે ખોવાવાની નથી, કારણકે લીઝલ હમેશાં ધેણને મોખરે ચાલે છે.

રૂઇડી : ભાઇ ગોવાળ, તારી ઘંટડીઓ[૧૬] બહુ સુંદર છે.

વેર્ની : અને ગાયો પણ ; ભાઈ, આ બધી તારી છે?

કુઇની : મારે તો ભાઈ એટલી બધી ક્યાંથી હોય? એ તો બધી મારા દયાળુ શેઠની—આટિંગહાઉઝનની—છે,[૧૭] ને એમણે મને ચારવા સોંપી છે.

રૂઇડી : ગાયને ગળે બંધ કેવો સુંદર છે!

કુઇની : એ બંધનું એને ભાન છે, ને તેથી એ જાણે છે કે હું ધેણમાં નાયક છું. એ બંધ ઉતારી લેઉં તો એ ચરતી પણ બંધ થઇ જાય![૧૮]

રૂઇડી : ભલા આદમી લાગો છો! મૂરખ પશુમાં—

વેર્ની : એ તો કહેવાય એમ. બાકી પશુમાંયે બુદ્ધિ તો છે, એ તો અમને—હરણના શિકારીને—સારી રીતે માલમ છે. બીડમાં હરણાં ચરવા જાય ત્યારે અકલ વાપરીને એક

31,193

*————

૧૫ એ એલિઝાબેથનું લઘુરૂપ છે ને ગાયનુ નામ છે. આપણામા જમના, ભુરી એવાં નામ ગાયભેંસને અપાય છે તેમ શ્વીટ્સલોક પણ ગાયોને સ્ત્રીઓનાં નામ આપે છે, ને કોઇ વાર તેના બહારના સ્વરૂપને અનુસરીને નામ આપે છે : ઉદરના રંગનીને Musa કહી બોલાવે છે.

૧૬ દરેક ગોવાળ બે કે ત્રણ ઘંટડીઓ રાખે છે તે શીંગડાના તાલમાં એકબીજા સાથે જોગ દેઇ વાગે છે.

૧૭ આટિંગહાઉઝનના અમીરની. અહીં આ અમીરનો ઉલ્લેખ તે નાટકના અમીર-વસ્તુની શરૂઆતનુ સૂચન છે.

હરણને તાડખું રાખે. કોઇ શિકારી પાસે આવી પહોંચે કે તરતજ કાન ઉચા કરીને તીણી સીસોટી વગાડે ને સૌને ચેતવી દે.[૧૮]

રૂઇડી: (ગોવાળને) તમે અહુણા ઘર તરફ જાઓ છો?

કુઇની: હા, આલ્પ ઉપરનું ઘાસ ચરાઇ ગયું છે.

વેર્ની: ભાઇ, ઘેર સાજાસમા પહોંચો!

કુઇની: અને તમે પણ; કારણકે શિકારીઓ તો બધા પાછા ઘેર જઇ શકતા નથી.

રૂઇડી: પણે કોઇ માણસ ખૂબ ઉતાવળે દોડતો આવે છે.

વેર્ની: એને તો હું ઓળખું છું, એ તો આલ્ઝેલનવાળો બાઉમગાર્ટન.

[ કૉન્રાટ બાઉમગાર્ટન હાંફતો હાફતો દોડી આવે છે ]

બાઉમગાર્ટન: પ્રભુને નામે, હોડીવાળા, તારી હોડી!

રૂઇડી: હેં, હેં! આટલી બધી શી ઉતાવળ?

બાઉમગાર્ટન: છોડ, છોડ, બાપુ! મને મોતથી બચાવ, ભાઇ! પાર ઉતારી દે!

કુઇની: ભાઇ, છે શું પણ?

વેર્ની: કોઇ પાછળ પડયું છે?

બાઉમગાર્ટન: ઉતાવળ, ઉતાવળ કર. ચાંપતે પગલે એ આ છેક પાસે આવી પહોંચ્યા! સુબાના[૧૯] અસ્વારો મારી

*---------

[૧૮] શિલર કહે છે કે ગાયની અને હરણની ચતુરાઇની આ વાતો અનુભવસિદ્ધ છે

[૧૯] બાદશાહે નીમેલો હાકેમ. અહીં ઉટરવાલ્ડન પ્રાન્તનો સુબો બેરિંગર ફૉન લાણ્ડનબર્ગ. એ ટુર્ગાઉના અમીરકુળમાં જન્મેલો ને એમ સ્વીટ્સર હતો તોય પોતાના દેશમા જુલમ કર્યાને કારણે એ લોકબત્રીસીએ

પાછળ પડ્યા છે; હું પકડાયો તો મોતના મ્હોંમાં પડ્યો જાણજો!

રૂઇડી: અશ્વારોએ કેમ તમારી પુંઠ પકડી છે?

બાઉમગાર્ટન: પહેલો મને બચાવો, પછી બીજી બધી વાત.

વેર્નીં: તમને લોહીના ડાઘ લાગ્યા છે, બન્યું છે શું?

બાઉમગાર્ટન: બાદશાહના રૉસબર્ગવાળા સુબાના લોહીના –

કુઇની: વૉલ્ફ્નશીસન! એણે અશ્વારો દોડાવ્યા છે?

બાઉમગાર્ટન: એનાથી તો હવે શું થઇ શકે એમ હતું! એને તો મેં પૂરો કરી નાખ્યો છે.

સર્વે: (ચમકી પાછા હઠી) ભગવાન તમારૂં ભલું કરો! પણ થયુ છે શું એ તો કહો?

બાઉમગાર્ટન: મારા જેવી દશામાં આવી પડેલાને હાથે થાય તે! મારી અને મારી સ્ત્રીની આબરૂ ઉપર હાથ નાખનાર સામે મેં મારો અધિકાર[20] વાપર્યો છે.

કુઇની: ત્યારે શું સુબાએ તમારી આબરૂ ઉપર હાથ નાખ્યો?

બાઉમગાર્ટન: પ્રભુએ અને મારી ધારવાળી પરશુએ એને પોતાની પાપવાસના સાધતાં અટકાવ્યો.

વેર્નીં: ત્યારે પરશુ વડે તમે એનું માથું ઉડાવી દીધું કે શું?

કુઇની: કિનારા ઉપરથી હોડી છોડાતાં હજી વાર છે, તમે બધી વાત અમને માંડીને સંભળાવો.

*———

ચઢેલો ઇ. સ. ૧૩૧૫મા મૉર્ગાર્ટનના જુદ્ધમા પડેલો—અહી અને ત્યાર પછીના કેટલા ભાગમા રૂઇડી જણાતો નથી અને તેથી સહજે અનુમાન થઇ શકે કે એ હોડી છોડવા ગયો છે. થોડી વાર પછી વળી ફરી પાછો આવશે.

૨૦ સ્ત્રીની આબરૂ લેનારનુ અથવા તેના જારનું ખૂન કરવાનો અધિકાર તેના સ્વામીને, રોમન અને પ્રાચીન જર્મન પ્રજાઓના કાયદામાં, હતો.

બાઉમગાર્ટન: વનમાં હું ઝાડ કાપતો હતો, ત્યાં મારી વહૂ દોડતી આવી. જમ પુઠે પડ્યો હોય, એમ એ ભયે કમ્પતી હતી. એણે મને બધી વાત કહી: સુબાએ આવીને મારા ઘરમાં ઉતારો કર્યો. એણે નાહવાને માટે સામગ્રી તૈયાર કરવા મારી સ્ત્રીને આજ્ઞા કરી; ત્યાર પછી એની પાસે નીચ માગણી કરી. એ ત્યાંથી છટકી છુટી ને મને ખોળતી દોડી આવી. હતો એમ ને એમ હું તો ઘેર દોડ્યો અને સુબાને પરશુ વડે સ્નાનના આશીર્વાદ[21] દીધા.[22]

વેર્ની: ઠીક જ કર્યું બાપુ, કોઇથી તમારો વાંક કઢાય નહિ.

કુઇની: જુલમગાર! એને એના કર્મનો ઠીક જ બદલો મળ્યો. ઉંટરવાલ્ડનના લોકો ઉપરનું બહુ દિવસનું ઋણ આજ વળ્યું!

બાઉમગાર્ટન: મારૂં કામ જાહેર થઇ ગયું છે; મારી પાછળ અશ્વારો દોડાવ્યા છે. બોલબોલતામાં—અરે પ્રભુ—વખત વહ્યો જાય છે!

[ મેઘગર્જના થવા લાગે છે ]

કુઇની: અરે ભાઇ મછવાવાળા, આ દેશબન્ધુને પાર ઉતારી દે.

રૂઇડી: બને એમ નથી. ભારે વાવાઝોડું જોતજોતામાં આવી લાગશે. થોડીક વાટ જોવી પડશે.

બાઉમગાર્ટન: ભલા ભગવાન! વાટ જોઇ શકાય એમ નથી. પળેપળે મોત પાસે આવતું જાય છે!

કુઇની: (મછવાવાળાને) પ્રભુ ઉપર શ્રદ્ધા રાખ! પાડોશીને હાથ દેવો જ ઘટે. આજે એની વારી તો કાલે આપણી.

[ મેઘની ગર્જના અને પવનના સુસવાટા સંભળાય છે. ]

*———

૨૧ પ્રાચીન કાળે ત્યાં એવો રિવાજ હતો કે સ્નાનસમયે સેવક સ્વામીનું અંગ ચોળે છે. આ ઉપરથી બાઉમગાર્ટન અત્યારે આ વ્યંગવાણી બોલે છે.

૨૨ પૂર્વકથનમાં સુડીના ઇતિહાસની શરૂઆતમાં આ વિષે સવિસ્તર હકીકત છે.

રૂઇડી: દક્ષિણવાયુ[૨૩] છુટયો છે; જુઓ, સરોવર કેવું ઉછળે છે! તોફાન અને મોજામાં હંકારવું મારાથી તો નહિ બને.

બાઉમગાર્ટન: ( એનો પગ પકડીને ) તમે મારા ઉપર દયા કરો છો એમ પ્રભુ તમને સહાયતા કરો.

વૅર્ની: જીવનમરણની આ આંટી છે; ભાઇ મછવાવાળા, દયા કર.

કુઇની: એ ઘરવાળો છે; એને બૈરી છે, છોકરાં છે!

[ કાટકો સંભળાય છે. ]

રૂઇડી: શું? મારેય જીવ તો છે, એની પેઠે મારેય બૈરી છે, છોકરૂં છે—આમ તો જુઓ, મોજાં કેવાં ઉછળે છે અને ફાટે છે, ભમરા કેવા ઉઠે છે! બધું પાણી તળીએથી ઉછળી આવે છે! એ ભાઇને હું તો ઘણોય બચાવું, પણ તમે પોતેજ જુઓ છો બની શકે એમ છે નહિ તે.

*————

૨૩ આ વાયુ આગ્નેય દિશાથી દક્ષિણ દિશા સુધીમાંથી છુટે છે. સુકો ને ગરમ વાય છે અને વારવાર સ્વીટ્ઝર્લન્ડના મધ્ય પ્રદેશમા વહે છે, કદી કદી થોડીક ઘડી સુધી, તો કદી કદી અઠવાડિયા સુધી કે તેથી પણ લાંબા વખત સુધી ટકે છે. પ્રાચીન મત એવો હતો કે એ વાયુ આફ્રિકામાથી ઉઠે છે, પણ હાલ વાયુશાસ્ત્રને આધારે એ મત ખોટો ઠર્યો છે. આ વાયુથી સ્વીટ્સને લાભ અને હાનિ બન્ને છે: બરફને ઓગળાવી દે છે, વસંતને વહેલી આણે છે, દ્રાક્ષને વહેલી પકવે છે ને પછી ઘાસને જલદી સુકવી નાખે છે; પણ છોડવાને ચીમળાવી નાખે છે, પ્રાણીઓને હેરાન કરે છે, માણસને કામ કરવા દેતો નથી અને જમીન તથા પાણી ઉપર પુષ્કળ નાશ કરે છે. મુઇલર પોતાના સ્વીટ્સના ઇતિહાસમાં લખે છે કે: "આ દક્ષિણવાયુ ( Fohn ) વાય છે, ત્યારે સરોવરમાં હંકારવું અતિ ભયંકર થઇ પડે છે. એનુ જોર એટલું બધુ હોય છે કે એ વાય ત્યાં સુધી ઘરમા દીવોદેવતા રાખવો નહિ અને રાત્રે ખેવડા ચોકીઆત મુકવા એવો સરકારી કાયદો છે. છાપરાં ઉડી જાય નહિ એટલા માટે તે ઉપર લોક મોટા ભારે પત્થર મુકે છે." કુઇન જણાવે છે કે એવી સાવચેતી ના રાખ્યાને કારણે ઇ. સ. ૧૮૭૯મા ભયંકર આગ થએલી અને તેથી હાસીલટાલમા આવેલા માઇરિંગન નગરનો મોટો ભાગ બળીને ભસ્મ થઇ ગએલો.

બાઉમગાર્ટન: ( પગે પડી ) સામે કાંઠે જવાય તો બચાય! છેક પાસે જ છે;[24] ને અરેરે, છતાંય મારે શત્રુના હાથમાં પડવાનું! પેલો એ કિનારો દેખાય! મારી નજર ત્યાં પહોંચે છે, અહીંનો સાદ પણ ત્યાં સાંભળી શકાય; મને લઇ જવા માટે આ હોડી પણ અહીં તૈયાર છે અને છતાંયે નિરાધાર અને નિરાશ અવસ્થામાં મારે અહીં રહી મરવાનું!

કુઇની: જુઓ, પેલું કોણ આવે છે?

વેર્ની: એ તો બુઇર્ગ્લનવાળો ટૅલ.

[ ધનુષ લઇને ટૅલ પ્રવેશે છે. ]

ટૅલ: મદદને માટે કોણ આ કાલાવાલા કરે છે?

કુઇની: એ માણસ આલ્ઝેલનનો છે, એણે પોતાની આબરૂનું રક્ષણ કર્યું છે અને રાજાના શૅાસબર્ગવાળા હાકેમ વૅાલ્ફ્ન-શીસનનો ઘાત કર્યો છે. સુબાના અશ્વારો એની પાછળ પડ્યા છે. એ આ મછવાવાળાને સામે પાર ઉતારવાનું કહે છે, પણ એ તો આ તોફાનથી ડરે છે ને જવાની ના પાડે છે

રૂઇડી: ટૅલ પોતે પણ હંકારી જાણે છે; ભલા એને જ કહેવા દો કે આવામાં તે કોઇ હંકારવાની હામ ભીડી શકે?

ટૅલ: ભાઇ મછવાવાળા, જરૂર પડે ત્યારે તો ગમે તેની પણ હામ ભીડવી ઘટે.

[ ઝાટકા ઉપર ઝાટકા થાય છે, સરોવરના પાણી જોસથી ઉછળે છે. ]

રૂઇડી: મારે તે કંઇ જમના ડાચામાં જઇ પડવું છે? જેનામાં અકલ હોય એ તો કોઇ એવું ના કરે.

ટૅલ: વીરનર તો પોતાનો વિચાર છેલ્લે જ કરે; પ્રભુ ઉપર વિશ્વાસ રાખ ને આ દુખિયાની વહારે જા.

---

૨૪ સામો કાંઠો અર્ધો ગાઉ પણ દૂર નહોતો.

રૂઇડી: એમ નિરાંતે બેશીને તો બધાય ડાહી ડાહી વાતો કરી જાણે! બાકી આ રહ્યો મછવો ને આ રહ્યું સરોવર; પોતે જ જરા અજમાવી જુઓ ને!

ટૅલ: સરોવર દયા કરશે, સુબો નહિ કરે! ભાઇ મછવાવાળા, હિંમત કર.

કુઇની તથા વેર્ની: ભાઇ એને બચાવ, બચાવ!

રૂઇડી: અને મારો ભાઇ હોય કે સગો દીકરો હોય તોય એમાંનું કંઇ બનવાનું નથી. આજે સંત સાઇમનનું અને સંત યુડાસનું પર્વ[૨૫] છે, સરોવર અત્યારે ઉછળે છે ને જરૂર કો'કનો એ ભોગ લેવાનું.

ટૅલ: થું કે પુડા અમથા શું કરવા કરે છે, બાપા? વખત વહ્યો જાય છે, એને મદદ તો કરવી જ જોઇએ; બોલ, ભાઇ મછવા-વાળા, જાય છે કે ના?

રૂઇડી: હું તો જતો નથી.

ટૅલ: જે ભગવાન! ચાલ, ત્યારે મને મછવો આપ! મારા નબળા જેવા હાથ અજમાવી જોઉં તો ખરો!

કુઇની: અહા, બહાદુર ટૅલ!

વેર્ની: શિકારીને તો આવી જ બહાદુરી શોભે!

બાઉમગાર્ટન: ટૅલ, તમે મારા ત્રાતા છો, મારા દેવ છો!

---

૨૫ સત સાઇમનનો અને સત યુડાસનો પર્વદિન: ૨૮મી ઑક્ટોબર આજ દિવસે સરોવર માણસનો ભોગ લે છે એવો ત્યાના લોકમાં વહેમ છે. કાનાનવાળા સાઇમનનો (નહિ કે સાઇમન પિટરનો) અને જેમ્સના પુત્ર યુડાસનો (નહિ કે યુડાસ ઇસ્કારીઅટનો) એ સવત્સરદિન છે નામોના ગોટાળાથી સંત જોનના દિવસનો વહેમ શિલરે આ દિવસ ઉપર ચઢાવી દીધો લાગે છે. રૂઇડી આ વહેમને પકડી લેઇ ના જવાનુ બહાનુ કાઢે છે. નાટકના આરભનો સમય આ પર્વથી આપણે સ્પષ્ટ સમજી શકીએ છીએ.

ટૅલ: સુબાના પંજામાંથી તમને હું બચાવું છું, તોફાનના પંજામાંથી બચાવનાર કોઇ બીજો જ છે. છતાંયે માણસના હાથમાં તમે પડો તેના કરતાં ભગવાનના હાથમાં પડો એ જ સારૂં. ( ગોવાળને ) જો મને કંઇ અનિષ્ટ થાય તો મારી સ્ત્રીને આશ્વાસન આપજો, જે કર્યા વિના ચાલે જ નહિ તે મેં કર્યું છે એમ એને કહેજો.

કુઇની: ( મછવાવાળાને ) તું તો નાનપણથી જ હંકારતાં શીખ્યો છે, ટૅલના જેટલીયે હામ ભીડી શકયો નહિ?

રૂઇડી: મારાથી હોશીઆર હોય તોય પણ એના જેવી હામ તો ના ભીડી શકે. આ પહાડી મુલકમાં એના જેવો તો બીજો કોઈ માનો જણ્યો પેદા જ નથી થયો.

વેર્ની: ( ખડક ઉપર ચઢીને જુએ છે. ) એ જોરથી હંકારે છે. બહાદુર તારા, ભગવાન તને સહાય હો! જુઓ, મોજાં ઉપર મછવો કેવો નાચે છે!

કુઇની: ( કાંઠા ઉપરથી ) મોજું મછવા ઉપર ફરી વળ્યુ—હવે એ દેખાતો નથી. પણ હા, એ પાછો ઉપર આવ્યો! એ વીર પુરુષ મોજાંની સામે ખુબ જોરથી મંડયો છે.

ઝેપી: સુબાના અશ્વારો ઘોડા કુદાવતા આવે છે.

કુઇની: હા પ્રભુ, આ આવ્યા એ તો! અણીને વખતે એને ઠીક મદદ આવી મળી!

[ લાણ્ડનબર્ગના[२६] અશ્વારોની ટુકડી આવે છે. ]

પહેલો અશ્વાર: ખુનીને તમે સંતાડયો છે, સોંપી દો.

બીજો અશ્વાર: આ જ માર્ગે એ આવ્યો છે, ફોકટ સંતાડો છો.

કુઇની તથા રૂઇડી: અશ્વાર, તમે કોની વાત કરો છો?

પહેલો અશ્વાર: ( મછવો ઉપાડી જુએ છે ) હા, આ શું, એ સેતાન! ગયો કયાં?

*―――――

[२६] લાણ્ડનબર્ગ તે ઉટરવાલ્ડનનો સુબો.

વેર્નીં : ( ઉપરથી ) તમે જેને શોધો છો, તે એ મછવામાં છે? અરે, ઘોડા દોડાવો! ઉતાવળે જશો તો હજીયે એને પકડી પાડશો.

બીજો અશ્વાર : એનું સત્યાનાશ જાય, સાલો છટકી ગયો!

પહેલો અશ્વાર : ( ગોવાળને અને માછીને ) તમે એને નસાડી મુકયો છે. એની સજા તમારે ખમવી પડશે–પડો એમની ગાયો ને ઘેટાં ઉપર! તોડી પાડો ઝુંપડાં એમનાં, બાળી નાખો, રાખ કરી નાંખો!

[ ઉતાવળે દોડે છે. ]

ઝેપી : ( કુદીને પાછળ દોડે છે ) અરે મારાં ઘેટાં!

કુઇની : ( એ પણ પાછળ દોડે છે. ) હા, ભગવાન, મારી ઘેન!

વેર્નીં : ઓ જુલમગાર!

રૂઇડી : ( હાથ જોડે છે. ) પ્રભુનો ન્યાય કયારે ઉતરશે! આ ધરતીને તારનાર કયારે પ્રકટ થશે?

[ એ પણ એમની પાછળ જાય છે ]

---

## પ્રવેશ ૨

સ્થળ :–શ્વીટ્સમાં આવેલા સ્ટાઇનન ગામમાં, સ્ટાઉફ્ફાખરના ઘર આગળ, રાજમાર્ગની બાજુએ, પૂલની પાસે લીંબોઇનુ ઝાડ.

[ વૅર્નર સ્ટાઉફ્ફાખર અને ફ્રાઇફ્ર ફૅાન લુસર્ન વાતો કરતા પ્રવેશે છે ]

ફ્રાઇફ્ર : હા, હા, ભાઇ સ્ટાઉફ્ફાખર, મેં તમને કહ્યું એમ જો તમારાથી બની શકે તો ઓઇષ્ટરરાઇષની[૨૮] રાજભક્તિના શપથ લેતા ના.[૨૭] હમેશની પેઠે સામ્રાજ્યને[૨૮] શૌર્યથી

*

૨૭ આથી લાગે છે કે લુસર્નના લોક પણ ઓઇષ્ટરરાઇષના જુલમથી છેડાએલા છે.

૨૮ ઓઇષ્ટરરાઇષ અને સામ્રાજ્ય વચ્ચેનો ભેદ ધ્યાનમાં રાખવા જેવો છે. સામ્રાજ્ય ઉપર સમ્રાટ ચુટણીથી ચુટાતો. આ સમયે ચુટણીથી ચુટાઇને ઓઇષ્ટરરાઇષનો હાબ્સબુર્ગવંશનો રાજા સમ્રાટને પદે આવ્યો હતો, એટલે

વળગી રહેજો. પ્રભુ તમારી પ્રાચીન સ્વાધીનતાનું રક્ષણ કરો.

[ તેનો હાથ સ્નેહથી દબાવે છે અને જવા માંડે છે. ]

ષ્ટાઉફ્ફાખર: થોભો થોભો, મારી સ્ત્રી આવે ત્યાં સુધી—અહીં શ્વીટ્સમાં તમે મારા અતિથિ છો, લુસર્નમાં હું તમારો.

ફ્યૂર્સ્ટ: ઉપકાર તમારો, પણ આજેજ મારે ગેર્સાઉ જવું જોઇએ. તમારા સુબાના ગર્વને અને લોભને કારણે જે જે કષ્ટો તમારે સહન કરવાં પડે તે ધૈર્ય રાખી સહન કરજો. કાલે બધું ફરી જશે, સામ્રાજ્ય ઉપર બીજો કોઇ સમ્રાટ આવશે. પણ જો એક વાર ઑઇષ્ટરરાઇષને બંધાયા તો માનજો કે સદાના તેના થઇ ગયા.

[ જાય છે ષ્ટાઉફ્ફાખર શોકાતુર હૃદયે લીઓાઇ નીચે પાટ ઉપર બેસે છે. એવે તેની સ્ત્રી ગેર્ટ્રુટ ત્યાં આવી સ્વામી પાસે ઉભી રહે છે અને થોડી વાર તેના તરફ મૌનભાવે જોઇ રહે છે. ]

ગેર્ટ્રુટ: કાન્ત,[૨૯] કેમ આટલા ચિન્તાતુર? કેટલાય દિવસથી હું તમારૂં હૃદય સમજી શકતી નથી. કેટલાય દિવસથી હું ગુપચુપ જોતી આવી છું, તમારા કપાળ ઉપર ચિન્તાની કેવી રેખાઓ પડી રહી છે તે. તમારૂં હૃદય કોઇ ઉંડા શોકથી ઘેરાઇ રહ્યું દિસે છે. મારા ઉપર વિશ્વાસ રાખો; હું તમારી વિશ્વાસપાત્ર અર્ધાંગના છું, અને તમારા શોકના

---

* એ ઑઇષ્ટરરાઇષનો રાજા તે રોમન સામ્રાજ્યનો સમ્રાટ હતો, જેમ પ્રુસિયાનો (અ. પ્રશિયાનો) રાજા તે જર્મન કાઇઝર, અને ગ્રેટબ્રિટન ને આયર્લૅણ્ડનો રાજા તે અંગ્રેજ સામ્રાજ્યનો સમ્રાટ છે એમ; પણ ફેર એ કે તે વેળાએ રોમન સમ્રાટ ચુટણીથી ચુટાતો, ત્યારે આ સમ્રાટો વંશપરંપરાના. શ્વીટ્સ દેશ ઉપર અધિકાર સામ્રાજ્યનો હતો, તેને આ સમ્રાટ પોતાનો કરી લેવા—ઑઇષ્ટરરાઇષના અધિકાર નીચે લાવવા—મથતો.

૨૯ ષ્ટાઉફ્ફાખર અને ગેર્ટ્રુટનો આ વાર્તાલાપ ચુડીના વર્ણનને આધારે શિલરે રચેલો છે. ભાવમાં શેકસપિયરના 'જુલિયસ સીઝર' નાટકના અંક ૨ પ્રવેશ ૧મા ચાલેલા બ્રુટસ અને પોર્શિયાના વાર્તાલાપને મળતો છે.

અર્ધ ભાગની ભાગિયણ છું. (સ્ટાઉફ્ફાખર તેના હાથમાં હાથ મૂકે છે, પણ કંઇ બોલતો નથી ) કહો મને કહો, તમારૂં હૃદય શાથી પીડાય છે? તમારી મહેનતનાં સારાં ફળ આવ્યાં છે, તમારી ભાગ્યદેવી પ્રસન્ન છે; અન્નભંડાર ભર્યા રહ્યા છે; ઢોરનાં જુથેજુથ છે, રાતામાતા ચકચકિત ઘોડા શિયાળો ગાળવાને પર્વત ઉપરથી ખેમકુશળ ઘેર તબેલામાં આવી ઉભા છે; હવેલી જેવું આ ઘર છે, સુન્દર સાગથી અહુણા નવુંજ બાંધી તૈયાર કર્યું છે, શિલ્પશાસ્ત્રના[30] નિયમને અનુસરી બાંધ્યું છે, અનેક બારીઓજાળીઓથી અજવાળું આવે છે અને તેથી આનંદ ઉપજે છે; ભીંતો ઉપર પુરાણાં જુદ્ધોનાં ચિત્રો ચીતર્યાં છે અને શાસ્ત્રપુરાણમાંનાં સુભાષિતો લખ્યાં છે.[31] પ્રવાસીઓ ધીરે ધીરે એ વાંચતા ચાલે છે અને એનો અર્થ વિચારતાં અચંબો પામે છે.

સ્ટાઉફ્ફાખર: ઘર તો મજબુત બંધાયું છે, વ્યવસ્થા પણ સુન્દર છે. પરન્તુ અરેરે, જે ધરતી ઉપર એ બાંધ્યું છે, તે ધરતી જ કમ્પે છે.

ગેર્ટ્રુટ: એટલે? હું કંઈ સમજી શકી નહિ, પ્રિય વૅર્નર.

સ્ટાઉફ્ફાખર: આજે જેમ બેઠો છું તેમ થોડા જ વખત ઉપર આ લીંબોઇ નીચે એકવાર હું બેઠો હતો. ઘર પુરૂં બંધાઇ

*―――――

૩૦ આ વાક્ય લખવાની કંઇ ખાસ જરૂર નહોતી, પણ કહેવાય છે કે શિલર અને ગોઇટે બન્ને હોમર ઉપર દૃષ્ટિ રાખી એનું અનુસરણ કરતા. સરખાવશો ઓડેસી, ૫ ૨૪૫ અને ૨૩ ૪૪.

૩૧ પ્રાચીનકાળે યુરોપમાં આવી રીતે ઘર શણગારવાનો ઘણો રિવાજ હતો, અને આજે પણ કેટલાંક ડૉઇચ અને શ્વીટ્સ ગામોમાં એવો રિવાજ છે. કવિતામા એવાં સુભાષિત લખાતાં; ઘણુંકરીને ધર્મવચન લખાતાં, પણ કોઇ વાર ગમ્મતનાં વાકય પણ લખાતાં; ઘરધણીનું નામ તથા બાંધ્યાનુ વર્ષ પણ લખાતુ. બારીબારણાં ઉપર, આસપાસની ભીંતો ઉપર અને બારીઓના રંગીન કાચ ઉપર પણ આવો શણગાર સજાતો.

રહ્યું એના આનંદવિચારોમાં લીન થઇ ગયો હતો, તેવે સમે કુઇસનાખ્ટને પોતાને કિલ્લેથી અશ્વારો સાથે સુબો[32] ઘોડે ચઢીને આવ્યો, આશ્ચર્ય પામી આ ઘર આગળ એ ઉભો રહ્યો; તરત હું ઉભો થયો, અને નીચા વળી એને છાજતી સલામ કરીને એની સામે ગયો, કારણકે આપણા પ્રાન્તમાં સમ્રાટની ન્યાયસત્તાનો એ પ્રતિનિધિ છે. 'આ ઘર કોનું છે?' એમ એણે ભુંડી દાનતે પુછયું, કારણકે એ જાણતો તો સારી રીતે હતો. તુર્ત જ સાવધાન થઇ મ્હેં એને ઉત્તર આપ્યો: 'સુબા સાહેબ, આ આવાસ[33] સમ્રાટનો છે, જે મારો સ્વામી છે અને તમારો પણ; મને પટે મળેલો છે.' એણે ઉત્તર આપ્યો: 'સમ્રાટને સ્થાને હું આ દેશમાં તેનો પ્રતિનિધિ છું; અને હું નથી ઇચ્છતો કે ખેડુતો પોતાની ઇચ્છામાં આવે એમ સ્વતંત્રતાએ ઘર બાંધે અને સ્વતંત્રતાએ રહે, જાણે દેશના એ માલેકજ હોય ને! એમ કરતાં તમને અટકાવવાની મારે તજવીજ કરવી પડશે.' આમ બોલીને તિરસ્કાર કરતો હોય એમ એ અહીંથી ચાલ્યો ગયો; હું તો, એ ભ્રષ્ટાત્મા બોલી ગયો એ શબ્દોનો વિચાર કરતો, શોકાતુર હૃદયે અહીં ને અહીં બેશી રહ્યો.

*---

[32] આ સુબો તે હૅરમાન ગૅસ્લર.

[33] આ વાકયના બે અર્થ થાય: (૧) આ ઘર સમ્રાટનુ છે, જે મારો તેમજ તમારો સ્વામી છે, અને (૨) આ ઘર સમ્રાટનું તેમજ તમારૂં છે, કારણકે તમે એના પ્રતિનિધિ છો. સરળ ઘર શબ્દ છોડીને **આવાસ** વાપરવાનુ કારણ એજ થયું કે વાકયને દ્વીઅર્થી બનાવવા **સમ્રાટ** અને **ઘર** એ બે શબ્દને એકજ જાતિમાં લાવવા પડે. મૂળ જર્મન ભાષામાં શિલરે પણ એવુ દ્વિઅર્થી વાકય મુકેલુ છે. શિલરે ચુડીને આધારે આ વાર્તાલાપ લખ્યો છે એમ ટીપ ર૯માં જણાવ્યુ જ છે. ચુડીએ પણ આવા દ્વીઅર્થી વાકયનો ઉપયોગ કર્યો છે ને તે એજ ઉદ્દેશથી હોય એમ લાગે છે.

ગેર્ટ્રુટ : મારા પ્રિય નાથ, મારા કાન્ત, તમારી સ્ત્રીની સાચી વાણી સાંભળશો? અતિઅનુભવી લોકમાન્ય પુરુષ ઇબર્કની હું કન્યા છું. શિયાળાની લાંબી રાત્રીઓએ પિતાની પાંસે લોકનાયકો બેસવા આવતા, સમ્રાટના પ્રાચીન દસ્તાવેજો વાંચતા અને બહુ ડહાપણભરી રીતે દેશના હિતની વાતો ચર્ચતા. તે વખતે અમે બેનો ઉન કાંતતી બેસતી. એ બુદ્ધિશાળી પુરુષો વિચારતા, એ શાણા પુરુષો ઇચ્છતા, તેમની ચર્ચાના અનેક ડહાપણભર્યાં શબ્દો હું ધ્યાનથી સાંભળતી; અને હજીયે એ શબ્દો મારા હૃદયમાં સચવાઇ રહ્યા છે. ત્યારે મારી વાત સાંભળો ને એ ઉપર વિચાર કરો. કારણકે જે ચિન્તાઓથી તમારૂં હૃદય વલોવાય છે, એ હું બહુ દિવસથી કળી ગઇ છું. સુબાને તમારા ઉપર બળતરા છે. એ તમને હેરાન કરવા ઇચ્છે છે, કારણકે શ્વીટ્સ પ્રજા આ નવા રાજવંશને વશ થાય એમાં તમે આડખીલી નાખો છો અને લોકમાન્ય પૂર્વજો જેમ સામ્રાજ્યને વળગી રહ્યા હતા તેમજ એને વળગી રહેવા લોકને શીખવો છો — કેમ નહિ, પ્રિય વૅર્નર, બોલો હું ખોટું કહું છું?

સ્ટાઉફ્ફાખર : ખરૂં છે, ગૅસ્લર[૩૪] એટલા જ માટે મારા ઉપર ક્રોધે બળે છે.

ગેર્ટ્રુટ : એ તમારા ઉપર ઇર્ષ્યા રાખે છે, કારણકે તમે તમારી બાપીકી મિલ્કત ઉપર સ્વાધીન પુરુષની પેઠે સુખે રહો છો — અને એને તો કંઇ નથી. ખુદ સમ્રાટ અને સામ્રાજ્ય તરફથી આ ઘર તમને પટે મળેલું છે. આ જમીન મારી છે એવું રાજપુત્ર કહી શકે, તમે પણ એમ જ છાતી ઠોકીને બતાવી શકો છો કે આ ઘર મારૂં છું. સામ્રાજ્યમાં સમ્રાટ સિવાય બીજો કોઇ તમારો ઉપરિ નથી. સુબો તો

---

૩૪ શ્વીટ્સનો તથા ઉરીનો સુબો. શ્વીટ્સમાં આવેલા કુઇસનાખ્ટમાં એની રાજધાની હતી.

માત્ર એના કુટુંબનો નાનો[૩૫] છોકરો છે, અને સરદારીનો જે ઝભ્ભો એ પહેરે છે તે સિવાય એને બીજી કશી મિલ્કત છે નહિ; અને તેથી દરેક ગૃહસ્થનું સુખ જોઇ ઝેરથી અને અદેખાઇથી બળે છે. તમને પછાડવાના એણે અનેક દિવસથી સોગંદ ખાધા છે, અને છતાંયે હજી તમને કશું કરી શકયો નથી. એની ભુંડી ધારણા તમારા ઉપર પુરી કરે ત્યાં સુધી તમે શું ત્યારે વાટ જોશો? ડાહ્યા માણસો તો પાણી પહેલી પાળ બાંધે.

શ્ટાઉફ્ફાખર: ત્યારે કરવું શું?

ગેર્ટ્રુટ (પાસે આવીને): મારી વાત સાંભળો. તમે જાણો છો કે અહીં શ્વીટ્સમાં બધા ભલા લોક આ સુબાના લોભથી અને જુલમથી કકળી ઉઠયા છે. ઉંટરવાલ્ડનના અને ઉરીના લોક પણ જુલમથી અને આકરી ધુંસરીથી કંટાળી ગયા છે એમાં કંઇ શંકા નથી; કારણકે અહીં ગૅસ્લરની પેઠે ત્યાં સરોવરને સામે પાર પણ લાણ્ડનબર્ગ જુલમ ગુજારી રહ્યો છે. એક પણ મછવો એવો અહીં આવતો નથી કે જે સુબાના તોફાન અને જુલમના સમાચાર લાવતો ન હોય. ત્યારે તમારામાંના કેટલાક સાચા હ્રદયના પુરુષો ગુપ્ત રીતે એકઠા થઇને, આ જુલમને કેમ ઉખેડી નાખવો એ બાબત મસલત કરે[૩૬] તો બહુ સારૂં. હું નક્કી માનું છું કે પ્રભુ

*

[૩૫] મોટો દીકરોજ સૌ જાગીરનો માલેક છે, બીજા છોકરાઓને તો માત્ર ઇલ્કાબજ ઉતરે છે. ન તો ગૅસ્લર કે ન તો લાણ્ડનબર્ગ જાગીરનો માલેક હતો.

[૩૬] ઓાઇષ્ટરરાઇષના જુલમને તોડવાને સર્વ પ્રાન્તોએ ઐકય યોજી સામે થવું જોઇએ એ ભાવ છે. આ શુભકાર્યમાં નારીહ્રદય પહેલું પગલું દે છે: "She thinks as a statesman, she feels as a woman, she wills as a heroine (રાજ્યતંત્રી જેવું એ વિચારે છે, નારીસહજ ભાવ અનુભવે છે, વીરાંગનાસુલભ કામના સેવે છે)."

તમને છોડી નહિ દે, આ ન્યાયી કાર્યમાં જરૂર એ કૃપા કરશે. હૃદય સારી રીતે ખોલી શકાય એવો કોઇ અન્તરનો મિત્ર તમારે ઉરી પ્રાન્તમાં નથી?

સ્ટાઉફ્ફાખર: ત્યાં ઘણા વીર, યોગ્ય અને મહાન પુરુષોને હું ઓળખું છું. એમના ઉપર હું ઉંડો વિશ્વાસ રાખી પણ શકું છું. (ઉભા થઇને) નારી, મારા શાન્ત હૃદયમાં ભયંકર વિચારોનું કેવું આ તોફાન તેં જગાવી મુક્યુ છે! મારા ઉંડા અંધારા અંતરને તેં દિવસના પ્રકાશમાં ખેંચી આણ્યુ છે. જે વાતો વિચારવાને પણ હુ કમ્પતો હતો તે તેં મીઠી વાણીએ શૌર્યથી કહી નાખી છે. પણ તું શી સલાહ આપે છે તે સમ્બન્ધે તેં ગમ્ભીરતાથી વિચાર કર્યો છે? આ શાન્તિભરી ખીણમાં તું ભયંકર વિરોધને અને હથીઆરોના અવાજને નોતરે છે—આપણે તો નિર્બળ ભરવાડની જાત, સમર્થ પૃથ્વીપતિ સામે વિગ્રહ જગાવવાની તે હિંમત કરી શકીએ? આ દરિદ્ર પ્રદેશ ઉપર સૈનિકોનાં જંગલી ટોળાં છોડી મુકવાનુ, અહીં વિજયને હકે રાજ્ય કરવાનું તથા યોગ્ય સજાને મિષે આપણી સ્વાધીનતાના પ્રાચીન દસ્તાવેજો ફાડી નાખવાનુ બ્હાનું મળવાની વાટ તો એ જોઇ જ રહ્યા છે.

ગેર્ટ્રુડ: તમે પણ પુરુષ છો, જુદ્ધની પરશુ ચલાવી જાણો છો; અને વીરને પ્રભુ સહાય છે.

સ્ટાઉફ્ફાખર: ઓ સ્ત્રી, વિગ્રહ તો ભયંકર અને નાશજનક છે—એ તો ભરવાડ અને ઘેટાં સૌનો નાશ કરે.[૩૭]

ગેર્ટ્રુટ: પ્રભુ જે મોકલે તે મનુષ્યે સહન કરવું ઘટે. ન્યાયી હૃદય અન્યાય કદાપિ સહે નહિ.

*————

૩૭ બાઇબલ: ભરવાડને મારીશ ને ઘેટાં વિખેરાશે—ઝકરીઆ ૧૩:૭, માત્થી ૨૬:૩૧, માર્ક ૧૪:૨૭, જૉન ૧૬:૩૨

સ્టાઉફ્ફાખર: આપણે અહુણા જ બાંધેલું ઘર તને બહુ વહાલું છે—સંહારક વિગ્રહ તો એને બાળી ખાખ કરી નાખશે.

ગેર્ટ્રુડ: અનિત્ય પદાર્થમાં મારું મન વળગી રહ્યું છે એમ મને લાગે તો મારે જ હાથે તેમાં આગ મૂકી ખાખ કરી નાખું.

સ્ટાઉફ્ફાખર: માનવજાતિ ઉપર તને સ્નેહ છે—જુદ્ધમાં તો પારણામાં ઝુલતાં બાળક સુદ્ધાં બચવા નહિ પામે.

ગેર્ટ્રુડ: નિર્દોષને આકાશમાં મિત્ર છે! વૅર્નર, આગળ જુઓ, પાછું જોવાનો સમો નથી.

સ્ટાઉફ્ફાખર: અમે પુરુષો તો શૌર્યથી લડતાં મરી જાણીએ છીએ—પણ તારું શું થાય?

ગેર્ટ્રુડ: નિર્બળમાં નિર્બળ પણ છેવટનો ઉપાય તો શોધી જાણે. પેલા પુલ ઉપરથી માત્ર એક ભુસકો, ને બસ પત્યુ—હું છુટી!

સ્ટાઉફ્ફાખર: (ગેર્ટ્રુડને ભેટી પડીને) આવા હૃદયને જે પોતાના હૃદય સાથે ચાંપી શકે છે, તે પોતાનાં ઘરબારને માટે આનંદથી લડી શકે છે; કોઇ સમ્રાટના સેનાબળથી એ ડરતો નથી. અત્યારે આ ઉભે પગે જ હું ઉરી ચાલ્યો. ત્યાં મારો સાચો મિત્ર વાલ્ટર ફુઇર્સ્ટ છે, તે પણ મારી પેઠે આ સમ્બન્ધે વિચાર કરી રહ્યો છે. વળી ત્યાં ઉદારહૃદય આટિંગહાઉસવાળો ધ્વજાધારી[૩૮] રહે છે. છે તો એ અમીર કુળનો, પણ છતાંય પ્રજાજનોને ચહાય છે અને પ્રાચીન આચારોને માન આપે છે. દેશના શત્રુઓ સામે શૌર્યથી કેમ રક્ષણ કરવું એ વિષે એ બન્નેની સાથે મસલત કરીશ. કુશળ રહેજે અને મારી ગેરહાજરીમાં ઘરસંસારનો વહીવટ

---

[૩૮] શત્રુ સામે કૂચ કરતી વેળાએ દેશની સેનાનો મુખ્ય વાવટો લેઇ આગળ ચાલનાર જોદ્ધો. કુલીન અને ઉદારચરિત પુરુષને જ આ સ્થાન મળતું.

ડહાપણથી ચલાવજે. પ્રભુમંદિરે[૩૯] જતા જાત્રાળુને અને વિહારને માટે માગતા પવિત્ર ભિક્ષુને પુષ્કળ દેજે, સારૂં આતિથ્ય કર્યા વિના એમને જવા દેતી ના. ષ્ટાઉફ્ફાખરનું ઘર છાનું નથી, માર્ગે જતા પ્રવાસીને માટે આ સત્કારશીલ ઘર રાજમાર્ગની ધારે સદા ખુલ્લું જ ઉભું છે.

[ તેઓ બન્ને રંગભૂમિ ઉપરથી ચાલ્યા જાય છે કે તરત જ બાઉમગાર્ટનને લેઇને વિલ્હેલ્મ ટેલ ત્યા આવે છે ]

ટેલ : ( બાઉમગાર્ટનને ) તમારે હવે મારી કંઇ જરૂર નથી, આ ઘરમાં જાઓ; દુઃખીઓના પિતા ષ્ટાઉફ્ફાખરનું એ ઘર છે. પણ જુઓ, એ પોતેજ પેલો રહ્યો. આવો, મારી પાછળ આવો.

[ બન્ને જાય છે, પડદો પડે છે. ]

---

## પ્રવેશ ૩

**સ્થળ : આલ્ટૉર્ફની પાસેનું મેદાન**

( પાછળના ભાગમા ઉચાણ ઉપર એક કિલ્લો ચણાતો દેખાય છે. એ એટલે સુધી ચણાઇ આવ્યો છે કે તેની રૂપરેખા સ્પષ્ટ રીતે સમજાઇ આવે છે. એનો પાછળનો ભાગ તો તૈયાર થઇ પણ ગયો છે. આગળનો ભાગ હજી ચણાય છે. પાલખો બાધેલી દેખાય છે અને તેના ઉપર કારીગરો ને મજુરો ચડ-ઉતર કરે છે. સૌથી ઉંચે છાપરે પાલખ લટકે છે ને તેના ઉપર કડીઓ બેઠો છે. કામ તડામાર ચાલી રહ્યુ છે )

**પાત્રો :** દરોગો,[૪૦] મિસ્ત્રી ને બીજા કડિયામજુરો

*———

૩૯ આ પ્રભુમંદિર તે ઘણુંકરીને ષ્ટાઇનનની ઉત્તરે નવ માઇલ દૂર આવેલા આઇનઝીડેલન ( નકશો તથા ભૂગોળકોષ જોશો ) વાળો મઠ હોવો જોઇએ. નોધ ૫૫ જોશો

૪૦ ઓષ્ટ્રિયાઇ એ સમયે શ્વીટ્સના લોક પાસે વેઠે કામ કરાવતું, અને એ વેઠ લેવાને દરોગા પણ પોતાને ત્યાંથી જ મોકલતું.

દરોગો : ( લાકડી લઇને મજુરોને હાકે છે ) અરે, જલદી કરો, કેટલોક થાક ખાશો! લાવો; પત્થર, ચુનો, કેલ જલદી લાવો. સુબા સાહેબ આવે ત્યારે કામ બહુ ધપેલુ જુએ—અંહ! પેલા તો કીડીને વેગે હીડે છે ( બે મજુરા ભાર વહી લાવે છે તેમને ) આ તે ભાર કહેવાય? બરાબર બમણો લો! જુઓ તો ખરા, ધોળા દહાડાના આ ચોરલોક કામ ચોરે છે!

મજુર: અમારા કેદખાના માટે અમારે પોતે પથરા વહી લાવવા એ તો બહુ કઠણ!

દરોગો: અરે, એ શું બબડે છે? આવી નઠારી જાત કદી જોઇ નહિ, કંઇ જ કામના નહિ, માત્ર ગાયો દોહી ખાય ને ડુંગરામાં રખડયા કરે!

વૃદ્ધ મજુર: ( થાક ખાવા બેસે છે. ) હવે તો મારાથી નથી થતું.

દરોગો: ( તેને હલાવી નાખે છે. ) જલદી, બુઢ્ઢા, કામે જા!

પહેલો કડીઓ: એટલી યે દયા આવતી નથી? બિચારામાં ઉઠવાની યે શક્તિ નથી. એવા ડોસાની યે પાસે સખ્ત વેઠ કરાવો છો?

સિસ્રી અને બીજા કડીઆ: દેવને ય દયા આવે એવી બિચારાની દશા છે!

દરોગો: તમે તમારૂં કામ કરો. મારે કરવાનું હું કરૂં છું.

બીજો કડીઓ: આ અમે બાંધીએ છીએ એ કિલ્લાનું[૪૧] નામ શું પડશે?

---

૪૧ આલ્ટૉર્ફથી દશેક માઇલ દૂર આમ્સ્ટેકની પાસે એક નાની ટેકરી ઉપર એક કિલ્લાના ખંડેર છે. ચુડી, જેનો આધાર શિલરે લીધો છે, તે આ કિલ્લાને આલ્ટૉર્ફની પાસે મુકે છે અને કહે છે કે સુબા ગૅસ્લરને એ કિલ્લાનુ નામ પાડવા પુછેલુ ત્યારે એણે ઉત્તર આપેલો કે એનુ નામ Zwing Uri unter die Stagen, એટલે ધુસરી નીચે ઉરીનુ દબાણ ( ભૂમિકા જોશો ).

દરોગો : ઉરી-મદમર્દન, કારણકે એના વડે તમારો મદ ઉતારાશે.

કડીઆ : ઉરી મદમર્દન! (હસે છે.)

દરોગો : અરે, હસવું શેનું આવે છે?

પહેલો કડીઓ : ભલા, આવાશા તુચ્છ ચણતરથી ઉરીને દબાવશો?

બીજો કડીઓ : ઉરીની નાની શીકડી એક[42] ટેકરી જેટલુંય ઉંચું ચણવાને માટે આવાં આવાં કેટલાંક કીડીઆરાં તમે એક ઉપર એક ગોઠવો છો એ તો જોઇએ!

[ દરોગો રંગભૂમિ ઉપરથી ચાલ્યો જાય છે ]

મિસ્ત્રી : આ પાપભર્યું ચણતર ચણવામાં કામ આવતી આ હથોડી ઉંડા સરોવરમાં ફેંકી દેઉં!

[ ટૅલ અને સ્ટાઉફ્ફાખર પ્રવેશે છે. ]

સ્ટાઉફ્ફાખર : અરે, આ જોવા હું જીવતો ન રહ્યો હોત તો સારૂં!

ટૅલ : અહીં ઉભા રહેવું ઠીક નથી, ચાલો ચાલતા થઇએ.

સ્ટાઉફ્ફાખર : શું હું સ્વતંત્રતાની ભૂમિમાં[43] – ઉરીમાં – નથી?

મિસ્ત્રી : અરે ભાઈ, બુરજ નીચેનાં ભોંયરાં તમે એક વાર જોયાં હોય તો! ખરે, એમાં જે રાત રહે તે કુકડો બોલતો ફરી સાંભળે નહિ.

સ્ટાઉફ્ફાખર : અરે પ્રભુ! કિલ્લાની આ ભીંતો અને તેની હાથણીઓ તો જુઓ! અનંતકાળ સુધી ટકાવવાને બાંધી હોય એવી દેખાય છે.

ટૅલ : હાથ વડે બાંધેલું હાથ વડે તોડી શકાય. (પર્વત તરફ આંગળી કરીને) પ્રભુએ આપણે માટે સ્વતંત્રતાનો પેલો કિલ્લો બાંધ્યો છે.

* ———

૪૨ ઉરીના અમારા આ પર્વતોજ અમારે તો કિલ્લા છે, એવો ભાવ જણાય છે.

૪૩ ઉરી સ્વતંત્રતાની ભૂમિ એટલા માટે ગણાય છે કે સામ્રાજ્યમાં એણેજ પ્રથમ સ્વરાજ્ય સંપાદન કરેલું.

[ ઢોલ વાગતુ સંભળાય છે. વાંસડા ઉપર ટોપી ચઢાવીને લોક પ્રવેશ છે. તેની પાછળ દાંડી પીટનાર આવે છે. તેમની પાછળ બૈરા-છોકરાં ધક્કામુક્કી કરતાં ધસે છે. ]

**પહેલો કડીઓ: ઢોલ શેનું વાગે છે? સાંભળો!**

**મિસ્ત્રી: આ તે કેવી જાતનું ફાસ્ટનાખ્ટનું[44] સરઘસ! અને પેલી ટોપી શેની?**

**દાંડી પીટનાર: બાદશાહને નામે! એ સાંભળો!**

**કડીઆ: અરે, સાંભળો, સાંભળો!**

**દાંડી પીટનાર: ઉરીના લોકો, સાંભળો! આ ટોપી તમે જુઓ છો. આલ્ટૉર્ફની મધ્યે[45]—ઉચામાં ઉંચે સ્થાને ઉંચા વાંસ ઉપર એને ચઢાવવામાં આવશે. અને મહેરબાન સુબા સાહેબનું ફરમાન છે કે તેમને પોતાને જે પ્રમાણે માન આપો છો તે પ્રમાણે આ ટોપીને પણ તમારે માન આપવું જોઈશે. ઘુંટણીએ પડીને અને ટોપી ઉતારીને તમારે તેને માન આપવું જોઇશે. એ ઉપરથી બાદશાહ જાણશે કે અહીં તેના નિમકહલાલ કોણ કોણ છે. આ હુકમ જે તોડશે તેનાં જાનમાલ જપ્ત થશે.**

[ લોક હસી પડે છે. ઢોલ વાગે છે ને સરઘસ આગળ ચાલે છે. ]

*————

૪૪ Fastnachtsaufzug. Fast=ઉપવાસ, Nacht=રાત્રી, Aufzug=સરઘસ. મહાત્મા જેસસ ક્રાઇસ્ટના પુનરુત્થાનના પર્વ પૂર્વે ચાળીસ દિવસ સુધી ઉપવાસ પાળવાનો સંપ્રદાય રોમન કેથોલિક પંથમાં છે, ને તેમાં અમુક રાત્રીએ અનેક વિચિત્ર ચેષ્ટાઓનાં સરઘસ નિકળે છે. આને અંગ્રેજીમાં Carnival Procession કહે છે

૪૫ ચુડીને આધારે શિલર અહીં 'આલ્ટૉર્ફની મધ્યે' ટોપી ચઢાવ્યાનું જણાવે છે, પણ અંક ત્રીજાના પ્રવેશ ત્રીજામાં 'આલ્ટૉર્ફ પાસેના મેદાનમાં' રંગભૂમિ આણે છે.

પહેલો કડીઓ : કેવી અલૌકિક જુક્તિ સુબાએ શોધી કાઢી છે! આપણે ટોપીને માન આપવું! બોલો, આવું કદી કોઈએ સ્વપ્નામાંય જોએલું?

મિસ્ત્રી : આપણે ટોપીને પગે પડવું! ભલા લોકની આ તે મશ્કરી કરે છે કે શું?

પહેલો કડીઓ : સમ્રાટનો મુગટ હોત તો તો હજીયે ઠીક હતું, પણ આ તો ઓઇષ્ટરરાઇષની[૪૬] ટોપી! જાગીરો બક્ષવામાં આવે છે, એ સુબાની હવેલીમાં સિંહાસન[૪૭] ઉપર લટકતી મેં એને જોએલી.

મિસ્ત્રી : ઓઇષ્ટરરાઇષની ટોપી! સાવધાન! આપણને ઓઇષ્ટરરાઇષને[૪૮] ચરણે નમાવવાનો આ તો પ્રપંચ છે.

કડીઆ : કોઇ પણ નાગરિક આવું અપમાન તો સહન કરે નહિ.

મિસ્ત્રી : ચાલો, આપણે બીજા લોકની સલાહ લેઈએ.

[ તેઓ પડદા પાછળ જાય છે. ]

ટૅલ : (ષ્ટાઉફ્ફાખરને) [૪૯]તમે બધું જાણો છો. આવજો, ભાઈ વૅનર!

*———

૪૬ સોનાનાં બાર લોલક અને વચ્ચે એક વર્તુળથી શણગારેલો ઓઇષ્ટરરાઇષના અમીરનો તાજ. અહીં પણ રોમન સમ્રાટ અને ઓઇષ્ટરરાઇષના રાજા વચ્ચેનો ભેદ સ્પષ્ટ સમજવાનો છે.

૪૭ હાબ્સબુર્ગ વંશના નેતા તરીકે, સમ્રાટ આલ્બ્રેષ્ટ શ્વીટ્સમાં આવતો, ત્યારે આર્ગાઉ પ્રાન્તમા લિમાટ નદીને કાંઠે આવેલા ષ્ટાઇન ત્સુ બાડનના કિલ્લામા રહેતો. ત્યાં ઓઇષ્ટરરાઇષના નામનુ સિંહાસન રાખેલું હતું. શ્વીટ્સ અમીરોને અહીંથી હાબ્સબુર્ગ તરફથી જાગીરો બક્ષવામા આવતી. શ્વીટ્સ લોકોએ આ કિલ્લાને ૧૪૧૫માં તોડી પાડેલો.

૪૮ ટોપીને નમવાનુ કહેવુ એ મહારાજ્યને બદલે ઓઇષ્ટરરાઇષને ચરણે નમાવવાનો પ્રપંચ.

૪૯ પૃ. ૨૯ ઉપરની ટૅલ અને ષ્ટાઉફ્ફાખરની વાતચિત કેવે પ્રકારે આગળ વધે છે તે આપણે જાણતા નથી, તેથી ઉરીની સ્થિતિ સંબધે કે ટૅલના

સ્ટાઉફ્ફાખર: ક્યાં જાઓ છો? અરે, આટલા ઉતાવળે ચાલ્યા જતા ના.

ટૅલ: ઘેર મારી વાટ જુએ છે, આવજો ભાઇ.

સ્ટાઉફ્ફાખર: તમારી સાથે વાતો કરીને હૈયું ખાલી કરવું છે.

ટૅલ: ભારે હૈયું વાતોથી ખાલી થાય ના.

સ્ટાઉફ્ફાખર: છતાંયે વાતોથી કામ કરવું સુઝે.

ટૅલ: ધીરજ રાખી છાનામાના બેશી રહેવું એજ અત્યારે કરવાનું છે.

સ્ટાઉફ્ફાખર: અસહ્ય હોય તે માણસથી કેમ સહન થાય?

ટૅલ: ઉતાવળીઓ ને જુલમી રાજા પોતાનું રાજ્ય પોતાનેજ હાથે ટુંકું કરી નાખે છે. જ્યારે પ્રચંડ દક્ષિણવાયુ ખીણોમાંથી નિકળે છે, ત્યારે લોકો ઘરનો દેવતા હોલવી નાખે છે, વહાણો ઉતાવળે બંદરોમાં પેશી જાય છે; આથી એ ભયંકર વાયુ આવ્યો એમ ચાલ્યો જાય છે, પાછળ કંઇ નિશાની મુકી જતો નથી, કંઇ હાનિ કરી શકતો નથી. સૌ પોતપોતાના ઘરમાં શાન્ત બેસો. શાન્તિપ્રિયની શાન્તિ કોઇ લુંટી લે નહિ.[50]

સ્ટાઉફ્ફાખર: એટલે?

ટૅલ: વગર છંછેડયે સાપ કરડે નહિ. દેશને શાન્ત રહેલો જોઇને એ પોતાની મેળેજ કંટાળશે.

*————

અભિપ્રાય સંબંધે કે નવા બંધાતા કિલ્લા સંબંધે આ શબ્દો બોલાય છે એ વિષે સ્પષ્ટ નિર્ણય આપી શકાતો નથી આવા એકએક પંક્તિના સંવાદને ગ્રીક નાટ્યશાસ્ત્રમાં stichomythy કહે છે ને તેમાં અલૌકિક બળ મુકી શકાય છે.

[50] અંક ૪ પ્ર. ૩માં: 'પોતાના દુષ્ટ પાડોશી સાથેય જે જંપીને રહે નહિ, તે અતિ પવિત્ર હોય, તોય શાન્તિમાં રહી શકે નહિ', એમ સ્ટ્રૂઇસી લુંટારાને ટૅલ કહે છે, તેમાંનો ભાવ આ કથનના ભાવથી સ્પષ્ટ રીતે વિરુદ્ધ છે.

ષ્ટાઉફ્ફાખર : આપણે સંપે જોડાઇએ તો ઘણું થઈ શકે

ટૅલ : વહાણ ભાગ્યે પોતેજ પોતાને સાચી મદદ કરી શકે.

ષ્ટાઉફ્ફાખર : ત્યારે આવા સાર્વજનિક કામને તમે ત્યજી જશો ?

ટૅલ : સાચી રીતે સૌ પોતપોતાનાજ ઉપર વિશ્વાસ રાખી શકે.

ષ્ટાઉફ્ફાખર : પણ સંપે બધાયે નિર્બળ પણ બળવાન બને છે.

ટૅલ : બળવાન એકલો હોય ત્યારેજ સૌથી વધારે બળવાન બને છે.

ષ્ટાઉફ્ફાખર : ત્યારે તો, પિતૃભૂમિ નિરાશ થઇને આત્મરક્ષણને માટે હથિયાર ઉપાડે, તેવે સમયે તમારા ઉપર તો આધાર રાખી શકે નહિજ ને ?

ટૅલ : ટૅલ કોતરમાં ખોવાએલા ઘેટાને પણ બચાવી લાવે; અને ત્યારે શું એ પોતાના મિત્રોને ત્યજી દેશે ? પણ તમારે જે કરવું હોય તેની સલાહમાથી મને બાતલ રાખો—વિચારો અને ઠરાવો કરતાં મને આવડતા નથી; ઠરાવ થયે ટૅલની તમને જરૂર પડે ત્યારે એને બોલાવજો, અને ત્યારે એ પાછી પાની નહિ કરે.

[ જુદી જુદી દિશામાં ચાલ્યા જાય છે, એવામા પાલખો ઉપર ઓચિંતો કોલાહલ મચી રહે છે ]

મિસ્ત્રી ( ઉતાવળો આવી ) : છે શું ?

પહેલો કડીઓ ( બુમ પાડતો આવી ) : કડીઓ છાપરેથી પડી ગયો !

[ બર્ટા અનુચરો સાથે આવી પહોચે છે. ]

બર્ટા : એ છુંદાઇ ગયો ? દોડો, બચાવો, મદદ કરો—બને તો બચાવો, આ સોનું લો—

[ લોકોની અંદર પોતાના દાગીના ફેંકે છે. ]

મિસ્ત્રી : બળ્યું તમારૂ સોનું—તમારે[૫૧] હિસાબે તો સોને જ બધું

*———

[૫૧] તમારે એટલે માત્ર બર્ટાને નહિ પણ સમસ્ત ઓસ્ટ્રિયાને. બર્ટા સુપ્રા ગૅસ્લરની સગી ને ઓસ્ટ્રિયાની કન્યા હતી, તેથી લુસ

ખરીદી શકાય; બાપને બાળકોથી અને પુરુષને પત્નીથી તમે લોકોએ વિખુટાં પાડ્યાં છે, અને સારા દેશને શોકથી છાઇ નાખ્યો છે. તેનો બદલો સોનાથી વાળવા ધારો છો? જાઓ, જાઓ! તમારા આવ્યા પહેલાં અમે સુખી હતા, તમારી સાથે જ અહીં નિરાશા આવી છે.

બર્ટા (ફરીગો પાછો આવે છે તેને): એ જીવતો છે? (ફરીગો નિશાની કરી ના પાડે છે) અહા શાપિત કિલ્લા, શાપ થકી તું ચણાયો ને શાપ જ તારામાં વાસ કરશે.

[ જાય છે. ]

---

## પ્રવેશ ૪

સ્થળ: વાલ્ટર ફુર્સ્ટનું ઘર

(વાલ્ટર ફુર્સ્ટ અને આર્નોલ્ડ ફૉન મૅલ્ષટાલ જુદી જુદી દિશાએથી સાથે જ પ્રવેશે છે)

મૅલ્ષટાલ: બાપુ વાલ્ટર ફુર્સ્ટ—

વાલ્ટર ફુર્સ્ટ: વખતે તેઓ ઓચિંતા આવી પડશે તો! છો ત્યાં જ રહો. ચારે દિશામાં ગુપ્તચરો ફરે છે.

મૅલ્ષટાલ: ઉંટરવાલ્ડનમાંથી કશા સમાચાર મળ્યા નથી? મારા પિતા તરફના કશા સમાચાર મળ્યા નથી? કેદીની પેઠે આમ નિરર્થક મારાથી હવે બહુ બેશી રહેવાતું નથી. ખુનીની પેઠે આમ સંતાઇ રહેવા જેવો તે મેં શો અપરાધ કર્યો છે? મારા બળદ–હળે જોડવાની સુંદર જોડ–મારી આંખો સામે સુબાના[૫૨] હુકમથી છોડી જતો હતો, તેની આંગળી મેં મારી લાકડીથી ભાંગી નાખી, એ જ.

*———

બાઇને મિસ્ત્રી તેને પણ ભુંડી માને છે; એને લોક સાચી રીતે ઓળખતા નથી, કે અંદરથી એ સ્વીટ્સ પ્રત્યે સહાનુભૂતિ રાખે છે અંક ૩ પ્રવેશ ૨મા એ વાત સ્પષ્ટ રીતે પ્રકટ થાય છે

[૫૨] ઉંટરવાલ્ડનનો સુબો બેરિંગર ફૉન લાણ્ડનબર્ગ. ટીપ ૧૯ જોશો.

વાલ્ટર ફુઇર્સ્ટ : તમે બહુ જ ઉદ્ધત છો. એ સુબાનો નોકર હતો. તમારા ઉપરિ અધિકારીએ એને મોકલ્યો હતો. તમે અપરાધ કર્યો છે અને તમારે સજાને માટે તૈયાર થવું ઘટે. પછી એ સજા ગમે તેટલી ભારે હોય.

મેલ્ષટાલ : ત્યારે શું 'ખેડુતને રોટલો ખાવો હોય તો એણે પોતે હળ ખેંચવું જોઈએ' એવા એ નિર્લજ્જના શબ્દો મારે સહન કરવા? બળદોને—એ સુંદર પ્રાણીઓને—એ નોકરે હળેથી છોડી નાખ્યા ત્યારે મારો જીવ કપાઇ ગયો; બળદો પણ જાણે અન્યાયની લાગણી સમજતા હોય એમ મોટેથી બરાડ્યા ને એમણે એને શીંગડેથી ઉથલાવી પાડ્યો. સ્વાભાવિક રીતે જ ક્રોધવશ થઈને, જાત ઉપર કાબુ નહિ રહ્યાથી મેં એને ફટકાવ્યો.[૫૩]

વાલ્ટર ફુઇર્સ્ટ : અરે, અમે અમારા પોતાના ક્રોધને સમાવી શકતા નથી, તો પછી આ ચંચળ જુવાનીઆ કેમ કરી ખામોશ પકડે?

મૅલ્ષટાલ : મારા પિતાને કારણે મને સન્તાપ થાય છે—એમની ચાકરી કરવાની જરૂર છે, ત્યારે એમનો પુત્ર આજ દૂર સંતાતો ફરે છે. સુબો એમના ઉપર બળે છે, કારણકે હક અને સ્વતંત્રતાને માટે એ સદા લડતા આવ્યા છે. એ લોકો હવે એ વૃદ્ધ પુરુષ ઉપર જુલમ કરશે અને એ જુલમમાંથી બચાવનાર અત્યારે એમની પાસે કોઇ નથી. મારૂં ગમે તે થાઓ, પણ હું તો ત્યાં જવાનો જ.

વાલ્ટર ફુઇર્સ્ટ : જરા થોભો, વનપ્રાંતમાંથી કંઇક સમાચાર આપણને મળે ત્યાં સુધી હિંમત ધરી શાન્તિ પકડો. કોઇ બારણું ઠોકતું સંભળાય છે, અંદર જાઓ—વખતે સુબાનો સિપાઇ—અંદર જાઓ. તમે ઉરીમાં પણ લાણ્ડનબર્ગના

*————

૫૩ ભૂમિકામા ચુડીએ આપેલા ઇતિહાસમાં આ પ્રસંગ જોશો.

હાથથી બચી શકો એમ નથી, કારણકે જુલમગારો એક બીજાને સહાયતા આપે છે.

મૅલ્ષટાલ: આપણે શું કરવું તે એજ લોક આપણને શીખવે છે.

વાલ્ટર ફુઇર્સ્ટ: જાઓ, અહીં સલામત જણાશે ત્યારે તમને પાછા બોલાવીશ. ( મૅલ્ષટાલ અંદર જાય છે ) અરે બિચારો અભાગીઓ! મને એનું જે માઠું ભવિષ્ય દેખાય છે તે હું એને શી રીતે કહી શકું? જેટલી વાર બારણાં ખખડે છે, તેટલી વાર મને અમંગળ શંકાઓ થાય છે. એકેએક ખુણે વિશ્વાસઘાત અને શંકા દેખાયા કરે છે. ઘરના છેક અંદરના ભાગ સુધી ગુપ્તચરો ઘુસે છે. હવે તો જલદી જ બારણાંને આગળા ને તાળાં દેવાં[૫૪] જોઇશે. ( બારણું ઉઘાડે છે ને વૅર્નર ષ્ટાઉફ્ફાખરને અંદર આવતો જોઇ ચમકીને પાછો પડે છે. ) અરે આ શું? તમે ભાઇ વૅર્નર! અહા પ્રભુ! આવા વહાલા મોંઘા મેમાન—આ ઉમરા ઉપર કદી આવા સારા અતિથિએ હજી પગ મુકયો નથી. આવો ભાઇ આવો, મારૂં ઘર પાવન થયું! અહીં કેમ આવવું થયું, ભાઇ? ઉરીમાં તમને શાની જરૂર પડી?

ષ્ટાઉફ્ફાખર: પ્રાચીન જુગની અને પ્રાચીન સ્વીટ્સની.

વાલ્ટર ફુઇર્સ્ટ: એ તો તમે જ તમારી સાથે લેતા આવ્યા છો—જુઓ મને કેટલો આનંદ થાય છે. મારૂં હૃદય તમારાં દર્શનથી જ ધડકે છે. બેસો ભાઇ વૅર્નર; શાણા ઇબર્ગનાં બુદ્ધિમાન પુત્રી, તમારાં ભલાં પત્ની ગેર્ટ્રુટને મુકીને કેમ આવવું થયું? ડૉઇચલાણ્ડમાંથી નીકળેલા અને માઇન્રાટને[૫૫]

*

[૫૪] નૉર્વેની પેઠે સ્વીટ્સના આછી વસ્તીવાળા પર્વતપ્રદેશોમાં આજે પણ આગળા ને તાળા બહુ દેવાતાં નથી; શુદ્ધ જીવન અને પરસ્પર વિશ્વાસ એટલો બધો ત્યાં વ્યાપક છે.

[૫૫] ડૉઇચલાણ્ડથી ( જર્મનિથી ) નિકળી માઇન્રાટનો મઠ ( આઇન-ઝીડેલન ), ( નોધ ૩૯ જોશો ) ત્યાંથી ષ્ટાઇનન—ષ્ટાઉફ્ફાખરનુ ઘર, ત્યાંથી

મઠે થઇને ઇટાલી જતા એકેએક જાત્રાળુ તમારા સત્કારશીલ ઘરની પ્રશંસા કરે છે. પણ ભાઈ કહો, તમે ફ્લુઇલન થઇને અહુણા જ ચાલ્યા આવો છો; તમે આ ઉમરે પગ મુક્યો તે પહેલાં રસ્તામાં કશું અવનવું જોયું નહિ?

સ્ટાઉફ્ફાખર: ( બેશીને ) રસ્તે આવતાં એક નવું મકાન બંધાતું જોઇને હું ચકિત થયો અને નારાજ પણ થયો.

વાલ્ટર ફુઇર્સ્ટ: એક પલકારામાં તમે એ સમજી ગયા છો, મિત્ર.

સ્ટાઉફ્ફાખર: ઉરીમાં તો આવું કદી બનેલું નહિ, માણસની સાંભરમાં તો આવું કેદખાનું અહીં કદી બંધાએલું નહિ; અને કબર સિવાય કોઇ મકાન આવું બંધીઆર હતું પણ નહિ.

વાલ્ટર ફુઇર્સ્ટ: અને એ સ્વતંત્રતાની કબર જ છે. તમે ઠીક નામ આપ્યું.

સ્ટાઉફ્ફાખર: ભાઇ વાલ્ટર ફુઇર્સ્ટ, હું તમને સાફ સાફ કહી દઇશ. હું કંઇ માત્ર જિજ્ઞાસાને ખાતર અહીં આવ્યો નથી, ભારે ચિંતાથી હું ઘેરાઇ ગયો છું. જુલમથી ઘર છોડીને આવ્યો, તો અહીં પણ જુલમ જ દેખું છું. આપણે જે સહ્યું છે, તે હવે સહેવાય એમ નથી; અને પ્રભુ જાણે આ જુલમ-ની હદ ક્યાં આવશે! અતિ પ્રાચીન કાળથી શ્વીટ્સજન સ્વતંત્ર હતો. આપણને સ્વાસ્યરાજ્યનો અભ્યાસ પડ્યો છે. આ પર્વત ઉપર સૌથી પ્રથમ જ્યારે ગોવાળ ઢોર ચારવા ચઢ્યો હશે, ત્યારથી કદી આવું આ દેશમાં બન્યું જાણ્યું નથી.

વાલ્ટર ફુઇર્સ્ટ: આવી સ્થિતિ કદી બનેલી નહિ! આપણા આટિંગહાઉઝનના ઉદાર અમીર પણ એમ જ કહે છે કે

* ફ્લુઇલન, ત્યાથી આલ્ટૉર્ફ—વાલ્ટર ફુઇર્સ્ટનુ ઘર અને ત્યાંથી ઇટાલિ; એ જાત્રાળુનો જાત્રામાર્ગ નકશામા જોશો.

આવું તો હવે સહન થઇ શકે ના. એમણે તો પ્રાચીન સમય જોયો છે.

સ્ટાઉફ્ફાખર : પેલી પાર વનપ્રદેશમાં પણ આવો જુલમ ચાલી રહ્યો છે અને એનો બદલો લોહીથી લેવાયો છે—સમ્રાટનો રોસબર્ગવાળો હાકેમ પરનારી ઉપર મોહમાં પડયો. આલ્ઝેલનવાળા બાઉમગાર્ટનની સ્ત્રીનો અતિ ભ્રષ્ટ ઉપયોગ કરવા એણે ઇચ્છયું અને તેથી તેના પતિએ તેને પરશુ વડે ઠાર કર્યો.

વાલ્ટર ફુઇર્સ્ટ : અહા, પ્રભુનો ન્યાય યોગ્ય જ છે!—બાઉમગાર્ટન! શું કહો છો? એ તો ભલો માણસ છે! માર્યા છતાંય તે ઉગરી ગયો ને સંતાઇ શકયો?

સ્ટાઉફ્ફાખર : તમારા જમાઇએ તેને સરોવર પાર ઉતારી દીધો; મેં મારે ત્યાં સ્ટાઇનનમાં એને સંતાડયો છે. ઝાર્નનમાં જે કેર વર્તે છે તે એણે જ મને કહી સંભળાવ્યો; એ સાંભળીને એકેએક સહૃદય માનવીના હૃદયમાંથી લોહી ઝરે.

વાલ્ટર ફુઇર્સ્ટ : ( આતુરતાથી ) મને કહી તો સંભળાવો, હું સાંભળું તો ખરો કે કેવોક જુલમ વર્ત્તે છે!

સ્ટાઉફ્ફાખર : કૅન્સ[૫૬] ગામે થઈને આગળ જતાં મૅલ્ષટાલ કરીને ગામ આવે છે, ત્યાં એક ન્યાયપરાયણ માણસ રહે છે. બધા એને હાલ્ડનવાળો હાઇન્રિક[૫૭] કહીને બોલાવે છે અને એનો બોલ પંચાયતમાં વજનદાર ગણાય છે.

વાલ્ટર ફુઇર્સ્ટ : એ તો કોણ નથી જાણતુ? એનું શું થયું? કહો કહો, વાત પૂરી કરો.

સ્ટાઉફ્ફાખર : એના દીકરાએ કંઇ નજીવો અપરાધ કર્યો હશે, તેની સજામાં લાણ્ડનબર્ગે એને હળેથી ઉત્તમ બળદની

*———

૫૬ ભૂમિકામાં ચુડીએ આપેલા ઇતિહાસમાં આ પ્રસગ જોશો.

૫૭ હાઇન્રિકને અગ્રેજીમાં હેન્રી કહે છે, હાલ્ડન એટલે પર્વતનો ઢોળાવ.

જોડ છોડી લાવવાનો હુકમ કર્યો; લાન્ડનબર્ગનો જે ચાકર એ બળદ છોડવા ગયો તેને એણે માર્યો ને પછી નાશી ગયો.

વાલ્ટર ફુઈસ્ટ : ( અતિ આતુરતાથી ) પણ એના પિતાનું – બોલો, એનું શું થયું ?

સ્ટાઉફ્ફાખર : લાન્ડનબર્ગે તેના પિતાને બોલાવી મંગાવ્યો અને તેના પુત્રને હાજર કરવા ફરમાવ્યું. અને તે વૃદ્ધ પુરુષે સોગન ખાઇને સાચેસાચું કહી દીધું કે એ નાઠેલાના કશા સમાચાર મને મળ્યા નથી. ત્યારે તેના ઉપર બળાત્કાર કરવાને પોતાના ચાકરોને બોલાવ્યા —

વાલ્ટર ફુઈસ્ટ : ( ચમકે છે ને તેને બીજી બાજુએ લઇ જાય છે. ) અરે, બસ ચુપ કરો !

સ્ટાઉફ્ફાખર : 'તારો છોકરો તો છટકી ગયો છે, પણ તું તો મારે હાથ આવ્યો છે ને ?' એમ કહી એ વૃદ્ધ પુરુષને જમીન ઉપર પટકયો ને તેની આંખોમાં લોઢાના ધિકધિકતા સળીઆ ખોશી ઘાલ્યા —

વાલ્ટર ફુઈસ્ટ : અરે ભગવાન !

મૅલ્ષટાલ : ( બહાર ધશી આવીને ) આંખોમાં ? ખરૂં કહો છો ?

સ્ટાઉફ્ફાખર : ( ચકિત થઇને વાલ્ટર ફુઈસ્ટને ) આ જુવાન કોણ છે ?

મૅલ્ષટાલ : ( તણાઇ જતો હોય એમ તેને પકડીને ) આંખોમાં ? બોલો !

વાલ્ટર ફુઈસ્ટ : અરેરે, બહુ ભુંડું થયું !

સ્ટાઉફ્ફાખર : આ છે કોણ ? ( તેને વાલ્ટર ફુઈસ્ટ એને નિશાની કરે છે. ) આ જ એમનો પુત્ર ? ભલા ભગવાન !

મૅલ્ષટાલ : અને મારે આમ દૂર ભાગવું ? એમની બન્ને આંખોમાં ?

વાલ્ટર ફુઈસ્ટ : શાન્ત થાઓ ! વીરની પેઠે સહન કરો !

મૅલ્ષટાલ : મારી ભૂલને માટે, મારા અપરાધને માટે ! – અંધ થયા ? ખરેખર અંધ ! ને કેવળ અંધ !

સ્ટાઉફ્ફાખર: હા; દૃષ્ટિનું ઝરણું સુકાઇ ગયું છે, હવે સૂર્યપ્રકાશ ફરી કદી જોઇ શકશે નહિ.

વાલ્ટર પુઇસ્ટ: એમનો સંતાપ દૂર થાઓ!

મૅલ્ષટાલ: નહિ! ફરી કદી નહિ! (આંખો ઉપર હાથ દેઇ દે છે અને થોડી વાર મૌન ધરે છે, પછી ઘડીમાં એક તરફ ને ઘડીમાં બીજા તરફ જુએ છે ને ડુસકા ખાતો ખાતો કરુણ સ્વરે બોલે છે) અહા, આંખનું તેજ એ તો દેવદત્ત ઉત્તમ દાન. એકેએક પ્રાણી પ્રકાશ વડે જીવે છે, એકેએક ભાગ્યશાળી જીવ–વનસ્પતિ પણ–આનંદે પ્રકાશ તરફ વળે છે અને એમને તો રાત્રીમાં–અનંત અંધકારમાં–બેશી રહેવું પડવાનું ને દુઃખ ખમવું પડવાનું! ખેતરોનો આનંદજનક લીલો અને ફુલોનો વિવિધ રંગ હવે એમને આનંદ આપી શકશે નહિ; પ્રભાત અને સંધ્યાના સૂર્યપ્રકાશથી રાતાં[૫૮] બની રહેલાં પર્વતનાં હિમ-શિખરોને હવે એ જોઇ શકશે નહિ.–મરવું એમાં તો કઇજ નથી, પણ જીવવું અને ના જોવું એ તો ખરેખર દુર્ભાગ્ય છે. શા માટે આમ શોકદૃષ્ટિએ મારા તરફ જોઈ રહ્યા છો? મારે ખાસ્સી બે આંખો છે, અને છતાંયે અંધ પિતાને એક પણ આપી શકતો નથી. મારી આંખને આંજી નાખ-નારા આ અતિ ઉજ્જવલ પ્રકાશભંડારનું એક કિરણ પણ આપી શકતો નથી!

સ્ટાઉફ્ફાખર: અરેરે, તમારૂં દુઃખ મટાડવાને બદલે વધારવાનું મારે નશીબે છે. એટલાથી યે સુબો ધરાયો નહિ! કારણકે એણે એમનું સર્વસ્વ લુંટી લીધું છે; લાકડી વગર કશું રહેવા દીધું નથી. એમને નાગા આંધળા બારણેબારણે રઝળતા કરી મુકયા છે.

મૅલ્ષટાલ: એ અંધ વૃદ્ધજન પાસે લાકડી વગર કશું નહિ! સર્વસ્વ અને વળી સૂર્યપ્રકાશ, નિર્ધનનું પણ જન્મસિદ્ધ

---

[૫૮] પ્રભાત તથા સંધ્યાનાં સૂર્યકિરણોથી હિમશિખરો રાતે રંગે રંગાય છે.

ધન, તે પણ લુંટી લીધું—હવે શોભવાનું, સંતાઇ રહેવાનું મને કહેતા જ ના! પિતા, હું કેવો ભ્રષ્ટ બાયલો કે મેં તમારી સલામતીને બદલે મારી સલામતી શોધી! અને જામીનગીરિમાં તમારૂં પ્રિય મસ્તક જુલમગારના હાથમાં સોંપ્યું! ભીરુ સાવધાનતા, દૂર થા. લોહી રેડયા સિવાય હવે મને બીજું કશુ ખપે નહિ હું ત્યાં જવાનો—હવે મને કોઇ અટકાવી શકશે નહિ પિતાની આંખો એ સુબા પાસેથી લેવાનો હક કરીશ—એના બધા માણસો વચ્ચેથી એને શોધી લઇશ.[૫૯] જો હું મારી તીવ્ર, ભયંકર વેદના એના હ્રદયના લોહીમાં ઠંડી કરી શકું તો પછી મારા જીવનની મને કશી પરવા નથી! (જવા માંડે છે.)

વાલ્ટર ફુર્ઇસ્ટ : પ્રિય ભાઇ, તમે એને શું કરી શકશો? એ એના ઉંચા બળવાન કિલ્લામાં બેઠો છે ને તેની મજબુત ભીંતોમાં રહી નિર્બળ ક્રોધની મશ્કરી કરે છે.

મૅલ્ષટાલ : ગમે તો એ શ્રૅકહૉર્નના હિમશિખર ઉપર ચઢીને બેઠો હશે, કે ગમે તો એથીયે ઉંચે જ્યાં અનાદિ કાળથી યુંગફ્રાઉ શિખર બરફના બુરખામાં ભરાઇ રહ્યું છે, ત્યાં જઇ બેઠો હશે—ત્યાં પણ હું મારો માર્ગ કરી લેઇશ. મારા જેવા વિચારના વીશ જુવાનોને સાથે જઇને તેનો કિલ્લો તોડીશ. અને જો મારી સાથે કોઇ નહિ આવે, જો તમે બધા પણ તમારાં ઘર ને ઢોર જવાના ભયથી અત્યાચારીઓની ધુંસરી આગળ માથું નમાવશો—તો ખુલ્લા આકાશમંડળ નીચે વિચારો જ્યાં શુદ્ધ છે અને હ્રદયો જ્યાં સ્વચ્છ છે, ત્યાં જઇશ ને ત્યાંના પહાડોમાંથી ગોવાળોને એકઠા કરીશ, ત્યાં એમને આ ભયંકર જુલમોની બધી વાતો કહીશ.

*————

૫૯ ભૂમિકામા ચુડીએ આપેલા ઇતિહાસમાં આ પ્રસંગ જોગો

સ્ટાઉફ્ફાખર: (વાલ્ટર ફુર્સ્ટને) વાત બહુ વધી ગઇ છે, પણ આપણે થોભવું જોઇએ, જ્યાં સુધી સીમાએ —

મૅલ્ષટાલ: આંખની કીકીઓજ પોતાના ગોખમાં સલામત નથી, તો પછી હવે બીજી કઇ સીમાની વાટ જોવી? શું આપણે અનાથ છીએ? ધનુષ ખેંચવાનું અને ભારે યુદ્ધપરશુ ફેરવવાનું આપણે શું કરવા શીખેલા? પ્રાણીમાત્રને નિરાશાના સંતાપથી રક્ષણ પામવાને સાધન મળ્યાં છે. થાકેલું હરણ થંભી જાય છે ને શિકારી કુતરાઓને પોતાનાં ભયંકર શીંગડાં દેખાડે છે, વળી કોઈ વાર તો શિકારીને નીચે કોતરમાં નાખી[૬૦] ચીરી નાખે છે. માણસની સાથે તેના ઘરમાં રહેતો[૬૧] હળનો ગરીબ બળદ ધુંસરી નીચે પોતાની બળવાન ખાંધ સહનશીલ થઇ નમાવે છે, પણ શત્રુ સામે તો ઉશ્કેરાઇને ઉછળે છે, ને પોતાનાં અણીઆળાં શીંગડાંએ ચઢાવી તેને આકાશમાં ઉછાળે છે.

વાલ્ટર ફુર્સ્ટ: જે રીતે આપણે ત્રણ જણ[૬૨] માનીએ છીએ, તે રીતે ત્રણે પ્રાન્તો માનતા હોય તો આપણે કદાચ કંઇક કરી શકીએ ખરા.

*————

[૬૦] આલ્પ પર્વતમાંના Gemse (અં. Chamois) નામના હરણને માટે એમ મનાય છે કે એ છેક નિરાશ થઇ જાય છે, ત્યારે પાછું વળી શિકારી ઉપર ધસે છે અથવા કોતરની ભેખડ સામે તેને શીગડાંથી હડસેલી ઘાલે છે. આત્મરક્ષણને માટે આમ કરે છે એમ સ્વીટ્સલોક માને છે અને આમ શિકારી ઉપર હુમલા કરેલાના દાખલા મળી આવે છે.

[૬૧] પ્રાચીનકાળે ડૉઇચલાણ્ડમાં (જર્મનિમા) અને સ્વીટ્સમા લોક ઘરપશુને પોતાની સાથે ઘરમાંજ રાખતા.

[૬૨] વાલ્ટર ફુર્સ્ટ, સ્ટાઉફ્ફાખર અને મૅલ્ષટાલ એ ત્રણ જણ ઉરી, સ્વીટ્સ અને ઉટરવાલ્ડનના વૃદ્ધાવસ્થાના, આધેડ વયના અને જુવાનીના તેમજ સાવધાનતાભરી ચિંતાના, શૌર્યભર્યા ડહાપણના તથા સલાહભરી ઉછળતી શક્તિના અનુક્રમે પ્રતિનિધિઓ છે. અત્યાર સુધીમાં ત્રણે પ્રાન્તોમાં

સ્ટાઉફ્ફાખર : જો ઉરી પહેલ કરે ને ઉંટરવાલ્ડન મદદ કરે, તો મિત્રતાના પ્રાચીન[૬૩] બંધનને માન આપવા શ્વીટ્સ તત્પર છે.

મૅલ્ષટાલ : ઉંટરવાલ્ડનમાં મારે ઘણા સંબંધીઓ છે અને સ્વદેશના હે પવિત્ર પિતાઓ, જો તેમની પીઠ થાબડનાર અને રક્ષણ કરનાર કોઇ હોય તો એકેએક પોતાનું લોહી રેડવા તૈયાર છે. તમો અતિ અનુભવી પુરુષોની સામે હું એક નાનો બાળક આવી વાતો કરૂં છું – નાને મ્હોંએ મોટી વાતો બોલું છું. હજી તો પંચાયતમાં સભ્યતાને ખાતર પણ બોલી શકું નહિ. હું નાનો છું, બીન અનુભવી છું; પણ એટલે જ કારણે મારા શબ્દો અને મારી સલાહની અવગણના કરશો ના. જુવાન લોહીના ઉછાળાથી નહિ, પણ ખડકના પત્થરને પણ દયા ઉપજાવે એવા અતિશય સંતાપના દુઃખબળથી પ્રેરાઉં છું. તમે પિતાઓ છો, તમારાં ઘરબારના કર્તાહર્તા છો; અને તમારા મસ્તકના પવિત્ર વાળને માન આપે તથા તમારી આંખોના તારાનું, પવિત્ર માની, રક્ષણ કરે એવા સદ્‌ગુણી પુત્રની ઈચ્છા કરોજ. તમારો જાનમાલ હજી જોખમમાં આવ્યો નથી, તમારી આંખો પોતાના ગોખમાં હજી સલામત અને અણીશુદ્ધ છે; એટલા જ માટે, અરેરે, અમારાં દુઃખની અવગણના કરતા ના. તમારી પોતાની ઉપર પણ જુલમગારની તલવાર લટકે છે, તમે પણ ઓઇસ્ટરરાઇષની જમીન પચાવી પડયા છો; મારા પિતાનો બીજો કશો દોષ ન હતો, તમારો પણ એ જ અપરાધ છે, એજ સજાને પાત્ર છો.

સ્ટાઉફ્ફાખર : (વાલ્ટર ફુઇર્સ્ટને) તમે ઠરાવ કરો! હું અનુસરવા તૈયાર છું.

*———

સુબાઓના અત્યાચારનુ દિગ્દર્શન થયુ છે. તેઓ અત્યાચારમા એકબીજાને મદદ કરે છે, લોકો કંટાળી ગયા છે અને લોકના એ ત્રણ પ્રતિનિધિઓ હવે શુ કરવું એના ઘાટ ઘડી રહ્યા છે.

૬૩ ઇ. સ. ૧૨૯૧માં ત્રણ પ્રાન્તોએ બાંધેલુ તે

વાલ્ટર ફુર્ઇસ્ટ: ઝીલીનન અને આટિંગહાઉઝનના ડાહ્યા ઉમરાવોની શી સલાહ છે, તે જાણીએ તો ઠીક, એમ ઈચ્છા થાય છે. મને તો લાગે છે કે એમના નામથી અનેક મિત્રો આપણને મળી આવશે.

મૅલ્ષટાલ: આ વનપ્રાન્તોમાં તમારા અને તમારા[૬૪] વિના બીજા કોનું નામ વધારે લોકમાન્ય છે? એવાનાં નામની લોકો સાચી કિંમત આંકે છે, તમારાં નામ દેશમાં ગાજી રહ્યાં છે. પિતાના સદ્‌ગુણો તમને વારસામાં મળેલા છે, અને તમે જાતે પણ એમાં બહુ ઉમેર્યા છે. ઉમરાવોની[૬૫] આપણે શી પરવા છે? આપણે પોતેજ કામ પાર ઉતારીએ. દેશમાં આપણે એકલાજ હોત તો હું માનું છું કે આપણે પોતેજ આપણું રક્ષણ કરવા સમર્થ હોત.

સ્ટાઉફ્ફાખર: ઉમરાવોને આપણા જેવાં કષ્ટ સહેવાં પડતાં નથી, સપાટી ઉપરની વસ્તુઓનો નાશ કરનાર પાણીનું પૂર હજી એટલે ઉંચે ચઢ્યું નથી—તોપણ, દેશને જ્યારે હથિયારબંધ થએલો જોશે, ત્યારે તેઓ પણ કેડ બાંધ્યા સિવાય રહેશે નહિ.

વાલ્ટર ફુર્ઇસ્ટ: આપણી અને ઓઇષ્ટરરાઇષની વચ્ચે કોઇ મધ્યસ્થ હોય, તો ન્યાયે અને કાયદાએ કરી નિકાલ લાવી શકાય. પણ, આપણા ઉપર જે જુલમ કરે છે, તેજ આપણો સમ્રાટ[૬૬] છે ને તેજ આપણો સર્વોપરિ ન્યાયાધીશ

---

૬૪ તમારા અને તમારા: વાલ્ટર ફુર્ઇસ્ટના અને સ્ટાઉફ્ફાખરના એમ દરેકને જુદું જુદું સંબોધન કરીને કહે છે.

૬૫ મેલ્ષટાલને ઉમરાવો ઉપર વિશ્વાસ નથી, કારણકે બેરિંગર ફૉન લાન્ડનબર્ગ (ટીપ ૧૯ જોશો) ઓઇષ્ટરરાઇષને મળી ગયો હતો અને રૂડન્સ (નાટક ૨ પ્રવેશ ૧) મળી જવાની તૈયારીમાં હતો—મળી જ ગયો હતો; તેમ બીજા પણ મળી જાય.

૬૬ સમ્રાટ એટલે કે સમ્રાટને પદે બિરાજતો ઓઇષ્ટરરાઇષનો રાજા. (નોંધ ૨૮ જોશો)

છે—ત્યારે તો ભગવાનેજ આપણને આપણાં હથિયાર વડે સ્હાયતા દેવી જોઇએ. (સ્ટાઉફ્ફાખરને) તમે શ્વીટ્સના પુરુષોને જગાવો, હું ઉરીમાંથી મિત્રો મેળવી કાઢીશ, પણ ઉંટરવાલ્ડનમાં કોને મોકલીશું?

મૅલ્ષટાલ: મને મોકલો—બીજા કોને વધારે લેવાદેવા છે?

વાલ્ટર ફુઇર્સ્ટ: તમને તો ના જવા દઉં; તમે મારા અતિથિ છો, તમારી સલામતીનો હું જોખમદાર છું.

મૅલ્ષટાલ: મને જવા જ દો! વનની ગુપ્ત ગલીઓ અને પર્વતના ઘાટ મારા જાણીતા છે; વળી ત્યાં મારે અનેક મિત્રો છે, તેઓ મને શત્રુથી ગુપ્ત રાખી શકે અને રક્ષણ આપી શકે એમ છે.

સ્ટાઉફ્ફાખર: પ્રભુના આશીર્વાદ દેઇ એને મોકલો. ત્યાં કોઇ વિશ્વાસઘાતક નથી—જુલમથી લોક ત્યાં એટલા કકળી ઉઠ્યા છે કે જુલમગારનો કશો લાગ ફાવશે નહિ. ઉંટરવાલ્ડનના ઉત્તર પ્રદેશમાં બાઉમગાર્ટન જઇને સહાનુભૂતિ પ્રાપ્ત કરશે ને લોકને ઉશ્કેરશે.

મૅલ્ષટાલ: પણ અત્યાચારીઓને શંકા પડે તો તેમને છેતરીને અમારે સાચા સમાચાર તમને કેવી રીતે મોકલવા?

સ્ટાઉફ્ફાખર: બ્રુનન અથવા તો ટ્રાઇબ આગળ આપણે એકઠા થવું; ત્યાં વેપારીઓનાં વહાણ લાંગરે છે.

વાલ્ટર ફુઇર્સ્ટ: એમ ખુલ્લી રીતે આપણે કામ કરી શકીએ નહિ—મારી યોજના સાંભળો, બ્રુનન તરફ જતાં સરોવરની ડાબી બાજુએ મિટનષ્ટાઇનને બરાબર સામે કાંઠે વનમાં ગુપ્ત ચોગાન આવેલું છે; ગોવાળ લોકો એને રૂઇટ્લી કહે છે, કારણ કે તે ભાગનું વન કાપી નાખીને સાફ મેદાન કરી નાખેલું છે. ત્યાંજ અમારા પ્રાન્તની અને

(મૅલ્ષટાલને) તમારા પ્રાન્તની સીમાઓ મળે છે,[૬૭] અને (ષ્ટાઉફ્ફાખરને) તમે શ્વીટ્સ પ્રાન્તમાંથી સામાન્ય મછવામાં પણ આવી શકો. રાતને સમે ઉજ્જડ રસ્તે થઇને આપણે ત્યાં જઇ શકીએ અને ગુપ્ત રીતે[૬૮] સલાહ કરી શકીએ. આપણાં હૃદય સાથે મળી શકે એવા દશ દશ વિશ્વાસુ માણસ દરેક જણ લેતો આવે, સૌ મળીને આ દેશ-કાર્ય સંબંધે વિચાર કરીએ, અને પ્રભુને સાક્ષી રાખી પાર ઉતારીએ.[૬૯]

ષ્ટાઉફ્ફાખર: ભલે, તથાસ્તુ! ત્યારે તમારો પ્રામાણિક જમણો હાથ[૭૦] મારા હાથમાં મુકો, તમે પણ તમારો[૭૦] મુકો; અને એમ, આપણે ત્રણ જણા ખુલ્લે દિલે, વિનાકપટે, માંહો-માંહે હાથ મિલાવીએ છીએ, તેવીજ રીતે આપણે ત્રણે પ્રદેશોવાળા જીવનેમરણે જયેપરાજયે સાથે ઉભા રહીએ.

વાલ્ટર ફુઇર્સ્ટ અને મૅલ્ષટાલ: જીવનેમરણે—જયેપરાજયે!

[ થોડીવાર સુધી વગર બોલ્યેચાલ્યે તેઓ એકબીજાના હાથમાં હાથ રાખી રહે છે. ]

મૅલ્ષટાલ: અંધ, વૃદ્ધ, પિતા! સ્વતંત્રતાનો એ દિન તમે તો હવે **જોઇ** શકશો નહિ; તમે **સાંભળી**[૭૧] તો શકશો જ—જ્યારે આલ્પે આલ્પે સ્વતંત્રતાના સમાચાર દેવા

*

૬૭ ખરી રીતે તો આજે એ સીમાઓથી રૂઇટ્લી એક માઇલ દૂર છે; તે વખતે કદાચ સીમા ઉપર હોય.

૬૮ રાત્રે કઇ વેળાએ મળવું અને પરસ્પર ઓળખી લેવાનો કયો સંકેતશબ્દ વાપરવો એની ચર્ચા આ વખતે થતી નથી, પણ એ તો પાછળથી દૂત મોકલીને પણ નક્કી કરી શકાય.

૬૯ ભૂમિકામા ચુડીએ આપેલા ઇતિહાસમાંથી આ પ્રસંગ જોશો.

૭૦ પ્રથમ વાલ્ટર ફુઇર્સ્ટનો ને પછી મૅલ્ષટાલનો.

૭૧ આ ભવિષ્યવાણી ખરી પડેલી અંક ૫ પ્રવેશ ૧માં જોઇ શકીશું.

અગ્નિની જ્વાળાઓ[૭૨] ઉઠશે, ને જુલમગારોના મજબૂત કિલ્લા તુટી પડશે, ત્યારે તમારી ઝુંપડીમાં સ્વીટ્સના લોક દોડચા આવશે, અને તમારા કાનમાં એ હર્ષસમાચાર રેડશે; અને ત્યારે તમારી રાત્રિમાં શુદ્ધ દિવસનો પ્રકાશ પડશે.

[ એક બીજાથી છુટા પડે છે. ]



*

૭૨ આ ચાલ ઘણા દેશોમાં અતિ પ્રાચીન કાળથી ચાલ્યો આવે છે.

## અંક ૨

**પ્રવેશ ૧**

સ્થળ: અમીર આટિંગહાઉઝનનો દરબાર.

(હથિયારો અને બખ્તરોથી શણગારેલો સભામંડપ, ઉંચા ભવ્ય શરીરનો પચાશી વર્ષની ઉમ્મરનો વૃદ્ધ અમીર રૂંવાટીવાળા ચામડાનો ડગલો પહેરી, હરણના શીંગડાના હાથાવાળી લાકડીને ટેકે આવતો દેખાય છે. કુઇની અને બીજા ૭ ચાકરો હાથમાં પંજેટી અને દાતરડા[૭૩] લેઇ તેની પાસે ઉભા છે. ઉલ્રીશ ફૉન રૂડન્સ અમીરને વેશે પ્રવેશે છે.)

રૂડન્સ: કાકા, હું આવ્યો—કેમ, શું કામ હતું?

આટિંગહાઉઝન: ઉભો રહે જરા, આપણા પ્રાચીન કુળાચારને અનુસરી આપણા આ ચાકરો સાથે જરા પી[૭૪] લેઉ. (એક પ્યાલામાંથી થોડું પીધા પછી બધા ચાકરોમા તે પ્યાલુ[૭૫] ફેરવાય છે.) પહેલાં તો હું પોતે ખેતરોમાં અને વગડામાં જતો ને મારી આંખોએ બધું કામ જોતો. મારા વાવટા નીચેના સિપાઇઓને જુદ્ધમાં જતાં સૂચના આપતો, ચાકરોને પણ ખેતરોમાં સૂચના આપતો; હવે તો ઘરની વ્યવસ્થા સિવાય બીજું કંઇ થઇ શકતું નથી, અને પ્રતાપી સૂર્ય મારી પાસે ના આવે, તોય તડકો ખાવાને હવે હું ડુંગરા ઉપર જઇ

*————

૭૩ આલ્પન પર્વતોની ખીણોમાં બીજા ફાલનું ઘાસ બહુ મોડેથી કાપી લેવાય છે, પણ નવેમ્બર જેટલે મોડે તો ભાગ્યેજ.

૭૪ હાજરીમાં બીઅર જેવુ કંઇક હલકું પીણું પીવાનો તે સમયે ત્યા રિવાજ હતો.

૭૫ સર્વ મંડળમાં પ્યાલું ફેરવવાનો તે કાળે ત્યાં રિવાજ હતો; જોશો ગ્વોઇટેનું ફાઉસ્ટ, પં. ૭૨૫–૭૨૮.

શકું એમ નથી. અને આમ રોજરોજ[૭૬] સંકોચાતા વર્તુળની અંદર ધીરે ધીરે હું અત્યંત સાંકડા અને આખરના બિંદુ તરફ જતો જાઉં છું ને એ બિંદુએ જતાં સમસ્ત જીવન થંભી જશે. અત્યારે માત્ર મારી છાયાજ છે, અને તેય થોડા વખત પછી ચાલી જશે. મારૂં નામ માત્ર રહેશે.

કુઈની ( રૂડન્સને પ્યાલુ ધરતા ): ઘણું જીવો મારા સરદાર ( રૂડન્સ પ્યાલું લેતાં સંકોચાય છે ) પી જાઓ, પી જાઓ, એક પ્યાલામાંનો અને એક હૃદયમાંનો એ રસ છે

આટિંગહાઉઝન: જાઓ હવે દિકરા, સાંજે કામેથી છુટશો ત્યારે આપણે સંસારવહેવારની બીજી વાતો કરીશું. ( ચાકરો ચાલ્યા જાય છે. રૂડન્સને ) કેમ ભાઇ, તું કંઇ કેડ બાંધીને આવ્યો છે. કેમ આલ્ટૉર્ફવાળા[૭૭] દરબારગઢમાં જાય છે કે શું ?

રૂડન્સ: હા, કાકા; અને હવે ખોટી થવાય એમ નથી.

આટિંગહાઉઝન: ( બેસે છે ) એટલી બધી ઉતાવળ શી છે? જુવાનીનો તારો સમય એટલા બધા કામમાં દબાઇ ગયો છે કે તારા વૃદ્ધ કાકાને માટે પણ ગણી ગણીને પળો કાઢવી પડે?

*————

૭૬ આ વાકયમાં તેના કાર્યપ્રદેશની સીમાઓ કેમ સંકોચાતી જાય છે એ દેખાડયુ છે: જુવાનીમા વિશાળ જગત્મા ઘુમતો, ત્યાંથી વૃદ્ધાવસ્થા આવતાં સંકોચાઇને પોતાની જાગીરમા, ત્યાંથી પોતાના દરબારગઢમા, ત્યાથી પોતાના ડેલામાં અને ત્યાંથી મોતની પથારીમા. આમ તેનુ એક દિવસનુ વિશાળ વર્તુળ સંકોચાઇ સંકોચાઇને અંતે મધ્યબિંદુએ આવી પહોંચે છે

૭૭ પહેલા અંકના ત્રીજા પ્રવેશને આરંભે વર્ણવેલો કિલ્લો બંધાતો હતો, તે વખતે સુબો ગૅસ્લર આલ્ટૉર્ફમાં આવતો, ત્યારે બીજા એક દરબારગઢમાં ઉતારો લેતો, કારણકે હજી નવો કિલ્લો ચણાઇને તૈયાર થયો ન હતો. આટિંગહાઉઝન આ દરબારગઢ વિષેની વાત પુછે છે. ગૅસ્લરની કાયમની રાજધાની તો કુઇસનાખ્ટમા હતી એમ નોંધ ૩૪મા જણાવ્યું જ છે.

રૂડન્સ: કાકા, હું જોઉં છું કે તમારે મારી કશી ગરજ નથી. આ ઘરમાં હું તો માત્ર પરદેશી જેવોજ છું.

આટિંગહાઉઝન: ( બહુ વાર તેની સામે તાકી રહે છે. ) અરેરે! ખરે જ તને એમ લાગે છે? મને સંતાપ થાય છે કે આ ઘર તને પરાયું થઇ ગયું છે! ઉલી! ઉલી![78] હું તારૂં મન સમજી શકતો નથી. રેશમી[79] કપડાંએ શણગારાયો છે, મોરના[80] પીછાં ટોપીમાં અભિમાને ખોસ્યાં છે, જાંબુડીઆ[81] રંગનો દુપટો ખભે વીંટયો છે; ખેડુતોને તું તિરછી નજરે જુએ છે; અને ભોળે દિલે એ સલામ કરે છે, ત્યારે તું સંકોચાય છે.[82]

રૂડન્સ: એમને ઘટતું માન હું ખુશીથી આપું છું, પણ જે હક એ પોતાની મેળે જ લે છે તેનો હું અનાદર કરૂં છું.

આટિંગહાઉઝન: સમસ્ત દેશ રાજાના ભારે ક્રોધ નીચે આવી પડચો છે–અમે[83] જે જુલમ સહન કરીએ છીએ તેને કારણે

*―――――

૭૮ ઉલ્રીષનુ લાડનામ.

૭૯ તે કાળે અમીરો આડેદહાડે ચામડાના જામા પહેરતા, પણ દરબારી ઉત્સવોને ટાણે રેશમી કપડા પહેરતા

૮૦ ઓઇસ્ટરરાઇષના રાજારજવાડા ટોપીમા મોરનાં પીછાં પહેરતા, તેથી એ રાજભક્તિનુ ચિહ્ન મનાતુ શ્વીત્સમાથી ઓઇસ્ટરરાઇષની સત્તા ઉખડી ગયા પછી એવો કાયદો થયો કે જે કોઇ સાર્વજનિક મેળામાં મોરનાં પીછા પહેરીને આવે તેને સજા થાય.

૮૧ ઓઇસ્ટરરાઇષનો રાજરંગ રાતો હતો; તેના બખ્તર ઉપર રાતા રંગની નિશાની હતી.

૮૨ ખેડુતોએ અહુણા જ રૂડન્સને પ્યાલુ ધરેલુ તે લેતા એ સંકોચાયો હતો ને લીધું ન હતું તે વૃદ્ધ અમીરે નિહાળ્યુ હતુ. આ વાત સંભારીને આ વાકય બોલે છે. આથી સ્પષ્ટ છે કે અમીર ઓઇસ્ટરરાઇષને પક્ષે નહિ, પણ દેશને–લોકને પક્ષે રહી બોલે છે.

૮૩ અહીં 'અમે' શબ્દ વાપરવાથી અને આ સમસ્ત વાર્તાલાપથી

એકેએક સાચું હૃદય શોકાતુર બની ગયું છે—એ સર્વસામાન્ય વેદના તને એકલાને લાગતી નથી. પોતાનાંને છેહ દેઇ દેશશત્રુના પક્ષમાં તું ઉભો છે, અમારાં દુઃખની તુ મશ્કરી કરતો હોય એમ હલકે હૃદયે મઝાઓ ઉડાવે છે, અને તારો પિતૃદેશ ભારે ઘાથી લોહીએ દદડે છે ત્યારે તું રાજકુળની કૃપા શોધે છે.

રૂડન્સ: દેશ ઉપર ભારે જુલમ થાય છે—શા માટે, કાકા? દેશને કોણે આફ્તમાં આણી મુકયો? જુલમમાંથી મુક્ત થવાને માટે અને કૃપાળુ સમ્રાટને મેળવી લેવાને માટે. એક શબ્દ—માત્ર નાનો સરખો એક શબ્દ—જ બસ છે. જેઓ[૮૪] લોકોની આંખો બંધ કરી રાખે છે અને સાચા હિતની વિરુદ્ધ પડે છે તેમને ધિક્કાર છે! જેમ ચારે બાજુના દેશો બંધાયા છે તેમ ઓઇસ્ટરરાઇષ સાથે પ્રતિજ્ઞાએ બંધાતાં વનપ્રદેશોને તેઓ અટકાવે છે ને તે પણ પોતાના સ્વાર્થને માટે. અમીરોની સાથે દરબારી[૮૫] આસન ઉપર બેસવાનુ એમને સારૂં લાગે છે. બાદશાહનેજ માત્ર ઉપરિ માનવો છે, અર્થ એ કે કોઇને[૮૬] ઉપરિ માનવો નથી.

આટિંગહાઉઝન: મારે આ શબ્દો સાંભળવાના? અને તે તારે જ મ્હોંડેથી?

*———

સ્પષ્ટ થાય છે કે અમીર ઓઇસ્ટરરાઇષના પક્ષમા નહિ, પણ પોતાના લોકના પક્ષમા હતો.

૮૪ આ બધા મહેણા આડકતરી રીતે પોતાના લોકભક્ત કાકાને જ મારે છે

૮૫ સામ્રાજ્યમાં અમીરઉમરાવોને અને સ્વતંત્ર ખેડુતોને દરબારોમા બેસવાનો અને મત આપવાનો સરખો હક હતો. બાદશાહના હાથ નીચેના ઓઇસ્ટરરાઇષની તાબેદારીથી એ હક જાય.

૮૬ બાદશાહથી તેઓ એટલા દૂર થાય કે પછી તેની સત્તા ત્યાં સુધી લાગેજ નહિ, એવો ભાવ છે.

રૂડન્સ: તમેજ મને બોલાવ્યો છે અને હવે તો ત્યારે પુરૂં જ બોલી નાખવા દો! કાકા, તમારીજ વાત કરો ને! અહીં ખાલી ન્યાયાધીશ કે ધ્વજાધારી રહેવા કરતાં કે માત્ર ગોવાળીઆ ઉપર રાજ્ય કરવા કરતાં તમને બીજી ઉંચી કામનાઓ નથી? શું કહો છો? તમારા બેચાર ચાકરોના અમીર થઇ પડી રહેવા કરતાં કે ખેડુતોની સાથે બેશી ન્યાય કરવા કરતાં બાદશાહને સત્કાર કરવાની ને એમના દબદબાભર્યા દરબારમાં બેશી કીર્તિ મેળવવાની કામના તમને નથી?

આટિંગહાઉઝન: અરેરે, ઉલી, ઉલી! એ તો મેં ઓળખી. એ છે મોહની[૮૭] વાણી એ તારા કાચા કાનમાં સરી ગઇ છે, એણે તારા હૃદયમાં ઝેર રેડયુ છે.

રૂડન્સ: હા, હું કશું છુપાવીશ નહિ—પરદેશીઓના[૮૮] તિરસ્કારથી મારા આત્માને ઉંડી વેદના થાય છે! 'ખેડુત ઉમરાવ' કહીને એ લોકો આપણને મહેણાં મારે છે—એ મારાથી નથી સંભળાતાં. હાપ્સબુર્ગના વાવટા નીચે યુવાન ઉમરાવો કીર્તિ મેળવી રહ્યા છે, ત્યારે અહીં મારે વારસાની મિલ્કત ભોગવવા આળસમાં પડયા રહેવું? અને જીવનની આ વસંતઋતુ સામાન્ય મજુરી કરવામાં વેડફી મારવી? કામ કરી બતાવવાનું ત્યાં સ્થાન છે. આ પર્વતોની પેલી પાર કીર્તિમાન જગત તેજથી ઝળહળી રહ્યું છે—મારૂં બખ્તર ને ટોપ અહીં સભામંડપમાં પડયાં પડયાં કાટ ખાય છે; રણશીંગડાનો શૌર્યભર્યો નાદ, સેનાનીઓને પોકારતી વીર હાક આ ખીણમાં સોંસરી નીકળી જતી, તે આજ છે કયાં? ગોવાળીઆનાં શિંગડાંના અને ગાયોના ઘંટાના નીરસ શબ્દ સિવાય અહીં બીજું સંભળાય છે શું?

*―――――

૮૭ આ વાણી બર્ટાની છે એવી પણ સૂચનાનો સંભવ હોય

૮૮ સુગાની આસપાસના ઓઇસ્ટરરાઇષના અમીરોના.

આટિંગહાઉઝન : અંધ બનેલા, ભ્રષ્ટ મોહથી કુમાર્ગે ચઢેલા છોકરા! તારી જન્મભૂમિનો તિરસ્કાર કર! તારા પૂર્વજોના પ્રાચીન, શુદ્ધ કુળાચારથી શરમા! એવો પણ દિવસ આવશે કે એક વખતના ઘરને અને પૂર્વજોના પર્વતોને સંભારી સંભારી તું આંસુ પાડીશ; એક દિવસ એવો આવશે કે આજે આ ગાયોના ઘંટના જે સુંદર શબ્દોનો તું અભિમાને તિરસ્કાર કરે છે અને જેનાથી તું શરમાય છે, તે જ્યારે પરદેશમાં તારા કાનમાં વાગશે ત્યારે ફરીને ઘરની ગાયોના ઘંટ સાંભળવાનું તને મન થશે ને તારા હૃદયમાં અગાધ વેદના થશે. અહા! પિતૃભૂમિનો[૮૯] સ્નેહ અતિ બળવાન! ના, ના, વિદેશની મિથ્યા દુનિયા તારે માટે નથી; તું સાચા દિલનો, એટલે ત્યાંના અભિમાની રાજદરબારમાં, પરદેશીઓની વચ્ચે તું પરદેશી છે, એમ તને સદા લાગ્યા કરશે! આ ખીણોમાં જે ડહાપણ તું શીખ્યો છે, એથી જુદા જ પ્રકારનું ડહાપણ એ દુનિયામાં તારે શીખવું પડશે. જા, ત્યાં જા, તારા સ્વતંત્ર આત્માને વેચ, જમીન પેટે લે, રાજાનો ચાકર થઇ રહે; ત્યાં તું સ્વતંત્ર પ્રભુ થઇ રહેશે! ત્યાં તારી પોતાની મિલકતનો અને સ્વતંત્ર જમીનનો રાજા થશે! અરેરે, ઉલી, ઉલી, મારી પાસે રહે! આલ્ટૉર્ફ જતો ના – તારી પિતૃભૂમિના પવિત્ર પક્ષને છોડતો ના! મારા વંશમાં હું છેલ્લો[૯૦] પુરુષ છું – મારું નામ મારા ગયા પછી ચાલ્યું જશે. જો પેલું બખ્તર ને ટોપ લટકે છે;

* ————

૮૯ જર્મન લોકની પેઠે સ્વીટ્સ લોક પણ સ્વદેશને માતૃભૂમિ નહિ, પણ પિતૃભૂમિ કહે છે.

૯૦ એ છેલ્લો પુરુષ ન હતો, કારણકે ઇતિહાસ પ્રમાણે તો એ વંશ ત્યાર પછી અર્ધી સદી સુધી ચાલેલો. નાટ્યરસ ઉત્પન્ન કરવા સારુ શિલરે આ પ્રમાણે વર્ણવ્યું લાગે છે.

મારી કબરમાં એને મારી સાથે દાટશે.[૯૧] ત્યારે છેવટના શ્વાસ સુધી મારે તો એ જ વિચારવું રહ્યું કે ભગવાન પાસેથી જે અમીરાત અને મિલ્કત મને હકે મળી છે, તે ઑઇસ્ટરરાઇષ[૯૨] પાસેથી મેળવવાને તું આ નવા રાજદરબારમાં પગે પડવા તૈયાર થયો છે ને માત્ર મારી આંખ મીંચાવાની જ વાટ જુએ છે!

રૂડન્સ: એ ચક્રવર્તી રાજાની સામે થવું નકામું છે, બધી દુનિયા એને તાબે છે; ચારે બાજુએથી દેશની સાંકળો[૯૩] વડે આપણને વીંટી લીધા છે. આપણે એકલા જ દુરાગ્રહી અને જડ થઇ એ સાંકળો તોડવાની હઠ કરીશું? ચૌટાં[૯૪] એનાં છે, ન્યાયસભાઓ[૯૪] એની છે, વેપારના માર્ગ[૯૪] એના છે; ગૉટહાર્ટમાં[૯૪] જે ઘોડા માલ ઉંચકીને જાય છે, તે પણ એને દાણ આપે છે. તેના દેશો આપણી ચારે બાજુએ જાળની[૯૩] પેઠે વીંટાઇ વળ્યા છે, અને આપણે એમાં બંધાઇ પડ્યા છીએ. ત્યારે આ સ્થિતિમાં સામ્રાજ્ય આપણું રક્ષણ કરી શકશે? ઑઇસ્ટરરાઇષની વધતી જતી સત્તા સામે એ પોતાનું જ રક્ષણ કરી શકે એમ છે? જો ભગવાન આપણને

*―――――

૯૧ વંશનો છેલ્લો પુરુષ પુરુષવારસ વિના મરે તો તેની સાથે તેની ઢાલ, તલવાર, બખ્તર ને ટોપ દાટવાનો ત્યા તે વારે રિવાજ હતો.

૯૨ પૂર્વજોથી ઉતરી આવેલો વારસો છોડી દેવા અને પછી ઑઇસ્ટરરાઇષ પાસેથી કૃપાદાનમાં એ મિલ્કત લેવા રૂડન્સ તૈયાર થયો છે, એવો ભાવ છે. જે જે અમીરો ઑઇસ્ટરરાઇષ સાથે ભળવા ઇચ્છતા તે સૌ એમ કરતા.

૯૩ આ પ્રાન્તોની ચારે બાજુએ ઑઇસ્ટરરાઇષનો મુલક આવી રહ્યો હતો.

૯૪ ચુડી અને મુલ્લરમાંથી હકીકત લેઇને શિલર કહે છે કે રાજા આલ્બ્રેષ્ટે લુસર્નમાં અને ત્સુગમાં લોકને સાતે દહાડે ચૌટા ભરવાનો હુકમ કર્યો અને તેના ઉપર દાણ લેવી શરૂ કરી. ગૉટહાર્ટમાં જનારી ઘોડાની પોઠો ઉપર અને સામાન્ય રસ્તાઓ ઉપર પણ દાણ લેવા માંડી. ન્યાયસભાઓ તો હતી જ એની, કારણકે ન્યાયાધીશને એ નીમતો.

સહાયતા ન કરે, તો કોઇ સમ્રાટથી આપણને સહાયતા થઇ નહિ શકે. એ પોતે જ પૈસાની ભીડથી અને વિગ્રહના દબાણ-થી ગરૂડધ્વજ[૯૫] સામ્રાજ્યને શરણે ગએલાં નગરોને[૯૬] ગીરો મુકી ખાય છે ને તેમને સામ્રાજ્યથી વિખુટાં કરી નાખે છે; ત્યારે એ સમ્રાટના શબ્દ ઉપર આપણે તે શી રીતે વિશ્વાસ રાખી શકીએ? ના, કાકા, પક્ષાપક્ષીના આ ચિંતા-તુર સમયમાં સબળ પક્ષ સાથે જોડાવું એમાં જ ડહાપણ, એમાં જ આપણું ભલું છે. સમ્રાટનો દંડ વારંવાર એક કુળના હાથમાંથી બીજાના હાથમાં ચાલ્યો જાય છે અને તેથી તેઓ સાચી સેવાને યાદ[૯૭] રાખી શકતા નથી. પણ આ એક વંશમાં જ ઉતરી આવતા બળવાન રાજાની સેવા કરીએ, તો એ ભાવિ પાકને માટે બીજ વાવવા જેવું છે.

આટિંગહાઉઝન: તું એવડો મોટો ડાહ્યો છે? તારા વીર પૂર્વજો અમૂલ્ય સ્વતંત્રતારત્નને માટે જાનમાલ સમર્પી મહાશૌર્યથી લઢ્યા હતા, તેમના કરતાં પણ તુ સારી રીતે જોઇ શકે છે?

*―――――

૯૫ સામ્રાજ્યના વાવટા ઉપર ગરૂડનું ચિહ્ન હતું.

૯૬ પૈસા ઉપાડવા માટે હક્કો, નગરો, પરગણાં અને પ્રાન્તો પણ ઘણી વાર ગીરો મુકાતા ને તેનાં પરિણામ ભયંકર આવતાં. રાજ્યનાં પોતાના નગર ગીરો મુકાતાં, તો તેની સ્વતંત્રતા નાશ પામતી અને રાજ્ય બહારના ગણાતા આડૉલ્ફ ફૉન નાસાઉએ એસનનો મઠ કોલનના ઠાકોરને ત્યા અને બીજી કેટલીક ધર્માદા જાગીરો ત્રેવસના મહંતને ત્યાં ગીરો મુકેલી. બાવેરીઆના લુઇવીકે ઇ. સ. ૧૩૧૫માં એગર નામે સ્વતંત્ર નગર બોહેમિ-યાના ચોહાનને ત્યાં ગીરો મુકેલુ અને પછી એ નગર કદી યે છોડાવાએલું નહિ.

૯૭ સમ્રાટની સત્તા વારવાર જુદા જુદા કુળમાં જવાથી એક કુળમાંના સમ્રાટની કરેલી સેવા બીજા કુળનો રાજા સમ્રાટ થતાં તે પાછલી સેવાની કદર બુજવાની પરવા કરે નહિ; પણ એક જ વંશની એવી સેવા કરી હોય તો એ ભુલાય નહિ. સમ્રાટનો દંડ વારવાર જુદા જુદા કુળમાં ફરે તેની સેવા કર્યે લાભ શો, એવો ભાવ છે.

વહાણમાં બેસી લુસર્ન[૯૮] પ્રાન્તમાં જા, ત્યાં તપાસ કર કે ઑઇસ્ટરરાઇષનો અમલ લોકોને કેવો કંપાવે છે! તેઓ આપણાં ઘેટાં અને ગાયો ગણવા, આપણા આલ્પની માપણી કરવા ને કિલ્લા પાડવા આવશે, આપણને આપણા સ્વાધીન વનપ્રદેશોમાં પશુપક્ષીનો શિકાર કરતાં અટકાવશે, આપણા પુલ અને રસ્તા ઉપર નાકાં બેસાડશે, આપણી ભોંય ખરીદી લેવાને આપણને ભીખારી[૯૯] કરી મુકશે, એમનાં યુદ્ધો લઢવાને આપણું લોહી[૧૦૦] વહેવડાવશે—ના ભાઇ, આપણું લોહી વહેવાનું જ હોય તો આપણે જ માટે ભલે વહે! દાસત્વ કરતાં સ્વાધીનત્વ આપણે સસ્તે[૧૦૧] ભોગે ખરીદી શકીએ!

રૂડન્સ: આપણે ગોવાળીઆ લોક, ચક્રવર્તી આલ્બ્રેષ્ટની સામે શું કરી શકવાના?

આટિંગહાઉઝન: છોકરા,[૧૦૨] આ ગોવાળીઆ લોકને ઓળખતાં શીખ! હું એમને ઓળખું છું, મેં એમને યુદ્ધમાં દોર્યા

*———

[૯૮] અંક ૧ પ્રવેશ ૨ને આરંભે લુસર્નવાળા ફ્રાઇફ્રનુ પ્રથમ વાક્ય જ અનુમાન કરાવે છે કે તે પ્રાન્તમાં પણ ઑઇસ્ટરરાઇષના જુલમથી લોક કકળી ઉઠ્યા છે. ઇ સ. ૧૨૯૧મા એલ્ઝાસમાં (જર્મનિ પાસેથી ફ્રાન્સે છેલ્લા મહાવિગ્રહમાં જિતી લીધેલો પ્રાન્ત) આવેલા મુર્બાખને મઠે લુસર્ન પ્રાન્ત હાબ્સબુર્ગ કુટુમ્બને વેચી દીધો હતો.

[૯૯] આપણી પાસેથી પરાણે પૈસા કઢાવશે ને તેજ પૈસા વડે આપણી ભોંય ખરીદી લેશે, એવો ભાવ છે.

[૧૦૦] પોતાના યુદ્ધો લઢવા ઑઇસ્ટરરાઇષ આપણને લેઇ જશે, એવો ભાવ છે.

[૧૦૧] લોહી તો બન્ને રીતે રેડાવાનું છે જ, પણ એકથી દાસત્વ સજ્જડ થશે ને બીજાથી સ્વાધીનતા પમાશે, એટલે સ્વાધીનતાને કાજે રેડેલું લોહી—આપેલો ભોગ—બહુ સસ્તું પડશે, એવો ભાવ છે.

[૧૦૨] ગોવાળ જાતિને 'ગોવાળીઆ લોક' કહી તિરસ્કાર કર્યો, માટે એની સાન ઠેકાણે લાવવા સારૂ તે જાતિ કરતાં રૂડન્સ પોતે જ ઘણો હલકો છે, એમ જણાવવા એને 'છોકરા' કહી સંબોધે છે.

છે, ફ્રાવન્સના યુદ્ધમાં મેં એમને લઢતાં જોયા છે. જે ધુંસરીને ખાંધે નહિ લેવાને આપણે નિશ્ચય કર્યો છે તે ધુંસરી બળાત્કારે આપણા ઉપર ચાંપવા ઑઇસ્ટરરાઇષના અધિકારીઓ આવશે! તું કયા કુળમાં જન્મ પામ્યો છે તે વિચાર! મિથ્યા ચળકાટ અને કૃત્રિમ ભભકાને માટે તારા વંશમાહાત્મ્યનું અમૂલ્ય મોતી ફેંકી દે ના—જે જાતિ માત્ર સ્નેહને કારણે અંતરથી તારા ઉપર ભક્તિભાવ રાખે છે, તારી સાથે યુદ્ધમાં મરણ પર્યંત શુદ્ધ ભાવે લડે છે એવી સ્વતંત્ર જાતિના સરદાર થવું એ તારૂં અભિમાન હો, એ તારૂં માહાત્મ્ય હો!—જન્મબંધનને તું સજડ વળગી રહે, પિતૃભૂમિને—મોંઘી પિતૃભૂમિને—વળગી રહે, સમસ્ત હૃદયથી તું એને મજબુત ચોંટી રહે! તારી શક્તિએ અહીં ઉંડાં મૂળ નાખેલાં છે; ત્યાં પારકી દુનિયામાં તારે, જરા જરા પવનમાં પણ નમી પડતા—કંપતા બરૂની પેઠે, એકલા રહેવું પડશે. આવ, ભાઇ ઉલી, આવ; તું અમારા ભેગો બહુ દિવસથી રહ્યો નથી, માત્ર એક જ દિવસ તારાંને આપ! (એનો હાથ ઝાલે છે.)

રૂડન્સ : મેં વચન આપ્યું છે—મને જવા દો—હું વચને બંધાયો છું.

આટિંગહાઉઝન (ગભીર દૃષ્ટિએ એનો હાથ છોડી દે છે) : તું બંધાયો છે; હા અભાગીઆ, તુ બંધાયો છે; પણ વચને અને પ્રતિજ્ઞાએ નહિ, સ્નેહની દોરીએ[૧૦૩] તુ બંધાયો છે! (રૂડન્સ મ્હો ફેરવી દે છે.) જોઇએ એમ છુપાવ. હું જાણું છું, પેલી છોકરી બર્ટો ફૉન બ્રુનક તને દરબારગઢમાં જવા આકર્ષે છે, એ જ તને સમ્રાટની ગુલામગીરીમાં બાંધે છે. સ્વદેશથી ભ્રષ્ટ થઇને તું અમીરકન્યાને પરણવા ઇચ્છે છે—પણ છેતરાતો ના! તને ફસાવવાને એ છોકરીને તારી સામે ધરવામાં આવી

*————

૧૦૩ સ્નેહની દોરી : બાઇબલ—હોસીઆ ૧૧ ૪.

છે; બાકી તારા જેવા ભોળીઆના નશીબમાં એવી કન્યા ના હોય!

રૂડન્સ: બહુ થયું કાકા; તમે બહુ કહ્યું, મેં બહુ સાંભળ્યું!

[ ચાલ્યો જાય છે ]

આટિંગહાઉઝન: મૂર્ખ છોકરા, ઉભો રહે જરા! – હા! એ તો ગયો જ! એને અટકાવવો, એને બચાવવો હવે મારા હાથમાં નથી. પોતાના સ્વદેશથી એક વૉલ્ફ્નશીસન ભ્રષ્ટ થઇ પડ્યો, બીજો એની પાછળ ચાલ્યો; પરદેશી ઇંદ્રજાળ અમારા પર્વતોમાંથી જુવાનીઆઓને બળાત્કારે બાંધી જાય છે. ધિક્ ઘડી–પવિત્ર નિર્દોષ આચારવિચારોને નષ્ટભ્રષ્ટ કરી નાખવા વિદેશીઓ આ શાન્ત સુખી ખીણોમાં આવ્યા એ ઘડીને ધિક્કાર છે! નવો જુગ બળાત્કારે ઘુસે છે, પુરાતન સતજુગને વિદાય થવું પડે છે; સમય બદલાય છે, પૂર્વના આચારવિચારનો જુગ ચાલ્યો ગયો છે, નવાનો આવ્યો છે! હવે અહીં મારે કરવાનું રહ્યું શું? જેમની સાથે હું બેસતો ઉઠતો ને કાજ કરતો તે સૌ આજે કબરમાં સૂતા છે. ધરતીમાં ઉતરવાનો મારો સમય ક્યારનોય થઇ ગયો છે; આ નવા જુગમાં ન રહેવાનું જેના નશીબમાં લખાયું હોય તેને ધન્ય છે!

[ પડદો પડે છે. ]

---

## પ્રવેશ ૨

**સ્થળ: ઉંચા ખડકો અને જંગલોથી ઘેરાએલું બીડ.**

( ખડકો ઉપરથી ઉતરવાનાં પગથીઆં[૧૦૪] અને બાજુએ પકડવા માટે બાંધેલા કઠેરા, ત્યાંથી લોક ઉતરતા દેખાય છે; પાછળની બાજુએ સરોવર દેખાય છે, પ્રવેશને આરંભે સરોવર ઉપર ચંદ્ર પ્રકાશતો દેખાય છે ને તેની

* ———

૧૦૪ ખડકમાંથી કોતરી કાઢેલા.

આસપાસ રામધનુષ દેખાય છે; સરોવરની પેલી પાર પર્વતોને[૧૦૫] અને તેની પેલી પાર એથીયે ઉચાં હિમશિખરોને[૧૦૬] લીધે પાછળનું દૃશ્ય દેખી શકાતું નથી; રંગભૂમિ ઉપર રાત્રિનું અંધારૂં છે, પણ સરોવર અને શ્વેત હિમશિખરો કૌમુદીએ પ્રકાશે છે. )

મૅલ્ષટાલ : ( નેપથ્યમાં ) પર્વતમાર્ગ ખુલ્લો છે. મારી પાછળ પાછળ આવો! આ ખડકનો હું જાણીતો છું. જુઓ એના ઉપર આ ક્રોસ, હવે આપણે મુકામે આવી પહોંચ્યા, આ આવ્યું રૂઇટ્લી.

( મૅલ્ષટાલ, બાઉમગાર્ટન, વિંકલરીડ, માઇયર[૧૦૭] ફૉન ઝાર્નન, બુર્કહાર્ટ આમ બુઇયલ, આર્નોલ્ડ ફૉન ઝેવા, ક્લાઉસ ફૉન ડર ફ્લુઇએ અને બીજા ચાર જણ, બધા હથિયારબંધ, બળતી મશાલે પ્રવેશ કરે છે )

વિંકલરીડ : સાંભળો!

ઝેવા : આ તો ખાલીખટ છે.

માઇયર : હજી તો કોઇ આવ્યું નથી. સૌથી પહેલાં આપણે જ અહીં આવી પહોંચ્યા છીએ, આપણે ઉંટરવાલ્ડનવાળા.

મૅલ્ષટાલ : રાત કેટલીક ગઇ હશે?

બાઉમગાર્ટન : ઝેલીસબર્ગના ચોકીવાળાએ અહુણા જ બીજો પહોર પોકાર્યો.

[ દૂરથી અવાજ સંભળાય છે. ]

માઇયર : અરે સાંભળો!

આમ બુઇયલ : શ્વીટ્સમાંના વનમંદિરમાં પ્રાતઃકાળનો[૧૦૮] ઘંટ વાગે છે તે ચોકખો સંભળાય છે.

---

૧૦૫ હાકનગિરિને

૧૦૬ ગ્લેર્નિશ પર્વતોને.

૧૦૭ પાત્રોમાં આ શબ્દ માટે જોશો.

૧૦૮ મધ્યરાત પછીનો એ જ પ્રાતઃકાળનો.

ાન ડર ફ્લુઇએ: વાયુ શાન્ત છે અને દૂર દૂર સુધી અવાજ સંભળાય છે.

ૉલ્ષટાલ: થોડાક જણ જાઓ અને લાકડા સળગાવો, બધા આવે તેમને અજવાળું પડે.

[ બે જણ જાય છે. ]

ેવા: ચંદ્રપ્રકાશ સુંદર છે. સરોવર દર્પણ જેવું શાન્ત પડ્યું છે.

ગ્રામ બુઇચલ: એમને આવવાનું કઠણ નહિ પડે.

વેંકલરીડ: અરે જુઓ, પણે જુઓ, કંઇ દેખાતું નથી?

ાઇયર: એ શું? હા, ખરેખર! મધ્યરાત્રે રામધનુષ!

ૅલ્ષટાલ: ચંદ્રને પ્રકાશે કરી એ બંધાયું છે.

ૉાન ડર ફ્લુઇએ: આવાં અદ્‌ભુત ચિહ્ન વિરલ જ હોય છે! આવું તો ભાગ્યે જ કોઇના જોવામાં આવ્યું હશે.

ેવા: અરે, જુઓ તો ખરા, બેવડું છે; બહારની બાજુએ બીજું ઝાંખુ ધનુષ છે.

બાઉમગાર્ટન: અરે, બરાબર એની નીચે જુઓ, કોઇ નાવડું આવે છે!

મૅલ્ષટાલ: એ તો ષ્ટાઉફ્ફાખર પોતાનું નાવ લઇને આવે છે. એ બહુ મોડું કરે એમાંનો નથી.

[ બાઉમગાર્ટનને લેઇ કાંઠે જાય છે. ]

માઇયર: હવે ઉરીવાળા ભાઇઓ આવવાના રહ્યા.

આમ બુઇચલ: એમને પર્વતોમાં આડેઅવળે માર્ગે ફેર ખાઈ આવવાનું છે, કારણકે સુબાના ગુપ્તચરો બધે ફરે છે.

[ એવે પેલા બે જણ તે જગાએ વચ્ચોવચ લાકડાનું તાપણું કરે છે. ]

મૅલ્ષટાલ: ( કિનારેથી ) કોણ છે? સંકેતશબ્દ?[૧૦૯]

ષ્ટાઉફ્ફાખર: ( નીચેથી ) દેશબન્ધુઓ.[૧૦૯]

*―――――

૧૦૯ વિશ્વાસુ માણસ ઓળખાઇ આવે તે માટે એને કોઇએક સંકેત-

[ સર્વે જણ નવા આવનારાને લેવા સરોવરકિનારે જાય છે. નાવડામાથી સ્ટાઉફફાખર, ઇટલ રેડિંગ, હાન્સ આઉફ ડર માઉઅર, યોઇર્ક ઇમ હોફે, કૉન્રાટ હુન, ઉલરીપ ડર શ્મિટ, યૉસ્ટ ફૉન વાઇલર અને બીજા ત્રણ[110] જણ; સૌ હથિયારબધ ઉતરે છે. ]

સર્વે : રામરામ !

[ મૅલ્ષટાલ અને સ્ટાઉફફાખર આગળ ચાલી આવે છે, બાકીના એક બીજાને ભેટે છે ને વાતો કરતા ધીરેધીરે આવે છે. ]

મૅલ્ષટાલ : અહા ભાઇ સ્ટાઉફફાખર ! મેં એમને[111] જોયા, એ તો મને જોઇ શકયા નહિ ! મેં એમની આંખો ઉપર હાથ મુકયો અને એ આંખોના હોલાઈ ગએલા તારાનુ વેર લેવાની પ્રતિજ્ઞા લીધી.

સ્ટાઉફફાખર : વેરની વાતો બોલો ના ![112] ગઇ ગુજરીનું વેર લેવા નહિ, પણ આવી પડનાર ભયને નિવારવા આપણે અહીં એકઠા થયા છીએ. બોલો હવે, તમે ઉંટરવાલ્ડનમાં શું કર્યું, આપણા આ સર્વસામાન્ય વિષયને સહાયતા મળે એવું શું કર્યું ? ખેડુત ભાઇઓનો શો અભિપ્રાય છે ? તમે

*―――――

શબ્દ આપવામા આવે છે; એ શબ્દજ પ્રશ્નના ઉત્તરમાં બોલી શકે એને વિશ્વાસુ ગણી શકાય. અહીં ' દેશબંધુઓ ' એ સ કેતશબ્દ છે.

૧૧૦ અહી ' ત્રણ ' લખવામા ગમે તો કવિની ભૂલ છે કે ગમે તો છાપની ભૂલ છે. ' ચાર ' જોઇએ. નહિ તો બીજા બે પ્રાન્તોના અગીઆર અગીઆર જણ થાય અને શ્વીટ્સના દશ થાય, અને તેથી કુલ બત્રીસ થાય. દરેક પ્રાન્તના નેતાએ દશ દશ જણને પોતાની સાથે લાવવા એવું અંક ૧ પ્રવેશ ૪ને અંતે ઠરેલુ ( પૃ. ૪૬ જોશો ); વળી આ જ પ્રવેશમા પૃ. ૬૬ ઉપર જણાવ્યું છે કે બધા મળીને તેત્રીસ હતા; માટે ખરી રીતે અહીં ' ત્રણ ' ને બદલે ' ચાર ' જોઇએ.

૧૧૧ એમને એટલે પિતાને.

૧૧૨ સ્ટાઉફફાખર પોતાની ઉચી ભાવનાઓને બળે વેર આદિ હિંસક ભાવોને સહારી ૫ ચમાં શાન્તિમય કાર્યબુદ્ધિ પ્રેરે છે.

પોતે કપટજાળમાંથી બચ્યા[113] શી રીતે?

મૅલ્ષટાલ: ભયંકર ઝુરેનન[114] પર્વતમાં થઇને વનસ્પતિ વિનાનાં બરફનાં વિશાળ મેદાનોમાં ગયો; ત્યાં માત્ર ગીધનો કર્કશ શબ્દ સંભળાય છે. પછી ત્યાંથી હું આલ્પ ઉપરના ચરાઓમાં ઉતરી પડ્યો; ત્યાં ઉરીના અને ઍંગલબર્ગના[114] ગોવાળ વસન્તમાં પરસ્પરને સાદ કરે છે ને પોતાની ગાયો એકઠી ચરાવે છે. બરફના પડ નીચેથી સાંકડી ખીણમાં ઝરી આવતું દૂધ[115] જેવું પાણી પીને તરસ મટાડતો, ગોવાળની સૂની[116] ઝુંપડીઓમાં આરામ લેતો; હું પોતેજ યજમાન અને પોતેજ અતિથિ એમ કરતે કરતે માનવજાતિના આનંદભર્યા વાસમાં ઉતરી આવ્યો. મારા ઉપર વીતેલા જુલ્મની વાતો એ પ્રદેશમાં ઘેરેઘેર ચાલી રહી હતી; જે જે બારણે જઇ હું ઉભો રહેતો, તે તે બારણે મારા ઉપર જુલમ

*

[113] વાલ્ટર ફ્રુઇર્સ્ટને ઘેરથી ઉંટરવાલ્ડન જતા અને ત્યાંથી રૂઇટ્લી જતાં. સુબાના ચાકરની આંગળી તોડી એ નાઠેલો અને તે કારણે સુબાએ તેના પિતાની આંખો ફોડેલી તે તો યાદ હશે.

[114] ઉંટરવાલ્ડન જવાને માટે મૅલ્ષટાલ લોકમાર્ગ ન લેતા પર્વતમાર્ગ લે છે. આલ્ટૉર્ફથી નૈર્ઋત્ય દિશાને માર્ગે જઇ ઝુરેનન પર્વતોમાં પેસે છે, તેની પેલી મેર પશ્ચિમ બાજુએ જતા બરફના મેદાનો આવે છે, ને તેની પેલી પાર ઉતરતાં પાછાં ગોચર આવે છે, તેની પેલી પાર પશ્ચિમમા ઍંગલબર્ગ નામે ખીણ ને ગામ દેખાય છે. એ ગામના તેમજ ઉરીના ગોવાળ પોતાની ગાયો એ ગોચરમાં ચરાવવા આવે છે.

[115] બરફના પડ નીચેથી પાણી વહી આવે છે, તેમાં કોઇ વાર ધોળા પદાર્થની ભુકી ભળેલી હોવાથી એ ધોળું દૂધ જેવુ દેખાય છે.

[116] અક ૧ પ્રવેશ ૧ના આરંભમા ગોવાળ ગાય છે, એ ઉપરથીંજ સમજી શકાય છે કે ગોવાળ કયારનાય પર્વત ઉપરના ચરાઓમાથી ઉતરી ગયા છે ને હજી પાછા ફરી ચઢવાનો વખત થયો નથી. ઉપર રહે એટલો વખત રહેવાને તેઓ ઝુપડીઓ બાંધે છે, તે આ સમયે ખાલી ને સૂની પડી છે.

વીત્યાને કારણે મને હૃદયભેર આવકાર મળતો. જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં આ નવા જુલમો સામે સાચે હૃદયે લોકને હથિયારબંધ થઇ ગએલા જોયા. કારણકે આલ્પન પર્વતોમાં અનાદિ કાળથી એકના એક જ પ્રકારની વનસ્પતિ ઉગે છે, તેનાં ઝરણાં એક જ પ્રકારે વહે છે, તેના પવન અને વાદળાં સુદ્ધાં પણ હમેશના માર્ગમાં કંઇ ફેર કર્યા વગર એક જ માર્ગે[117] વહે છે; તે જ પ્રકારે ત્યાંના આચારવિચાર કંઇ ફેર કર્યા વિના એક જ પ્રકારે વંશપરંપરાથી ચાલ્યા આવે છે. પ્રાચીન કાળથી ચાલતા આવેલા જીવનપ્રવાહમાં કંઇ નવો ફેરફાર તેમણે કર્યો નથી. મેં જ્યારે તમારૂં ને વાલ્ટર ફુઇર્સ્ટનું, પર્વતવાસીબંધુઓમાં લોકમાન્ય થયેલાં તમો બન્નેનાં, નામ દીધાં ત્યારે તો દૃઢતાએ એમણે મને આવકાર આપવા માંડયો; ભીંતે લટકતી ને કાટ ખાતી તલવારો ઉતરવા માંડી ને શૌર્યની આનંદભરી લાગણી તેમની આંખોમાં ચમકારા મારવા લાગી. તમને જે જે કરવુ ઠીક લાગે તે તે સૌ કરવાની તેમણે પ્રતિજ્ઞા લીધી, મૃત્યુ સુધી તમારી પાછળ ચાલવાની તેમણે પ્રતિજ્ઞા લીધી. એમ અતિથિધર્મના રક્ષણ-છત્રનો ઘેરેઘેર આશ્રય પામતો હું ઉતાવળે ચાલ્યો—મારા ઘરવાળી ખીણમાં જઇ પહોંચ્યો; ત્યાં મારા સગાસમ્બન્ધીઓ છુટાછવાયા બહુ વસે છે. ઘેર મારા પિતાને—લુંટાયેલા અને આંધળા થઇ ગએલા, કોઇએ નાખેલા ઘાસ ઉપર પડેલા અને દયાળુ લોકની દયાએ જીવતા—મેં જોયા—

ષ્ટાઉફ્ફાખર: હા, ભગવાન!

મૅલ્ષટાલ: અને છતાંયે મેં આંસુ પાડયાં ના! તીવ્ર વેદનાનું બળ મેં નિર્બળ આંસુ વડે ઢોળી દીધું ના; અમૂલ્ય ધન-સંચયની પેઠે છાતીના ઉંડા ભાગમાં સંઘરી રાખ્યું ને માત્ર

*——

૧૧૭ આલ્પનની સાંકડી ખીણોમાં આમ જ બને છે.

ક્રિયાનો જ વિચાર કર્યા કર્યો. પર્વતની એકેએક ગલીએકુંચી એ અને વાંકેઢાળાવે છુપો છુપો ફરી વળ્યો. ગમે એવી ગુપ્ત ખીણ હશે, પણ તેમાં પેઠા વિના છોડી નથી. હિમપ્રદેશમાં પણ ફરી વળ્યો અને ત્યાં માણસોના વાસ શોધી કાઢ્યા,– અને એકંદરે જ્યાં જ્યાં પગ મુકવાનો માર્ગ જડયો ત્યાં ત્યાં બધે ફરી વળ્યો; અને ત્યાં ત્યાં જુલમ સામે એક સરખો તિરસ્કાર દીઠો. કારણ કે જીવતી ધરતીની સીમા જ્યાં આવી જાય છે ને પછીની નીરસ ધરતીમાં જ્યાં કશું પાકતું જ નથી, ત્યાં સુધી સુબાનો લોભી હાથ લુંટી વળ્યો છે. આ બધા ભલા લોકનાં હૃદય મેં મારા શબ્દોને ગોદે ઉશ્કેર્યાં; તે સર્વે હૈયે ને હાથે આપણા છે.

સ્ટાઉફ્ફાખર: આટલા થોડા વખતમાં તમે ઘણું કામ કર્યું.

મૅલ્ષટાલ: એથી યે વધારે કર્યું છે. રૉસબર્ગ અને ઝાર્નન એ બન્ને કિલ્લાથી લોક ત્રાસી ગયા છે, કારણકે એની પાછળ આવેલા પર્વતોની હારની આડમાં સલામત રહીને શત્રુ નિરાંતે લોક ઉપર જુલમ ચલાવી શકે છે. એની સાચી સ્થિતિ મારી આંખે તપાસી આવવી હતી, તેથી હું ઝાર્નન ગયો ને બધો કિલ્લો તપાસી વળ્યા.

સ્ટાઉફ્ફાખર: વાઘની બોડ અંદર સુધો જવાનું તમે સાહસ કર્યું!

મૅલ્ષટાલ: જાત્રાળુનો વેશ મેં લીધો હતો, મેજ પાસે બેશીને દારૂ ઠોંસતા સુબાને મેં જોયો–મારી જાતને હું શી રીતે કબજે રાખી શકયો હોઇશ એનો તોલ તમે જ કરો; મેં એ શત્રુને જોયો ખરો, પણ માર્યો નહિ.

સ્ટાઉફ્ફાખર: ખરેખર ભાગ્યદેવી તમારી વીરતા ઉપર પ્રસન્ન છે. (એટલામાં બીજા લોકો રંગભૂમિ ઉપર દેખાય છે ને એ એની પાસે આવે છે.) પણ, ભાઇ કહો તો ખરા કે આ તમારી પાછળ આવે છે એ મિત્રો ને સત્પુરુષો કોણ છે? મને એમની

સાથે ઓળખાણ કરાવો એટલે આપણે વિશ્વાસે બેશીએ ને હૈયાં ખોલીએ.

માઇયર: મહાજન, આ ત્રણે પ્રાન્તોમાં તમને કોણ ઓળખતું નથી? હું ઝાર્નનવાળો માઇયર; અને આ મારો ભાણો વિંકલરીડવાળો બ્રુટ.

સ્ટાઉફફાખર: એ નામ કંઇ મારાથી અજાણ્યું નથી. એક વિંકલરીડે તો વાઇલર[૧૧૮] ગામ પાસેના કાદવભર્યા ખેતરમાં સિંહાસુરને માર્યો હતો અને એ જ યુદ્ધમાં પોતાનો દેહ મુક્યો હતો.[૧૧૯]

વિંકલરીડ: મહાજન વૅર્નર, એ મારા દાદા થાય.

મૅલ્ષટાલ: (બે જણ તરફ આંગળી કરીને) આ લોક વનની પેલી પાર રહે છે ને ઍંગલબર્ગના મઠની પ્રજા છે . તેઓ બીજાને તાબે છે અને આપણને જેમ વારસાની મિલ્કત મળે છે એમ એમને મળતી નથી, એટલા જ માટે એમનો અવગણના કરતા ના. તેઓ દેશને ચાહે છે ને વળી લોકમાં તેમની કીર્તિ ઘણી સારી છે.

સ્ટાઉફફાખર: (બન્નેને) લાવો તમારો હાથ. જે પુરુષ આ પૃથ્વી ઉપર પોતાના શરીરથી કોઇની પણ ચાકરી કરવા બંધાએલો નથી, તે સુખી છે; પણ ગમે ત્યાં હોય તો યે સદ્ગુણ તે સદ્ગુણ જ છે.

કૉન્રાટ હુન: આ મહાજન રેડિંગ, પૂર્વે અમારા ન્યાયાધીશ હતા.

*———

માઇયર: હું એમને સારી રીતે ઓળખું છું. પૂર્વજોની જુની ભોંય બાબત કચેરીમાં અમારે વાદ ચાલે છે, તેમાં એ મારા સામાવાળીઆ છે. મહાજન રેડિંગ, ન્યાયાસન આગળ આ-પણે વિરોધી, અહીં આપણે એક.

[ તેનો હાથ લેઇ હલાવે છે. ]

ષ્ટાઉફ્ફાખર: વાહ, साधूक्तम्! બહુ સારું બોલ્યા!

વિંકલરીડ: સાંભળો છો? આવે છે, ફરીનું રણશિંગુ સભળાય છે.

[ હથિયારબંધ માણસો મશાલો લેઇને પર્વત ઉપરથી ડાબા જમણા ઉતરતા દેખાય છે. ]

આઉફ ડર માઉઅર: જુઓ, પ્રભુનો પવિત્ર યાજક પોતે જ, એ પૂજ્ય પુરોહિત ઉતરે છે, નહિ? માર્ગનાં વિઘ્નોથી કે રાત્રિના અંધકારથી કે કશાથી એ ભય પામે એવા નથી, લોકોને દોરનાર એ સાચા ગોવાળ છે.

બાઉમગાર્ટન: એમની પાછળ આવે છે મંદિરનો ભંડારી, અને પછી મહાજન વાલ્ટર ફુઇર્સ્ટ. પણ એ ટોળામાં ટૅલ તો કંઈ દેખાતો નથી.

[ વાલ્ટર ફુઇર્સ્ટ, ધર્માધ્યક્ષ રોઇઝલમાન, મન્દિરનો ભંડારી પેટરમાન, કુઇની ગોવાળ, વેર્ની શિકારી, રૂઇડી માછી અને બીજા પાંચ જણ; બધા મળીને તેત્રીશ[૧૨૧] જણ આગળ ચાલે છે ને તાપણાની ચારે બાજુએ બેસે છે. ]

વાલ્ટર ફુઇર્સ્ટ: સૂરજના અજવાળા જેવા ચોકખા આપણા હક છે, પણ તે તાજા કરવાને આપણે ખુનીની ને ચોરની પેઠે, દુષ્ટ નિશાચરની પેઠે કાળી રાતે આજ આમ ચોરી છુપીથી આવવું પડે છે ને તે પણ આપણી પોતાની, આપણા બાપદાદા તરફથી વારસામાં મળેલી ભોંય ઉપર!

મૅલ્ષટાલ: ભલે, કંઇ હરકત નહિ! અંધારી રાતે એવું કરીશું કે દહાડો ઉગશે ત્યારે આનંદ થશે—આપણે સ્વતંત્ર થઇશું.

*———

૧૨૧ નોંધ ૧૧૦ જોશો.

રોઇઝલમાન: બંધુઓ! પ્રભુ મારા હૃદયમાં શું પ્રેરે છે, તે સાંભળો! દેશની બધી પંચાયતોની વતી આપણે અહીં ભેગા થયા છીએ, દેશની બધી વસ્તિના આપણે પ્રતિનિધિ છીએ. શાન્તિસમયમાં આપણે પંચાયત ભરતા હતા, તેમ દેશના પ્રાચીન રિવાજને અનુસરીને આજે આપણે સભા ભરાએ. આજની આપણી સભાના વિધિમાં[૧૨૨] કંઇ ઉણપ હોય, તો તે દેશકાળને કારણે હોવાથી ચલાવી લેઇશું; પણ માનવી જ્યારે સત્યને કારણે – ન્યાયને કારણે – પગલું ભરે છે, ત્યારે ભગવાન તેને માથે આવી સાક્ષી રહે છે; અને એ ભગવાનના આકાશ નીચે આજે આપણે બેઠા છીએ.

સ્ટાઉફ્ફાખર: હા ભલે, પ્રાચીન રિવાજને અનુસરીને સભા ભરીએ. બેશક અત્યારે છે તો રાત્રિ, પણ સત્ય પ્રકાશ પામશે, ન્યાય પ્રકટ થશે.

મૅલ્ષટાલ: ભલે સંખ્યાએ[૧૨૨] આપણે પુરતા નથી, પણ સમસ્ત દેશનું હૃદય અહીં છે, દેશના મહાજનો અહી એકઠા થયા છે.

કોન્રાટ હુન: અને જો કે પ્રાચીન ગ્રંથો[૧૨૨] અહીં આપણી સામે નથી, પણ આપણા હૃદયમાં એ કોતરાએલા છે.

રોઇઝલમાન: ચાલો ત્યારે, ગોળ કુંડાળે બેસો,[૧૨૩] સત્તાની તલવારો રોપો.

*―――――

૧૨૨ બેશક વિધિમા ઉણપ હતી જ: આ રોઇઝલમાન પછીના ત્રણ વક્તાઓ ત્રણ ઉણપ દેખાડે છે (૧) સ્ટાઉફ્ફાખર જણાવે છે કે અત્યારે રાત્રિએ – ગુપ્તમાં – સભા ભરાઇ છે, ખરૂ જોતા રાજસભા દિવસે – પ્રકટમા – ભરાવી જોઇએ; (૨) મૅલ્ષટાલ જણાવે છે તે પ્રમાણે સભામા પ્રતિનિધિઓની સખ્યા પુરતી નથી અને (૩) હુન કહે છે તે પ્રમાણે દેશશાસનના પુસ્તકો ને પ્રાચીન લેખો ત્યાં હાજર રખાયા નથી.

૧૨૩ પ્રાચીન કાળે સ્વીટ્સમા એવો રિવાજ હતો, જે સમસ્ત દેશની સભા ભરાય ત્યારે સૌ પ્રતિનિધિઓ અર્ધવર્તુળાકારે બેસે, સામે વેદી સમાન બે હાથ ઉંચા બનાવેલા આસન ઉપર અધ્યક્ષ બેસે, સભા સત્તાધારી

આઉફ્ ડર માઉઅર: અધ્યક્ષ પોતાને સ્થાને બેસે, પાસે તેના મંત્રીઓ બેસે.

ભંડારી: અહીં આપણે ત્રણ પ્રાંતના લોક છીએ. પંચાયતમાં નેતા થવાનો કોને હક છે? કોણ યોગ્ય છે?

માઇયર: એ માન લેવાને શ્વીટ્સ અને ઉરી સ્પર્ધા કરે, અમે ઉંટરવાલ્ડન ખશી જઇએ છીએ.

મૅલ્ષટાલ: હા, અમે ખશી જઇએ છીએ, અમે તો દીન છીએ, બળવાન મિત્રોની સહાયતા શોધીએ છીએ.

ષ્ટાઉફ્ફાખર: ત્યારે ઉરી તલવાર લે. રોમજાત્રામાં[124] એમની ધ્વજા અમારાથી આગળ ફરકે.

વાલ્ટર પુઇસ્ટ: માનની એ તલવાર શ્વીટ્સને ભાગે આવે, કારણ કે અમારા સર્વેના વંશજો ત્યાંથી[125] ઉતરી આવેલા છે.

રોઇઝલમાન: આ ભવ્ય સ્પર્ધાનો હું મિત્રભાવે નિકાલ કરૂં. મંત્રસભામાં શ્વીટ્સ આગળ, રણક્ષેત્રમાં ઉરી આગળ.

વાલ્ટર પુઇસ્ટ: ( ષ્ટાઉફ્ફાખરને તલવાર ધરે છે ) લ્યો ત્યારે.

ષ્ટાઉફ્ફાખર: મને નહિ, એ માન કોઇ મોટાને મળવું જોઇએ.

*—————

એમ બતાવવાને આસનની બે બાજુએ બે નાગી 'સત્તાધારી તલવારો' જમીનમા અણી ખોશીને ઉભી રોપે, એક બાજુએ સભાનો મંત્રી ને બીજી બાજુએ કારકુન બેસે; સામે એક મોટો દેશગ્રંથ મુક, એ ગ્રંથમાં દેશની બધી હકીકતો નોધેલી હોય છે.

૧૨૪ જર્મન રાજાઓ ચુટાઇને સમ્રાટ થતા, ત્યારે તેમને રાજ્યાભિષેકને માટે રોમ જવુ પડતુ, ને ત્યા પોપ એ ક્રિયા કરતો. સામ્રાજ્યના બધા વિભાગોના—એ કારણે શ્વીટ્સના પણ—પ્રતિનિધિઓ આ ક્રિયાને પ્રસંગે રોમમા હાજર થતા.

૧૨૫ એ નિર્જન પર્વતપ્રદેશોમાના શ્વીટ્સ પ્રાન્તમાં સૌથી પ્રથમ આવી વસ્યા, ત્યાર પછી બીજા પ્રાન્તોમાં પ્રસર્યા. આ જ કારણથી તે પ્રાન્તના નામ ઉપરથી સમગ્ર દેશનું નામ પડ્યુ.

ઇમ હોફ્: ઉલ્રીષ લુહાર સૌથી વૃદ્ધ છે.

આઉફ્ ડર માઉઅર: છે તો ચતુર પુરુષ, પણ સ્વાધીન નથી; અને શ્વીટ્સને નિયમે કોઇ પરાધીન જન ન્યાયાધીશ બની શકે નહિ.

ષ્ટાઉફ્ફાખર: પણ તમે આમને જોતા નથી?–આ અમારા ભૂતપૂર્વ ન્યાયાધીશ મહાજન રેડિંગને? એથી વધારે યોગ્ય પુરુષ તે આપણને બીજો કયો મળવાનો હતો?

વાલ્ટર ફુઇસ્ટ: ત્યારે એ ન્યાયાધીશ જ આજની આપણી સભાના અધ્યક્ષ થાય. એ પ્રસ્તાવને મત આપતા હોય તે પોતાના હાથ ઉંચા કરે.

[ સૌ પોતાના હાથ ઉંચા કરે છે. ]

રેડિંગ: ( વચ્ચે જાય છે. ) ગ્રંથો ઉપર તો અત્યારે મારો હાથ મુકી શકતો નથી, તેથી ઉપરના ચિરસ્થાયી તારાઓને સાક્ષી રાખી પ્રતિજ્ઞા લઉં છું કે સત્ય તથા ન્યાયથી હું કદાપિ ચળીશ નહિ. ( તેની આગળ બે તલવારો મુકાય છે અને તેની આસપાસ સૌ કુંડાળે વળી બેસે છે શ્વીટ્સ વચ્ચે રહે છે, ઉરી જમણે હાથે ને ઉંટરવાલ્ડન ડાબે હાથે. રેડિંગ પોતે પોતાની યુદ્ધતલવાર ઉપર ટેકો દેઇ ઉભો રહે છે. ) એવું તે શું છે કે પર્વતપ્રદેશના ત્રણ લોક સરોવરને આ ઉજ્જડ કિનારે ભૂતપ્રેતને નિકળવાને સમયે એકઠા મળ્યા છે? તારાએ પ્રકાશિત આ આકાશ નીચે આપણે આજે નવું મિત્રબંધન ગાંઠીએ છીએ એ શાને માટે?

ટાઉફ્ફાખર: ( આગળ આવી[૧૨૬] ) આપણે કશું નવું બંધન બાંધતા નથી. આપણા પૂર્વજોના સમયનું આપણું જે પુરાતન બંધન, તેને માત્ર તાજું કરીએ છીએ. નક્કી જાણજો,

* ———

૧૨૬ સંપ્રદાય એવો કે બોલનાર વર્તુળની અંદર આગળ આવી અધ્યક્ષ સામે મ્હો રાખી ઉભો રહે ને પછી બોલે.

બંધુઓ, કે સરોવરે અને પર્વતોએ આપણને જુદા પાડી નાખ્યા છે અને આપણે ત્રણે લોક પોતપોતાને કાયદે ચાલીએ છીએ, છતાંયે આપણે એક જ[૧૨૭] વંશના છીએ; એક જ લોહીના છીએ અને જ્યાંથી આપણે અહીં આવ્યા છીએ એ આપણું પ્રાચીન ઘર પણ એક જ હતું.

વિંકલરીડ: આપણે બહુ દૂરની ધરતીમાંથી અહીં આવ્યા છીએ એવું ગીતોમાં[૧૨૮] જે ગવાય છે, એ ત્યારે ખરૂં જ કે? ભલા, ત્યારે એવું એવું જે કંઇ તમે જાણતા હો તે કહો, જેથી આપણું પ્રાચીન[૧૨૯] બંધન હવે નવે રૂપે બળવાન થાય.

શ્ટાઉફ્ફાખર: ત્યારે સાંભળો, વૃદ્ધ ગોપજનો શું કહે છે તે: દૂર દૂર[૧૩૦] ઉત્તર દેશમાં પૂર્વે એક બળવાન જાતિ વસતિ હતી; એકવાર ભયંકર દુકાળ પડચો. એ સંકટમાં દેશની પંચાયતે મળી ઠરાવ કર્યો કે જેના નશીબમાં ચીઠી નિકળે એવો દર દશે એક જણ પિતૃભૂમિ છોડી ચાલ્યો જાય—અને એ પ્રમાણે થયું. અને રોતાંકકળતાં સ્ત્રીપુરુષોનો મોટો સંઘ દક્ષિણ દિશાએ ચાલી નિકળ્યો, ડૉઇચ લોકોની ભૂમિમાં તલવાર વડે માર્ગ કરતો કરતો તે સંઘ વને ઢંકાએલા પર્વતોના આ ઉંચા પ્રદેશોમાં આવી પહોંચ્યો. હાલ મેદાનોની વચમાં થઇને જ્યાં મુઓટા નદી વહે છે તે ઘીચ વનવાળી ખીણમાં

*———

૧૨૭ એક જ વંશના એટલે સ્વેડીશ. **સ્વેડીશ** અને **શ્વીટ્સ** એ બે શબ્દોમા જ સામ્ય છે. નોંધ ૧૩૦ જોશો.

૧૨૮ ગીતોમાં જે ગવાય છે. સત્તરમી સદીમાં ઉટરવાલ્ડનની દક્ષિણે આવેલી હાસ્લીટાલમાં ગવાતો 'પૂર્વ ફ્રીસીઅન ગરબો'. એ ગરબાનો સાર મુઇલરે ગદ્યમાં લખ્યો છે, તેનો આધાર લેઇ અહીં શિલર વર્ણન કરે છે. એ ગરબો જોડાયાનો કાળનિર્ણય થયો નથી. હાલ શેખહોલ્સે પ્રકટ કર્યો છે

૧૨૯ નોધ ૬૩માંનુ ઇ. સ. ૧૨૯૧વાળુ નહિ, પણ એથીયે પ્રાચીન.

૧૩૦ દૂર દૂર ઉત્તર દિશામા. અહીં સ્વીડનનુ નામ દીધુ નથી, પણ વર્ણન તો એનુ જ છે. નોધ ૧૨૭ જોશો

આવ્યો, ત્યાં સુધી એ સંઘ થાકને ન ગણકારતો ચાલ્યા કર્યો. માનવીનું પગલું તો દેખાતું ય નહિ, માત્ર સરોવર-કિનારે એકલું એક ઝુંપડું હતું; ત્યાં એક માણસ રહેતો હતો ને મછવો ચલાવતો હતો. તે વારે સરોવરમાં ભારે તોફાન હતું અને પાર ઉતરાય એમ ન હતું, એટલે તેઓ પાસેનો પ્રદેશ જોઇ વળ્યા; પુષ્કળ સુંદર જંગલો મળી આવ્યાં ને સારાં નદીનાળાં પણ જડી આવ્યાં; અને જાણે પોતાની પ્રિય પિતૃભૂમિમાં જ પોતે હોય એવું એમને લાગ્યું; ત્યાં જ રહેવાનો એમણે ઠરાવ કર્યો, પ્રાચીન નગર શ્વીટ્સ ત્યાં બાંધ્યું. બહુ દિવસ સુધી જમીનમાં ઉંડે ગએલાં ને ગુંચાએલાં મૂળવાળાં ઝાડને બહુ મહેનતે ખોદી કાઢી ધરતી સાફ કરી. દિવસ વિત્યા અને તેમનો પરિવાર વધ્યો, તેમ જમીનની તાણ પડવા માંડી, ત્યારે વળી ત્યાંથી કેટલાક નીકળી ચાલ્યા તે શ્યામગિરિ[131] ઓળંગીને ઠેઠ વાઇસલાણ્ડ સુધી ગયા, જ્યાં ચીરસ્થાયી હિમપટોની પેલી પાર કોઇ બીજી ભાષા[132] બોલનારા લોક વસે છે. કૅર્નવાલ્ટમાં એમણે ષ્ટાન્સ નગર વસાવ્યું, રૅાઇસની ખીણમાં આલ્ટૉર્ફ નગર વસાવ્યું – છતાં તેમને પોતાના પૂર્વજોના પ્રદેશનું સ્મરણ છે; તેમના દેશમાં ત્યાર પછી આવી વસેલી સર્વ જાતિઓમાંથી શ્વીટ્સ લોકો પોતાનાંને ઓળખી લે છે – હૈયું ને લોહી પોતપોતાનાંને ઓળખી લે છે. (ડાબી અને જમણી બાજુએ પોતાના હાથ પહોળા કરે છે)

આઉફ ડર માઉઅર : હા, આપણે **એક** હૃદયના ને **એક** લોહીના.

સર્વે (પરસ્પર હાથ મેળવીને) : આપણે **એક** લોક છીએ અને **એક** થઇ કાજ કરીશું.

*―――

૧૩૧ બ્રુછનિક પર્વતો.

૧૩૨ વાલિસ (વાલે) પ્રાન્તમાં ફ્રૅચ ભાષા બોલાય છે, ટેસીનમાં (ટીસીનોમાં) ઇટાલિયન ભાષા બોલાય છે.

સ્ટાઉફ્ફાખર: બીજા[133] લોક પરદેશી ધુંસરી વહે છે, તેઓ વિજેતાને નમી પડયા છે. પોતે બીજાની ચાકરી કરે છે ને પોતાનું દાસત્વ પોતાના વંશજોને વારસામાં સોંપે છે, એવા કેટલાક વસાયા[134] ખુદ આપણા મુલકમાં પણ છે. પણ આપણે પ્રાચીન શ્વીટ્સજનોના વીર વંશજો આપણી સ્વાધીનતાનું પરાપૂર્વથી રક્ષણ કરતા આવ્યા છીએ, રાજાઓને ચરણે આપણે કદી શિર નમાવ્યું નથી, માત્ર સ્વેચ્છાથી સમ્રાટનું છત્ર આપણે માગી લીધું છે.

રોઇઝલમાન: માત્ર સ્વેચ્છાથી સામ્રાજ્યનું રક્ષણ અને છત્ર આપણે માગી લીધું છે. સમ્રાટ ફ્રીડ્રિષના[135] પટાથી એ સાફ સાફ જાણી શકાય છે.

સ્ટાઉફ્ફાખર: કારણ કે અત્યંત સ્વતંત્ર લોક પણ ઉપરિ વિનાના નથી. વિવાદ થયે ન્યાયનું નિરાકરણ કરવાને કોઇ ઉપરિ, કોઇ મુખ્ય ન્યાયાધીશ તો જોઇએ. એટલા માટે આપણા પુર્વજોએ, પ્રાચીન જંગલોને સાફ કરી જે ભૂમિ એમણે પોતાની કરી હતી, તે ભૂમિ ઉપર એવો અધિકાર ડૉઇચલાણ્ડ તેમજ વેલ્શલાણ્ડના પ્રભુને—સમ્રાટને—આપ્યો, અને

---

૧૩૩ બીજા પ્રાન્તોના બીજી જાતિઓના

૧૩૪ જોઇએ તો વસાવ્યા, કે જોઇએ તો પોતાની મેળે વસવા આવ્યા ( અને તો વસવા + આયા = વસવાયા ), પણ તેઓ જમીનદારને આશરે જીવનાર તો ખરા જ અને તેથી એ નામમા રહેલી ભાવના ( આપણા દેશમાં પણ ) હલકી પડી ગએલી છે. આવા વસાયા સ્વાધીનજન નહોતા, તેમને જાગીરદારની કોઇ ને કોઇ પ્રકારે ચાકરી કરવી પડતી, અને તેમના વતીનો મત પણ જાગીરદારજ આપતા. સાંસ્થાનિકો ( Settlers ) સ્વાધીન હતા.

૧૩૫ સમ્રાટ બીજા ફ્રીડ્રિષે ઇ. સ. ૧૨૪૦મા ફ્રાવન્સમાં ત્યાંના યુદ્ધસમે જે પટો લખી આપેલો, તેનો ભાવાર્થ—પ્રાચીન ઇતિહાસકોને અભિપ્રાયે—એવો છે કે શ્વીટ્સ જાતિ સ્વતંત્ર અને જર્મન સામ્રાજ્યના પક્ષમા છે, તથા સ્વેચ્છાએ સામ્રાજ્યના ઐકયમા જોડાય છે.

તેના સામ્રાજ્યના બીજા સ્વાધીનજનોની પેઠે જ માનપ્રદ યુદ્ધ-સેવા કરવા વચન આપ્યું; કારણકે જે સામ્રાજ્ય રક્ષણ આપે તેનું રક્ષણ કરવું એ એકમાત્ર ધર્મ સર્વે સ્વાધીનજનોનો છે.

મૅલ્ષટાલ: એનાથી વધારેનું કબુલવું એ ગુલામીની નિશાની!

સ્ટાઉફ્ફાખર: સેનામાં જોડાવાનું જ્યારે સમ્રાટનું તેડું આવતું,[136] ત્યારે એ જતા અને એમની પડખે રણસંગ્રામમાં ઉભા રહેતા. એમને માથે રોમસામ્રાજ્યનો મુકુટ પહેરાવવાની ક્રિયા કરાવવાને હથિયાર સજી તેમની સાથે ઇટાલી જતા. પણ ઘેર તો પોતાના કાયદાએ અને પૂર્વાચારે સ્વાધીનભાવથી આનંદભેર રાજ્ય ચલાવતા, માત્ર મોતની સજા કરવાની હોય ત્યાં[137] જ ન્યાય કરવાનો અધિકાર સમ્રાટને[138] હતો. અને એ માટે એમણે એક મોટા ઉમરાવને પોતાનો પ્રતિનિધિ યોજ્યો હતો, પણ એને રહેવાનું આ દેશમાં[139] ન હતું. જ્યારે એવો ભયંકર અપરાધ બને, ત્યારે લોક એ પ્રતિનિધિને દેશમાં તેડે; ખુલ્લા આકાશની[140] નીચે કોઇ પણ માણસનો ભય રાખ્યા વિના સાફસાફ એ ન્યાય આપે. આપણે દાસજન છીએ, એવું નામનિશાન પણ, બોલો, ક્યાં હતું? મારૂં આ બોલવું જેને જુઠું લાગતું હોય તે બોલી નાખે!

*———

૧૩૬ અતિ પ્રાચીન કાળે એવો રિવાજ હતો કે યુદ્ધમા જઇ શકે એવા સર્વેને તેડું આવતુ પછી એમ થયુ કે પ્રદેશના ઉપરિને એવુ તેડુ આવે કે તેણે પોતાના સૈનિકોને લેઇ હાજર થવુ.

૧૩૭ બીજા કશામાં ય નહિ

૧૩૮ અને તે પણ સમ્રાટનેજ કે તેના નીમેલા પ્રતિનિધિનેજ, બીજા કોઇને ય નહિ.

૧૩૯ તેથી કોઇની સાથે ઘરોબો થાય નહિ ને તે કારણે પક્ષપાત પણ થાય નહિ.

૧૪૦ પૂર્વે જર્મનજાતિની પ્રજાઓ ખુલ્લામાં ન્યાયસભાઓ ભરતી.

ઇમ હોફ્: ના, તમે કહો છો તે બધું સાચું છે, બળાત્કારનું રાજ્ય આપણે કદી સહ્યું નથી.

સ્ટાઉફફાખર: અરે, ખુદ સમ્રાટને[૧૪૧] પણ તાબે રહેવાનું આપણા પૂર્વજોએ ના પાડયું હતું, જ્યારે એણે મહંતના લાભમાં ફેંસલો આપ્યો હતો ત્યારે; બાપદાદાના વખતથી આલ્પનાં જે જંગલોમાં આપણે ઢોર ચરાવતા હતા તે જંગલો ઉપર આઇનઝીડેલનના મઠવાળાઓએ હક કર્યો. મઠને[૧૪૨] મહન્તે એક જુનો લેખ[૧૪૩] કાઢયો તે લેખમાં બીનમાલકીનું એ જંગલ મઠને નામે ચઢાવી આપ્યું હતું, કારણકે આપણી વસતિનું એ જંગલ છે, એ વાત ગુપ્ત[૧૪૪] રાખવામાં આવી હતી. તે વારે આપણે ઉત્તર આપેલો કે 'એ લેખ છળકપટથી લખાવી લીધેલો છે. જે અમારૂં છે, તેનું દાન કોઇ સમ્રાટ પણ ન કરી શકે અને રાજ્ય જો અમારા હકની અવગણના કરશે તો અમારા પર્વતોમાં એ રાજ્યની અવગણના કરીશું,'—આમ[૧૪૫] આપણા પૂર્વજોએ કહેલું! ત્યારે શું

*———

૧૪૧ હાઇન્રિક પાંચમાને (૧૧૦૬–૧૧૨૫); કારણ કે એણે ૧૧૧૪માં લોકવિરૂદ્ધ મહન્તના લાભમાં એણે ન્યાય ઉતાર્યો હતો

૧૪૨ મુઇલર લખે છે કે આઇનઝીડેલનના મહન્ત ગેરહાર્ટે બાઝલની પચાયતમા શ્વીટ્સના લોક ઉપર એવો આરોપ મુકયો કે મઠની ભોંયમા એ લોક ઢોર ચરાવી જાય છે. એ જમીન ઉપર મઠનો માલકીહક બહુ પુરાણો છે એવો પોતાનો હક સાબિત કરવાને એણે, સમ્રાટ હાઇન્રિક બીજાએ ઇ. સ ૧૦૧૮મા લખી આપેલો એક લેખ,(૧૪૩) રજુ કર્યો, તેમાં લખ્યું હતું કે બીનમાલકીના એ જગલની માલકી મઠને મળે શ્વીટ્સ દેશમા લોકો વસવા આવ્યા છે અને એ જગલોમા પોતાના ઢોર ચરાવે છે એ વાત ગેરહાર્ટના પૂર્વપુરુષોએ સમ્રાટથી છુપાવી (૧૪૪) રાખી એ દસ્તાવેજ કરાવી લીધો હતો. આ દસ્તાવેજને આધારે ( નોંધ ૧૪૧ જોશો. ) સમ્રાટ હાઇન્રિક પાચમાએ ઇ. સ. ૧૧૧૪માં મહતના લાભમા ઠરાવ કરી આપ્યો, (૧૪૫) પણ લોકોએ એ ઠરાવ સ્વીકાર્યો નહિ, અને છતાંયે એમને કોઇએ હેરાન કર્યા નહોતા પણ ઇ. સ. ૧૧૪૪માં સમ્રાટ કૉન્રાટ ત્રીજાએ એમને

આપણે આ નવી ધુંસરીનું અપમાન સહીશું? ભલભલી સત્તાવાળો સમ્રાટ પણ એવું અપમાન આપતાં અચકાય, તો પરદેશીના આ એક ચાકરનું?[૧૪૬] આ તો અનાદિ કાળથી જંગલ હતાં, તેમાં રાની રીંછોના વાસ હતા, આપણે પોતાને માટે જાતે તન તોડીને આ જમીન સાફ કરી છે ને માણસને વસવા યોગ્ય કરી છે; કીચડમાંથી બહાર આવેલા સિંહાસુરના કુળનો આપણે નાશ કર્યો છે; આ વનપ્રદેશોની ઉપર નિત્ય ઘેરાતા ધુમસના ઘાડા આવરણને આપણે ભેદી નાખ્યુ[૧૪૭] છે; સખ્ત ખડકોને[૧૪૮] તોડી નાખ્યા છે અને પ્રવાસીઓને જવા માટે કોતરો ઉપર મજબુત પુલ[૧૪૮] બાંધ્યા છે; હજારો[૧૪૯] વર્ષથી આ જમીનનો કબજોભોગવટો આપણો છે. અને આજે પરદેશીનો એક[૧૪૬] ચાકર આવી આપણી પોતાની જ ભૂમિ ઉપર આપણને બેડીઓ જડે અને અપમાન આપે? આવા જુલમ સામે શું કોઇ જ ઉપાય નહિ? ( સર્વે જણ વ્યાકુળ થઇ ઉઠે છે ) ના, જુલમગારની સત્તાને પણ સીમા તો હોય જ! જ્યારે પીડિતોને ક્યાંય પણ ન્યાય મળતો નથી, જ્યારે ભાર અસહ્ય થઇ પડે છે ત્યારે એ શ્રદ્ધાપૂર્વક આકાશ તરફ જુએ છે અને સાક્ષાત તારાઓ સમાન સ્થાવર એવા પોતાના અમર હકને ત્યાંથી ઉતારી આણે છે. માનવીની સામે માનવી વૈરભાવે ઉભો થાય છે, ત્યારે

*———

ડરાવ્યા ત્યારે એ લોક પોતાની મેળેજ સામ્રાજ્યથી અલગ થઇ ગયા. વળી ઇ. સ. ૧૧૫૨મા પહેલા ફ્રીડ્રિષે એમને નોતર્યા, ત્યારે પાછા સામ્રાજ્યમા જોડાયા. આવી તકરાર બસો વર્ષ સુધી ચાલેલી

૧૪૬ ગૅસ્લર આદિ ઓઇસ્ટરરાઇખના સુબાઓ

૧૪૭ જગલો તોડી ખેતી કરવા લાયક સપાટ જમીન બનાવી દીધી. જગલ ગયાથી ધુમસ ઓછો થયો

૧૪૮ રસ્તા તૈયાર કર્યા.

૧૪૯ અનેક

પ્રકૃતિની આરંભદશા[150] ફરી શરૂ થાય છે. જ્યારે બીજું કશું સાધન રહેતું નથી ત્યારે છેલ્લું સાધન તલવાર એ તો એને મળી જ છે. આપણા વહાલામાં વહાલા ધનનું[151] આપણે જુલમથી રક્ષણ કરવું જ જોઇશે. આપણી ભૂમિને માટે આપણે ઉભા છીએ, આપણી સ્ત્રીઓ-ને માટે, આપણાં બાળકોને માટે આપણે ઉભા છીએ!

સર્વે: ( તલવાર ઉપર હાથ મુકી ) આપણી સ્ત્રીઓને માટે, આપણાં બાળકોને માટે આપણે ઉભા છીએ!

રોઈઝલમાન: ( આગળ આવી ) તલવાર લો તે પહેલાં ખુબ વિચારજો! તમે વખતે સમ્રાટની સાથે હજી યે સંધિ કરી શકશો. માત્ર એક શબ્દ—અને જે જુલમગારો તમારા ઉપર અત્યારે કાળો કેર કરી રહ્યા છે તે તમારી ખુશામદ કરતા આવશે. એ લોક જે માગણી વારંવાર કર્યાં કરે છે તે સ્વીકારો, સમ્રાટથી છુટા થાઓ અને ઓઇસ્ટરરાઇષની સત્તા સ્વીકારો.[152]

આઉફ ડર માઉઅર: શું, પુરોહિત આ બોલે છે શું? ઓઇસ્ટર-રાઇષને બંધાવું!

આમ બુઇયલ: એની વાત સાંભળો ના!

વિંકલરીડ: અરે આ શબ્દો તો દેશદ્રોહીના! ભૂમિના શત્રુના!

રેડિંગ: શાન્તિ, શાન્તિ, બંધુઓ!

ઝેવા: આટઆટલે અપમાને પણ ઓઇસ્ટરરાઇષને નમવું?

*———

૧૫૦ બળ વડે પણ આત્મરક્ષણ કરવુ પ્રાણીમાત્રનો અને તેથી માનવીનો પ્રાકૃતિક હક એ સૃષ્ટિનો આરંભકાળનો નિયમ.

૧૫૧ સ્વાધીનતાનુ, સ્વતંત્રતાનુ.

૧૫૨ રૉઇઝલમાન પુરોહિતના આ બોલ ગભીર નથી; એ તો માત્ર સર્વની પરીક્ષા કરવા અને 'આપણે તો સ્વાધીન જ રહેવાના' એ નિર્ણય ઉપર સૌને લાવવા જ બોલાએલા છે.

ફૉન ડર ફ્લુઈએ: જે ધન માગ્યું ત્યારે સમી રીતે આપ્યું નથી, તે હવે બળાત્કાર થતે લુંટાઇ જવા દેઇશું?

માઇયર: અને પછી આપણે ગુલામ થઇશું, અને ગુલામગિરિને યોગ્ય બની રહીશું?

આઉફ ડર માઉઅર: ઓઇસ્ટરરાઇષને શરણે જવાની વાતો જે કરે તેના શ્વીટ્સજનના સૌ હક જાય! સભાપતિ, હું એ સંબંધે પ્રસ્તાવ કરૂં છું: સૌથી પહેલો કાયદો તો આપણે એજ કરવો.

મૅલ્ષટાલ: હા, ખરૂં છે! ઓઇષ્ટરરાઇષને શરણે જવાની વાતો જે કરે તેના સૌ હક ને સૌ માન જાય, કોઇ ભાઈ એની સાથે દીવાદેવતાનો વહેવાર ના રાખે.

સર્વે (જમણો હાથ ઉંચો કરીને): કબુલ, એ આપણો કાયદો.

રેડિંગ (થોડી વાર અટકીને): ચાલો, એ કાયદો.

રોઇઝલમાન: હવે તમે સ્વાધીન છો, આ કાયદેજ તમે સ્વાધીન થયા. ઓઇસ્ટરરાઇષ આપણી પાસેથી જે મિત્રભાવે પ્રાપ્ત ન કરી શકયુ તે બળાત્કારે ઝુંટવી શકશે નહિ.

યૅાસ્ટ ફૉન વાઈલર: હાં, આગળ ચલાવો.

રેડિંગ: દેશજનો, બધા નમ્ર ઉપાયો અજમાવી ચુકયા?[153] વખતે રાજાને આ વાતોની ખબર નહિ હોય; આપણે સહન કરીએ છીએ એ તેની ઇચ્છા વિરુદ્ધ પણ વખતે હોય. આ છેલ્લો ઉપાય આપણે અજમાવી જોઇએ; આપણે તલવાર પકડતા પહેલાં આપણી બધી ફરિયાદો તેને કાને પહોંચાડીએ.

* ——————

હિંસાબળ સર્વદા, સાચી બાબતમાં પણ, ભયંકર છે. માનવીનું નથી ચાલતું ત્યારે જ પ્રભુ સહાય થાય છે.[૧૫૪]

બ્ટાઉફ્ફાખર (કૉન્રાટ હુનને): હવે તમારી વારી. બાતમી આપવાની તમારે છે, બોલો!

કૉન્રાટ હુન: સ્વતંત્રતાનો આપણો પ્રાચીન[૧૫૫] લેખ તાજો કરાવવા લોકોનો મોકલ્યો હું હાઇનફૅલ્ટ નગરમાં રાજાને દરબારે ગયો હતો, કારણકે દરેક નવો રાજા એ લેખને તાજો કરી આપતો આવ્યો છે; વળી સુબાઓના ભારે જુલમ સામે સાથે સાથે ફરિયાદ પણ કરવાની હતી. ત્યાં ઘણાં નગરોથી આવેલા દૂતોને મેં જોયા, શ્વાબનથી[૧૫૬] અને હાઇનની ખીણના પ્રદેશોથી આવેલાને પણ જોયા. એમને પોતાના દસ્તાવેજ મળ્યા, તે લેઇને સૌ પોતપોતાને દેશ ચાલતા થયા. પછી મને, તમારા દૂતને વાત કરવા બોલાવ્યો

---

૧૫૪ ડૅાઇચ કહેવત: Gott hilft nur dann, wenn der Mensch nicht mehr helfen kann (= માનવીનુ નથી ચાલતુ ત્યારે–તેને તાવી જોયા પછી–જ પ્રભુ સહાય થાય છે) અને અંગ્રેજી કહેવત: God helps those that help themselves (= જે પોતાને સહાય થાય છે, તેને પ્રભુ સહાય થાય છે) એ બે વચ્ચેનો તથા તેમાથી સ્ફુરતી ભાવનાઓ વચ્ચેનો ભેદ સમજવા જેવો છે.

૧૫૫ નોધ ૧૩૫માં જણાવેલો.

૧૫૬ શ્વાબનનો ઉમરાવ હાન્સ હાન્સ એ યોહાનસનુ લઘુરૂપ છે હાન્સ સમ્રાટ આલ્બ્રૅબ્ટનો ભત્રિજો થાય, અને અહી જણાવ્યા પ્રમાણે એને વારસો નહિ આપ્યાને કારણે–છેલ્લા અંકના બીજા પ્રવેશમાં જોઇ શકાશે કે–પોતાના કાકા સમ્રાટનુ ખુન કર્યુ. 'એણે જાતે નિકાલ કરી' લીધો અને એજ સૂચના એની સાથે ઉભેલા બે અમીરો કૉન્રાટ હુનને પણ કરે છે હાન્સ સમ્બન્ધેની થોડીક વધારે માહિતિ માટે પાત્રામા યોહાનસ પારીસીડા ઉપરની નોધમાંથી મળશે.

ને 'સમ્રાટને[૧૫૭] અત્યારે અવકાશ નથી, બીજે કોઇ પ્રસંગે એ જરૂર તમારે માટે વિચાર કરશે,' એવું ખાલી આશ્વાસન આપી મને વિદાય કરી દીધો. દુઃખભર્યે હૃદયે જ્યારે હું મહેલના એક ખંડમાં થઇને પાછો નિકળતો હતો, તેવે[૧૫૮] મેં ઉમરાવ હાન્સને[૧૫૯] એક બારી પાસે રોતો ઉભેલો જોયો; એની પાસે વાર્ટ અને ટેગરફ્લ્ટના અમીરો ઉભા હતા. એ અમીરોએ મને બોલાવ્યો ને કહ્યું: "તમારો નિકાલ તમે જાતેજ કરી લો! રાજા પાસેથી ન્યાયની આશા રાખતા ના. પોતાના જ ભાઇના બાળકને એણે નથી લુંટી લીધો? આ ઉમરાવ હવે ઉમરે આવ્યો છે અને પોતાની માના વારસા-ની[૧૫૯] માગણી કરે છે, કારણકે પોતાની ભૂમિ ઉપર અને પોતાના લોક ઉપર પોતે રાજ્ય કરવાને યોગ્ય થયો છે. એને જવાબ શો મળ્યો, ખબર છે? 'સમ્રાટે એને માળા પહેરાવી છે, યુવાન પુરુષને એટલો શણગાર બસ છે.'"

આઉફ ડર માઉઅર: તમે બધા આ સાંભળો છો. સમ્રાટ પાસેથી હક અને ન્યાયની આશા રાખતા ના! તમારી જાતેજ નિકાલ કરી લો!

રેડિંગ: આપણે માટે બીજો કોઇ માર્ગ જ નથી, ત્યારે આપણે અંતે કેમ વિજયી થઇએ તે સંબંધે વિચાર કરો.

વાલ્ટર ફુઇસ્ટ: (વર્તુળમા પ્રવેશી) તિરસ્કારપાત્ર પરાધીનતાને આપણે છેદી નાખીશું, પૂર્વજો તરફથી આપણને વારસામાં મળેલા પ્રાચીન અધિકારનું આપણે રક્ષણ કરીશું; નવું લેવાની નિરંકુશ લાલસાઓ આપણને છે નહિ, સમ્રાટનું છે

*

૧૫૭ ચુડીએ આપેલા ઇતિહાસની શરૂઆત જોશો.

૧૫૮ ચુડીએ આપેલા ઇતિહાસમાં આ પ્રસંગ જોશો.

૧૫૯ સમ્રાટ રૂડૉલ્ફે હાન્સની માતાને કીબુર્ગનો પ્રદેશ આપ્યો હતો, અ તેનો વારસ હાન્સ જ હતો. એના પિતા રૂડૉલ્ફ તરફથી એને સ્વાબન પ્રાન્ત મળ્યો હતો.

રેડિંગ : પણ બોલો ! આપણે આપણી સાધના સાધીશું શી રીતે? શત્રુના હાથમાં તો હથિયાર છે અને સાચું બોલાવો તો, એ કાંઇ એમ તરત છોડી દેશે નહિ.

સ્ટાઉફ્ફાખર : પણ આપણને હથિયારે સજ્જ થએલા દેખશે, ત્યારે એની મેળે છોડશે; અને એ સજ્જ થઇ શકે તે પહેલાં આપણે ઓચિંતો છાપો મારવો.

માઇયર : બોલવું સહેલું છે, બાકી કરવુ તો અઘરૂં પડશે. સમસ્ત દેશમાં બે કિલ્લા સૌથી બળવાન છે, એ જ શત્રુને રક્ષણ આપી શકે છે અને રાજા આપણી ઉપર ચઢી આવશે ત્યારે એ જ કિલ્લા આપણને ભયંકર થઇ પડશે. ત્રણે પ્રાંતોના લોકો તલવાર ઉંચકે તે પહેલાં એ બે કિલ્લાને– રૉસબર્ગને અને ઝાર્નનને–સર કરવા જોઇએ.

સ્ટાઉફ્ફાખર : જો આપણે વાર કરીશું, તો શત્રુઓ ચેતી ગયા સમજજો. અહીં આપણે એટલા બધા છીએ કે વાત ગુપ્ત રાખવી કઠણ થઇ પડશે.

માઇયર : આ વનપ્રદેશોમાં વિદ્રોહી તો કોઇ જ નથી.

રોઇઝલમૉન : ઉત્સુકતાને કારણે પણ વાત બહાર પડી જાય.

વાલ્ટર ફુર્ઇસ્ટ : વાત વિલમ્બે પડશે તો આલ્ટૉર્ફનો ગઢ પુરો થઇ જશે ને સુબાની સ્થિતિ નિર્ભય થઇ જશે.

માઇયર : તમે તમારો જ વિચાર કરો છો.

ભંડારી : તમે અન્યાયકથા બોલો છો.

માઇયર ( ઉભો થઇ જઇ ) : અમારી તે અન્યાયકથા? ઉરી અમને મહેણું મારે?

રેડિંગ : શાન્તિ! તમારા શપથ[૧૬૩] સંભારો!

*———

૧૬૩ સ્વીટ્સરલાણ્ડનો દરેક યુવક સોળ વર્ષનો થાય એટલે તેને દેશના કામકાજમાં ભાગ લેવાનો અધિકાર પ્રાપ્ત થાય પણ એવો અધિકાર પ્રાપ્ત

માઇયર: હા, શ્વીટ્સ પણ ઉરીની સાથે મળી જતું હોય તો અમારે ચુપ થવું જ પડે.

રેડિંગ: પંચાયત સમક્ષ મારે તમને જણાવવું પડે છે કે તમારા ઉતાવળા સ્વભાવને લીધે જ શાન્તિનો ભંગ થાય છે! આપણે સર્વે એક સામાન્ય હેતુએ એકઠા થયા છીએ તે સંભારો.

વિંકલરીડ: જો આપણે સ્વામીના પર્વ[૧૬૪] સુધી થોભી જઇએ તો પ્રાચીન[૧૬૫] સંપ્રદાયને અનુસરી લોક ગવર્નરને ભેટ આપવા તે પ્રસંગે કિલ્લામાં[૧૬૬] આવશે. તે વારે દશ કે બાર જણ કિલ્લામાં ગુપચુપ જઇ ભરાય, સાથે લોઢાના અણીઆળા ખીલા ગુપ્ત રીતે લેતા જાય, એ ખીલાને જરૂર પડયે તુરત જ દંડાઓમાં ઠોકી ઘલાય; કારણકે કિલ્લામાં કોઇને હથિયાર લેઇને પેસવા દેતા નથી. અનેક માણસો પાસેના જંગલમાં સજ્જ થઇને ભરાઇ રહે; અને બીજા દરવાજો કબજે કરવા ભાગ્યશાળી થાય કે તરત જ રણશિંગું ફુંકે, એટલે નીચે સંતાએલા આવીને તુટી પડે. અને આમ થોડી મહેનતે કિલ્લો આપણો થઇ જશે.

મૅલ્ષટાલ: રૅાસબર્ગના કિલ્લા ઉપર ચઢી જવાનું હું માથે લેઉં છું,[૧૬૭] કારણકે કિલ્લાની એક સ્ત્રી સાથે મારે સ્નેહસમ્બન્ધ છે. હું એને ધીમે રહી છેતરી પાડીશ ને રાત્રે મળવા જવાની મિષે કિલ્લા ઉપરથી દોરડાની નિસરણી મુકવાનું

*———

કરતાં પહેલા તેણે દેશના બંધારણને માન આપવાના શપથ લેવા પડે છે. એબલમાં શિલરે વાંચેલુ કે કઇ પણ વાંધો પડતા આ શપથની આણ દેવામાં આવે તો ગમે તે શ્વીટ્સજન નમી પડે.

૧૬૪ નાતાલ સુધી

૧૬૫ ચુડીગે આપેલા ઇતિહાસમા આ પ્રસગ જોશો.

૧૬૬ ઝાર્નનના કિલ્લામાં.

૧૬૭ ચુડીગે આપેલા ઇતિહાસમાં આ પ્રસંગ જોશો.

કબુલાવીશ; એક વાર હું ઉપર ગયો કે પછી તુરતજ મિત્રોને ઉપર લેઇ લેઇશ.

રેડિંગ: હાલ ત્યારે થોભી જવું એવી બધાની ઇચ્છા છે?

[ બહુ જણ હાથ ઉંચા કરે છે ]

સ્ટાઉફ્ફાખર: ( મત ગણી જુએ છે ) બાર સામે વીશની બહુમતી[૧૬૮] થાય છે.

વાલ્ટર ફુઇર્સ્ટ: જ્યારે નિર્ધારેલે દિવસે કિલ્લાઓ પડે, ત્યારે આપણે એક પર્વતથી બીજે એમ સર્વત્ર અગ્નિ સળગાવી[૧૬૯] નિશાની આપવી, પછી દરેક પ્રાન્તના પાટનગરમાં લોકસેના તુરતાતુરત એકઠી કરવી. પછી જ્યારે સુબા લોકને હથિયારબંધ જોશે, ત્યારે નક્કી માનજો કે યુદ્ધ કરવાની વાત છોડી દેશે ને પાંશરી રીતે ચાલતી પકડશે—આપણી પ્રાન્તસીમામાંથી બહાર નિકળી જશે!

સ્ટાઉફ્ફાખર: ના, ગૅસ્લરનો મને ભય લાગે છે; એ સામો થશે; એ ભયંકર છે, કારણકે એની પાસે ઘોડેસ્વારો છે; લોહી રેડ્યા વિના એ રણક્ષેત્ર છોડે એવો નથી. અરે, હાંકી

*

૧૬૮ ત્રણે પ્રાન્તોની સ્થિતિ નિરનિરાળી છે. ઉટગ્વાલ્ડનમાં રૉસબર્ગ અને ઝાર્નન એ બે મજબુત કિલ્લા છે; ઉરીમાં આલ્ટૉર્ફનો કિલ્લો તૈયાર થાય છે, પણ હજી તૈયાર થયો નથી; શ્વીટ્સમા તો એકે કિલ્લોજ નથી. આથી ત્રણે પ્રાન્તના પ્રતિનિધિઓ નિરનિરાળી દૃષ્ટિએ વિચાર કરે છે ને તેથીજ મતભેદ પડ્યો છે અધ્યક્ષને મત આપવાનો પ્રસંગજ આવતો નથી.

૧૬૯ પહેલા અંકના ચોથા પ્રવેશને અંતે મૅલ્પટાલને બોલતો સાંભળશો. સોઇત્સર કહે છે કે: "પર્વતો હોવાને કારણે શ્વીટ્સના લોકોને બીજો લાભ—રાજ્યનીતિને અંગે—એ છે કે તેમને શિખરે અગ્નિ સળગાવીને કે તોપો ફોડીને કે એવી બીજી નિશાનીઓ કરીને ઠામઠામ બધાને ખબર દેઇ દેવાય છે ને માત્ર એક કે બેજ દિવસમા સમસ્ત દેશ હથિયારબંધ થઇ જાય છે." આપણા રાજપુતાનામાં આરાવલિ પર્વતોનો પણ આવો ઉપયોગ વીર રાજપુતો કરતા.

કહાડશે પણ એ ભયંકર રહેવાનો; એને બચવા દેઇએ તો બહુ વિષમ ભયંકર થઇ પડવાનો!

બાઉમગાર્ટન: જ્યાં જીવનું જોખમ હોય, ત્યાં મને મુકો! મારો જીવ તો ટૅલને લીધે બચ્યો છે. ભલે દેશના હિતને માટે વળી ફરી એ જીવ ઝંપલાવું; મારી આબરૂ તો સચવાઇ છે અને હવે મારૂ હૃદય શાન્તિ પામ્યું છે.

રેડિંગ: વખત પ્રમાણે ઘા દેવાશે. હાલ તો ધીરજ રાખી રહો! માણસે પ્રસગ ઉપર પણ વિશ્વાસ મુકવો ઘટે. પણ જુઓ, આપણે અહીં અંધારે આ સભા ચલાવી રહ્યા છીએ, ત્યારે પણે પર્વતશિખરો ઉપર પ્રભાત પોતાનો લાલ પ્રકાશ પાડી રહ્યું છે—ચાલો હવે, દિવસ ઉગી જાય તે પહેલાં છુટા પડી ચાલતા થઇ જઇએ.

વાલ્ટર ફુઇર્સ્ટ: ચિંતા નહિ, આ ખીણોમાંથી રાત્રિ ધીરે ધીરે જ ચાલી જાય છે.

[ સર્વે તરત ટોપીઓ ઉતારે છે ને મળસ્કાના અજવાળામાં શાન્ત ધ્યાનમા નિમગ્ન થાય છે ]

રોઇઝલમાન: નગરનાં કષ્ટોથી ગુંગળાઇ ગએલા જે લોકો આપણી નીચે વસે છે તે સૌ કરતાં આ પ્રકાશ આપણે વહેલો જોઇએ છીએ; એ પ્રકાશને સાક્ષી રાખી આપણે પ્રતિજ્ઞા કરીએ છીએ: આપણે આ નવીન બન્ધનને વળગી રહીશું—સર્વે બંધુજનોની આપણે એક પ્રજા થઇશું, કોઇ વિઘ્નથી કે કોઈ ભયથી આપણે અલગ થઈશું નહિ.[૧૭૦]

*

૧૭૦ Wir wollen sein ein einzig Volk von Brudern,
In keiner Not uns trennen and Gefahr.

( સર્વ બંધુજનોની આપણે એક પ્રજા થઇશું, કોઇ વિઘ્નથી કે કોઇ ભયથી આપણે અલગ થઇશુ નહિ ) શિલરની આ બે પંક્તિઓ ૧૮૭૦-૧૮૭૧ના ફ્રૅંકો-જર્મન વિગ્રહમાં ડૉઇચ પ્રજા વારવાર ગાયા કરતી.

( ત્રણ[૧૭૧] આગળીઓ ઉચી કરી સર્વે આ પ્રતિજ્ઞા બોલી જાય છે. ) આપણા પૂર્વજો હતા તેવા આપણે સ્વતંત્ર થઇશું. દાસત્વમાં જીવવા કરતાં મરવું ભલું માનીશું. ( પ્રથમની પેઠે ફરી પાછા સર્વે બોલી જાય છે ) સર્વશક્તિમાન ભગવાન ઉપર ભરોસો રાખીશું. માનવીની સત્તાએ ભય પામીશું નહિ. ( ફરી પ્રથમની પેઠે સૌ દેશબન્ધુઓ એક બીજાને ભેટે છે )

સ્ટાઉફ્ફાખર: હવે સૌ પોતપોતાને માર્ગે પડે, પોતપોતાના મિત્રમંડળમાં અને જ્ઞાતિમંડળમાં[૧૭૨] જાય. જે ગોવાળ હોય, તે પોતાનાં ઢોરને શાન્તિએ શિયાળો કરાવે, ને મંડળ માટે છુપાછુપા મિત્રો મેળવ્યે જાય. ત્યાં સુધી જે સહેવું પડે તે સહ્યા કરો! દેશનું સામાન્ય તેમજ સૌનું પોતપોતાનું ઋણ એકેવારે પતવી દેવાનો દિવસ આવે, ત્યાં સુધી જુલમીઓનો હિસાબ ભલે વધે. પોતપોતાના અંગત રોષને પણ દબાવી રાખજો અને દેશને કારણે [illegible] પણ હાલ તો પંપાળી રાખજો, કારણ કે જે પોતાને જ કારણે હાલ ઉભો થશે, તે લોકહિતને લૂંટાવશે.

[ બધા ત્રણ દિશામાં જુદા પડી ચાલ્યા જાય છે; [illegible] થોડા વખત સુધી વાદ્યનો સુંદર શબ્દ થાય છે. [illegible] વખત ખુલ્લી રહે છે ને હિમગિરિશિખરો [illegible] દેખાય છે. ]

---

## અંક ૩

### પ્રવેશ ૧

સ્થળ: ટૅલના ઘરનું આંગણું

[ ટૅલના હાથમાં વાંસલો છે, હેડવિક ઘરકામમાં લાગી છે. વાલ્ટર તથા વિલ્હૅલ્મ તીરધનુષ્ય લેઇ રંગભૂમિમાં પાછલી બાજુએ ખેલે છે ]

વાલ્ટર: ( ગાય છે. )

તીર તથા ધનુષ લઈને
પર્વતો તથા ખીણોમાં થઈને,
પ્રભાતકિરણોમાં વહેલો
શિકારી નિકળે છે.

વાયુરાજ્યમાં જેમ
ગરૂડ રાજા છે—
પર્વતોમાં અને ખીણોમાં તેમ
શિકારી સ્વતંત્ર રાજા છે.

જ્યાં જ્યાં સુધી તેનું તીર પહોંચે છે,
ત્યાં ત્યાં સુધીનો પ્રદેશ એનો છે;
જે વનેચર છે, જે ખેચર છે,
તે તેની પોતાની મતા છે.[૧૭૩]

[ કુદતો આવે છે. ]

મારી પણછ છટકી ગઇ, ચઢાવી આપો, બાપુ.

ટૅલ: ના, સાચો શિકારી બીજાની મદદ શોધે ના.

[ બાળકો ચાલ્યા જાય છે. ]

*

૧૭૩ શિલરનું અસલ ડૉઇચ ગાન આજે ડૉઇચલાણ્ડમાં Schutzenlied–'શિકારીનું ગીત' એ નામે ઘણું પ્રખ્યાત છે. નાટક પ્રથમ વાર ભજવાતા પૂર્વે જ ઇ. સ. ૧૮૦૪માં વેબરે એને સંગીતમાં ઉતાર્યું હતું.

હેડવિક : બાળકો વેળાસર તાકતાં શીખવા લાગ્યા છે.

ટૅલ : કુશળ થવું હોય તેણે તો વહેલું શીખવા માંડવું ઘટે.

હેડવિક : આહ ! વિધાતાએ એમને ન શીખવ્યું હોત તો સારૂં !

ટૅલ : પણ એ તો શીખવાના જ. જેણે જીવનમાં પોતાનો માર્ગ સ્વાધીનભાવે કરી લેવો છે, તેણે તો જયપરાજયને માટે તૈયાર થવું ઘટે.

હેડવિક : અરે ! પણ પછી તો એકેય ઘરમાં ટકશે નહિ.

ટૅલ : મારાથી પણ ના ટકાય. મારો સ્વભાવ ગોવાળ થવાને સરજાયો જ નથી; હું તો ચંચળ જીવ, કંઇ ને કંઇ દોડધામ કરવાની હોય તો જ ગમે. રોજ ને રોજ[174] કંઇ કંઇ નવું કરવાનું હોય તો જીવનમાં કંઇક રસ પણ આવે.

હેડવિક : અને ત્યારે તમારી[175] ઘરૂણીને તમારી વાટ જોતાં કેટલી ચિંતાએ બેશી રહેવું પડે એની તો તમને પરવા ય નથી ! ચાકરો તમારા સાહસની વાતો કરે છે, એથી મારો તો જીવ ફફડી ઉઠે છે ! જ્યારે જ્યારે તમે ઘેરથી નિકળો છો, ત્યારે ત્યારે તમે પાછા આવશો કે નહિ એ શંકાએ મારૂં હૈયું કંપી ઉઠે છે ! વખતે તમે ભયંકર હિમગિરિમાં ભુલા પડયા હશો, કે ટેકરીએ ટેકરીએ કુદતાં તમારો પગ ખશી ગયો હશે, કે વખતે કોઇ હરણે તમારા ઉપર

---

૧૭૪ 'જે સ્વાધીનતા ને જીવતર ઉપર રોજરોજ વિજય મળવે તેજ તેમનો સાચો અધિકારી,' એવી ગ્વેટેની ફાઉસ્ટના ખંડ બીજામાં આવેલી પંક્તિઓ સાથે આને સરખાવાય.

૧૭૫ ડૅાઇચ લોકોમા એવો રિવાજ છે કે ઘરનાં અને ઘરોબામાં આવેલાં માણસો એકબીજાને–પિતા પુત્રને, પુત્ર પિતાને, પતિ પત્નીને, પત્ની પતિને–તુંકારો કરીને બોલાવે છે; પણ અહીં ભારતસંપ્રદાયને અનુસરીને માનવાચક **તમે** વગેરે શબ્દોનો વ્યવહાર કર્યો છે. પતિ પત્નીને ત્યાં અને અહી તુંકારો કરી શકે છે, તેથી તે કાયમ રાખ્યું છે.

પાછા ફરી ફાળ મારી હશે ને પોતાની સાથે નીચે ઘરામાં તમને લેતું પડયું હશે, કે જાણે ધશી પડતા બરફના ઢગલા નીચે તમે દટાઇ ગયા હશો, કે દગલબાજ બરફ ખશી પડયો હશે તેમાં તમે નીચે ઉતરી ગયા હશો ને એ ભયંકર બખોલમાં જીવતા દબાઇ ગયા હશો—એવી એવી કેટલીયે અમંગળ શંકાઓ થયા કરે છે! આહ, આલ્પન ઉપર રખડનાર સાહસિક શિકારીને મોત કંઇ અનેક અનેક સ્વરૂપે ભમાવે છે! જે ધંધામાં માથે મોત લેઈને ફરવું પડે એ ધંધો તે શા કામનો?

ટૅલ: જે ચારે તરફ ધ્યાન રાખીને સદા ચેતતો ફરે છે અને ભગવાન તથા પોતાની ચંચળ શક્તિ ઉપર શ્રદ્ધા રાખીને ચાલે છે, તે બધા ભયને મારી હઠાવી પાર નિકળે છે; પર્વતોમાંજ જે જન્મ્યો છે તે પર્વતોથી ડરતો નથી. ( કામ પુરૂં થઇ રહે છે ને તેથી ઓજાર ઠેકાણે મુકી દે છે ) હવે મને લાગે છે કે આ બારણે તો બહુ દહાડા ખાધા, ઘરનો વાંસલો એટલે સુથારને બહુ લાગે નહિ.

[ ટોપી હાથમાં લે છે. ]

હેડવિંહ: ક્યાં જાઓ છો?

ટૅલ: આલ્ટૉર્ફ, બાપુ[૧૭૬] કને.

હેડવિક: કંઇ ભયંકર યોજના તો ઘડાતી નથી ને? સાચું કહો.

ટૅલ: તું કેમ સમજી?

હેડવિંહ: સુબાઓની સામે કંઇક રચાય છે—સાંભળ્યું છે કે રૂટ્લિમાં બધા એકઠા થયા હતા ને તમે પણ એ મંડળમાં

હેડવિક: જ્યાં જોખમ હશે ત્યાં તમને ધકેલશે, અને સદા ય થતું આવ્યું છે એમ સૌથી વધારે ભાર તમારે ખેંચવો પડશે.

ટૅલ: સૌએ પોતપોતાના ગજા પ્રમાણે કરવું ઘટે.

હેડવિક: પેલા ઉંટરવાલ્ડનવાળાને[૧૭૭] તમે તોફાનમાંથી સરોવર પાર ઉતારી લાવ્યા હતા. એ તો ભગવાનનો ચમત્કાર કે તમે નિકળી આવ્યા! બૈરીછોકરાંનો જરા ય વિચાર તમને એ વેળાએ ના આવ્યો?

ટૅલ: પ્રિય નારી, તે વખતે મને તમારો વિચાર આવ્યો જ હતો, અને તેથી તો મેં બાળકોના એ પિતાને ઉગાર્યો.

હેડવિક: તોફાની સરોવરમાં ઝંપલાવીને? એ તે પ્રભુ ઉપર વિશ્વાસ રાખ્યો કહેવાય? એ તો પ્રભુનું પરીક્ષણ કર્યું કહેવાય!

ટૅલ: જે વિચાર કર-કર કરે છે, તે કામ બહુ થોડું જ કરી શકે છે

હેડવિક: હા, તમે ભલા છો, પરગજુ છો, બધાની સેવા કરો છો; પણ જ્યારે તમે સંકડામણમાં આવી પડશો ત્યારે કોઇ પાસે નહિ આવે.

ટૅલ: મને મદદની જરૂર પડે એવો દહાડો જ પ્રભુ ના દેખાડે!

[ હાથમાં તીરધનુષ લે છે. ]

હેડવિક: તીરધનુષ શા માટે લઇ જાઓ છો? ઘેર મુકતા જાઓ.

ટૅલ: હથિયાર વિનાના હાથ કામના શા?

[ બાળકો પાછા આવે છે ]

વાલ્ટર: બાપુ, ક્યાં જાઓ છો?

ટૅલ: આલ્ટૉર્ફ, બચ્ચા, દાદા[૧૭૮] કને; આવવું છે તારે?

વાલ્ટર: હા હા, આવવું છે.

*―――――――

૧૭૭ બાઉમગાર્ટનને. અ ૧ પ્ર. ૧, પૃ. ૧૭–૧૮ જોશો

હેડવિક: ત્યાં તો સુબો છે; ના, ત્યાં જતા ના.

ટૅલ: એ તો આજ જ જાય છે,

હેડવિક: ત્યારે એને પહેલો જવા દો, એની ભેળા નથી થવું; તમે જાણો છો કે એને આપણા ઉપર વેર છે

ટૅલ: એની ભ્રષ્ટ બુદ્ધિ મને કંઇ કરી શકવાની નથી; હું સત્ય આચરીશ. કોઇ પણ શત્રુથી ડરીશ નહિ.

હેડવિક: જે સત્ય આચરે છે તેને જ એ સૌથી વધારે ધિક્કારે છે.

ટૅલ: કારણકે તેને આંગળી અડાડવાની એની શક્તિ નથી. હું માનું છું કે એ વીરપુરુષ મારૂં નામ તો નહિજ દે.

હેડવિક: કેમ શાથી જાણ્યું?

ટૅલ: થોડા[૧૭૮] વખત ઉપર શેષનટાલનાં જંગલોના નિર્જન પ્રદેશોમાં હું શિકાર કરતો ચાલ્યો. પર્વતમાર્ગે એકલો હું જતો હતો, ત્યાંથી આમ કે તેમ જઇ શકાય એમ ન હતું, કારણકે ઉપરની બાજુએ ભીંત જેવો ખડક ઉભો હતો, નીચેની બાજુએ શેષનની ઉંડી ભયાનક ખો હતી. (બાળકો એની જમણી અને ડાબી બાજુએ ભરાઇ બેસે છે ને પ્રબળ ઉત્કંઠાએ એની સામે જોઇ રહે છે.) ત્યાં સુબો મારી સામે આવી ઉભો; એ એકલો હતો, હું પણ એકલો—માનવીની સામે માનવી અને પાસે જ ઉંડી અંધારી ખો. જ્યાં સુબાની નજર મારા ઉપર પડી કે તરત જ એણે મને ઓળખ્યો, કારણકે થોડા જ વખત ઉપર એક નજીવા અપરાધ માટે એણે મને ભારે સજા કરી હતી; ભયંકર હથિયાર[૧૭૯] સાથે મને ચાલ્યો આવતો જોયો કે તરત જ એકદમ એ ફીકો પડી

---

૧૭૮ આ પ્રસંગ કવિએ ઉપજાવી કાઢ્યો છે, તે એટલું બતાવવાને કે મુગા ગૅસ્લરને ટૅલ ઉપર વેર તો છે, પણ ટૅલ કંઇ એવો માણસ નથી કે અંગત વેરને કારણે વગરવિચાર્યે રૂઇટ્લીના પંચનો નિયમ તોડે, પૃષ્ઠ ૮૫ પં ૧૪–૧૬ જોશો.

૧૭૯ ધનુષબાણ

ગયો, એના પગ ભાગી ગયા; મને લાગ્યું કે એ બિચારો ખડકની ભીંતમાં ચંપાઇ જશે. તે વારે એની મને દયા આવી. હુ સભ્યતાથી એની પાસે ગયો અને બોલ્યો: 'એ તો હું, સુબા સાહેબ.' પણ એના મોંમાંથી તો શબ્દ સુદ્ધાં નિકળી શકયો નહિ—માત્ર હાથવડે ગુપચુપ નીશાની કરી ચાલતા થવા જણાવ્યું; હું ચાલતો થયો ને એના અનુચરોને મેં એની પાસે મોકલી દીધા.

હેડવિક: તમને દેખીને એ કમ્પી ગયો—અરેરે, એ જ તમારૂં દુર્ભાગ્ય! તમે એની દુર્બળતા જોઇ ગયા અને એ માટે તમને એ કદાપિ ક્ષમા નહિ કરે.

ટૅલ: અને તેથી તો હું દૂર રહું છું; એના હાથમાં હું કદી નહિ આવવાનો.

હેડવિક: માટે જ આજ એનાથી છેટા રહો. જોઇએ તો શિકારે જાઓ.

ટૅલ: પણ એટલી બધી તને બીક શેની લાગે છે?

હેડવિક: મને અમંગળ શંકાઓ થાય છે. એનાથી તમે દૂર રહો.

ટૅલ: વિનાકારણે તું ચિંતા કેમ કરે છે?

હેડવિક: કશું કારણ[૧૮૦] નથી માટે જ. ટૅલ આજે ઘેર રહો!

ટૅલ: પ્રિય પત્ની, જવાનું મેં વચન આપ્યું છે

હેડવિક: જવું પડે તો ભલે તમે જાઓ, પણ બાળકોને મારી પાસે રાખતા જાઓ!

વાલ્ટર: ના મા, હું તો બાપુ સાથે જવાનો.

હેડવિક: બેટા વેલ્ટી,[૧૮૧] તું તારી માને છોડી જશે?

*———

૧૮૦ પોતાની ચિન્તાને માટે કશુ કારણ સમજી શકતી નથી, માટે જ એને અમંગળ શંકા થાય છે.

૧૮૧ વાલ્ટરનું લઘુરૂપ—લાડનામ.

વાલ્ટર : દાદા પાસેથી તારે માટે સારૂં સારૂં લેતો આવીશ.

[ પિતા સાથે ચાલતો થાય છે ]

વિલ્હૅલ્મ: બા, હું તારી પાસે રહીશ!

હેડવિક : ( તેને છાતી સરસો લેઇ ) હા બેટા, તું મારો વહાલો બાળક છે. તું એકલોજ મારી પાસે રહ્યો!

[ બારણા પાસે જાય છે ને જનારની કેડે કઇ વાર સુધી જોઇ રહે છે ]

---

## પ્રવેશ ૨

સ્થળ: વિકટ વનથી ઘેરાએલો પ્રદેશ, પર્વત ઉપરથી પાણીનો ધોધ પડે છે ને તેના શીકર ઉડે છે.

( શિકારીને વેશે બર્ટા પ્રવેશે છે )

બર્ટા: એ મારી પાછળજ આવે છે. આખરે મારે ચોકખુ કહીજ દેવું પડશે.

રૂડન્સ ( ઉતાવળે પ્રવેશે છે ): રમણી, અન્તે તમને એકલાં જોઇ શકયો. અહીં આપણે ચોતરફ પર્વતોથી ઘેરાએલાં સલામત છીએ; આ પર્વતપ્રદેશમાં આપણી વાતો કોઇ સાંભળી જાય એવો ભો રાખવાનુ કારણ નથી, હૃદયમાં છુપાવી રાખેલી અનેક વાતો આજે બહાર કાઢવી છે.

બર્ટા: ખાતરી છે કે આપણી પાછળ કોઇ આવતું નથી?

રૂડન્સ: શિકારી મંડળ એ પેલું જાય—અહુણા કે પછી એ અહીં આવશે નહિ. આ અમૂલ્ય પ્રસંગનો આજે લાભ લેઇ લેઉ—આજે મારે મારૂં ભવિષ્ય ખાતરીથી જાણી લેવું છે. ગમે તો મારે તમારાથી સદાને માટે જુદું પડવાનું હોય તોપણ—અરે તમારી સુંદર દૃષ્ટિને આમ કઠણ કઠોર કરો ના. તમને મારાં કરવાની કામના રાખવાનું સાહસ

કરૂં એવો હું તે કોણ? હજી મેં કંઇ નામના મેળવી નથી, વીર પુરુષોની ગણતરીમાં હજી હું આવ્યો નથી, યુદ્ધમાં વિજયો હજી મેં મેળવ્યા નથી કે તમને પ્રાપ્ત કરવાની કામના કરી શકું. સ્નેહભર્યું અને શુદ્ધ હૃદય વિના બીજું કશું મારી પાસે તો છે જ નહિ.

બર્ટા (કઠોર થઇ દૃઢતાએ): તમારા મુખ્ય ધર્મને ફેંકી દેઇ મારી પાસે સ્નેહ અને શુદ્ધતાની વાતો કરવા આવ્યા છો? (રૂડન્સ ચમકી પાછો હઠે છે.) ઓાઇસ્ટરરાઇષના ગુલામ બનનાર! પોતાના દેશબન્ધુઓ ઉપર જુલમ ગુજારતા પરદેશીને પોતાની જાત વેચી દેનાર!

રૂડન્સ: તમારી પાસેથી, સ્નેહસુન્દરી, આ મહેણાં તમારી પાસેથી સાંભળવાનાં? એ પક્ષમાં તમારા વિના મને બીજા કોની પરવા છે?

બર્ટા: મને વિદ્રોહીની હારમાં મુકવાની કલ્પના કરો છો? શ્વીટ્સનો પુત્ર હોવા છતાં પોતાના જન્મમાહાત્મ્યને ભુલી જુલમનું સાધન થઇ પડનાર બાયલાની સાથે લગ્ન કરૂં તેના કરતાં તો ગૅસ્લરને, ખુદ એ જુલમીને, મારો હાથ આપું એ હજાર વાર સારૂં!

રૂડન્સ: હા પ્રભુ! શું સાંભળું છું આ?

બર્ટા: કેમ? સત્પુરુષને પોતાનાં કરતાં બીજું કોણ પાસે હોઇ શકે? નિર્દોષનું રક્ષણ કરવું, પીડાતાના હકનું રક્ષણ કરવું એથી બીજો કયો સુંદર ધર્મ ઉદારહૃદયનો હોઇ શકે? તમારા લોકોની સ્થિતિ જોઇને મારૂં તો હૈયું ફાટી જાય છે; મને એમની દયા આવે છે, કારણકે હું એમને ચાહું છું; એટલા બધા એ નમ્ર છે અને છતાંયે બળવાન છે; મારૂં સ- હૃદય એમનામાં લાગ્યું છે, રોજરોજ એમના ઉપર સ્નેહ વધ્યે જાય છે. પણ તમે! વિધાતાએ અને તમને એ લોકોના રક્ષક સર્જ્યા, અને તમે જ

દીધા, વિશ્વાસભંગ કરીને શત્રુને પક્ષે ચાલ્યા ગયા અને પોતાના દેશ માટે બેડીઓ ઘડી! તમેજ મને ઘા દીધો છે, તમેજ મને દર્દ દીધું છે! તમારો તિરસ્કાર કરવાનું મન થઇ જાય છે, પણ મારે આત્મસંયમ રાખવો ઘટે!

રૂડન્સ: મારા લોકનું હિત કરવાની ત્યારે શું મારી વૃત્તિ નથી? ઓઇસ્ટરરાઇષના બળવાન રાજદંડ નીચે તેમને લાવીને શાન્તિ —

બર્ટા: ના, તેમને માટે દાસત્વ ઘડો છો! આ પૃથ્વી ઉપર રહી-સહી જે કંઇ સ્વાધીનતા, તેને પણ છેવટના કિલ્લામાંથી ખેંચી કાઢવા ઇચ્છો છો. તમારા લોક પોતેજ સારી રીતે પોતાનું હિત સમજે છે; તેમની શુદ્ધ ભાવનાઓને કોઇ પણ જાતનો આડંબર નથી. એ લોકોએ[૧૮૨] તમારે માથે જાળ ઓરાઢી છે.

રૂડન્સ: બર્ટા! તમે મારી નિન્દા કરો છો, મારો તિરસ્કાર કરો છો!

બર્ટા: એમ થતું હોય તો તો સારૂંજ તો — પણ જેનાથી સ્નેહ કરવા હૃદય તલપે, તેનો તિરસ્કાર ને નિન્દા થતી જોવી—

રૂડન્સ: બર્ટા! બર્ટા! તમે મને એક વાર સ્વર્ગસુખને શિખરે ચઢાવો છો ને પછી એક પળમાં ઉંડે પટકી પાડો છો.

બર્ટા: ના, ના, કુલીનતા તમારામાંથી એકેવારે ચાલી નથી ગઇ; તે માત્ર સુપ્ત છે, તેને ફરી હું જગાવીશ; તમારા કુળધર્મનો નાશ કરવાને તમારે બહુ બળ વાપરવું પડશે, અને છતાંયે, ધન્ય પ્રભુ, એ ધર્મ તમારા બળ કરતાંયે વધારે બળવાન છે; તમે ગમે એટલા ધર્મભ્રષ્ટ થવા ઇચ્છો તોયે નહિ થઇ શકો!

રૂડન્સ: મારા ઉપર તમને ત્યારે હજી આસ્થા છે! ઓ બર્ટા, તમારા સ્નેહવડે તમે મને જોઇએ તેવો બનાવી શકશો.

બર્ટી: વિધાતાએ તમને જે હેતુએ સર્જ્યાં છે, તેને અનુકૂળ બનો! જે સ્થાને એણે તમને મુકયા છે, તે સ્થાને બરાબર ગોઠવાઓ, તમારા લોકમાં અને તમારી ભૂમિમાં રહો, અને તમારા પવિત્ર અધિકાર પાછા પ્રાપ્ત કરવા જુદ્ધ મચાવો.

રૂડન્સ: અરેરે! સમ્રાટની સત્તા સામે માથું ઉઠાવું તો તમને કેવી રીતે પ્રાપ્ત કરી શકું? તમારે કોની સાથે લગ્ન કરવું એનો નિર્ણય કરવાનો અધિકાર તમારા એ સગાના[૧૮૩] હાથમાં નથી?

બર્ટી: મારી મિલ્કત આ વનપ્રદેશોમાં પણ છે, અને દરેક શ્વીટ્સ઼જન સ્વાધીન છે, તેવી રીતે હું પણ સ્વાધીન છું.[૧૮૩]

રૂડન્સ: બર્ટી, તમારી વાણી કેવી આશાભરી છે!

બર્ટી: ઓઇસ્ટરરાઇષની કૃપાએ કરી મને પરણવાની આશા કોરી દેજો; એ તો મારી જાગીર પચાવી પડવા અને પોતાના વિશાળ સામ્રાજ્યમાં ભેળવી દેવા ઇચ્છે છે. જે ભૂમિતૃષ્ણા તમારી સ્વતંત્રતાને ગળી જવા ઇચ્છે છે, તે ભૂમિતૃષ્ણા મારી સ્વતંત્રતા સામે પણ ડોળા કાઢી ઉભી છે!—રાજા મિત્ર, પોતાના કૃપાપાત્રને કંઇક ભેટ આપી રાજી રાખવા જોઇએ અને એવા એકાદ કૃપાપાત્રના હાથમાં સોંપવાને વિધાતાએ મને સર્જી હોય એવું જાણે ઓઇસ્ટરરાઇષ માનતું હોય એમ દેખાય છે. સમ્રાટનો દરબાર ખુશામતીઆ ને નટોથી ભરેલો છે; ત્યાં એ લોકો મને ખેંચી જશે, દુષ્ટ અને

*——————

તિરસ્કારપાત્ર લગ્નની સાંકળોથી મને બાંધી દેશે; સ્નેહ, માત્ર સ્નેહ, અને તમારોજ સ્નેહ મારો ઉદ્ધાર કરી શકશે!

રૂડન્સ: મારાં થઇને અહીં મારી પિતૃભૂમિમાં સંતોષે રહી શકશો? તમારો હાથ ગ્રહવા તલપું છું, તે વિના આ વિશાળ જગતમાં મને બીજી કશી કામના નથી. કીર્તિને માર્ગે પણ હું તમનેજ શોધતો ચાલતો હતો, સ્નેહ એજ મારી લાલસા હતી. આ સૂની ખીણોમાં તમે મારી સાથે રહી શકશો? સંસારની ઠાલી શોભાને ઉવેખી શકશો? આહા, ત્યારે તો મારી લાલસા પૂરી થાય; પછી ભલે તોફાની સંસારનાં ભયંકર મોજાં આ અચળ પર્વતને ખડકે આવી અથડાય–પછી તો આ જીવનના વિશાળ પ્રદેશમાં કશી પણ ચંચળ તૃષ્ણા મારે છે નહિ, આપણી ચારે બાજુના આ પર્વતો ભલે અભેદ્ય અચળ ભીંતો બની રહે; અને ત્યારે આ અલગ સુંદર ખીણ મારૂં આનંદભર્યું સ્વર્ગ બનો!

બર્ટા: મારા હૃદયનાં બધાં સ્વપ્ન સાચાં પડ્યાં, તમારા ઉપર રાખેલી આશા જુઠી નથી પડી!

રૂડન્સ: અરે ભુંડી મોહજાળ, તેં મને બહુ દિવસ મૂર્ખ બનાવ્યો; આજ હવે દૂર થા! હવે મારે પોતાને ઘેર રહીને સુખ શોધીશ. અહીં મારી બાલ્યાવસ્થા આનન્દે ખીલી ને હું મોટો થયો, અહીંનાં અનેક પ્રકારનાં આનંદસ્મરણોમાં લીન થઇ ગયો છું; આ સર્વે ઝરણો, આ સર્વે વૃક્ષો મારે[૧૮૪] માટે જીવન ધારણ કરી રહ્યાં છે અને આજ પિતૃભૂમિમાં તું[૧૮૫] મારી થઇશ! અહો, એ પિતૃભૂમિ ઉપર મારો સ્નેહ અખંડ રહો, એના વિના પૃથ્વીનાં સર્વ સુખ અધુરાં છે.

---

૧૮૪ કારણકે બાલ્યાવસ્થામા તેમની સાથે–એમની વચ્ચે રહીને–ઉછર્યો, અને એમના જીવનમા એકરૂપ થઇ ગયો.

૧૮૫ અત્યાર સુધી રૂડન્સ બર્ટાને **તમે** કહી વાત કરતો હતો, અહીં પહેલીજ વાર તુંકારાથી વાત કરે છે, એટલે ભાષામાં જે ફેરફાર થાય છે

બર્ટો : અહીં આ નિર્દોષ ભૂમિમાં જો એ સ્વર્ગદ્વીપ[૧૮૬] નહિ હશે, તો બીજે ક્યાં હશે? અહીં સનાતન સત્ય ઘર કરી રહ્યું છે, અસત્ય હજી પ્રવેશી શક્યું નથી, ઇર્ષ્યાનો કોઈ બન્ધ આપણા સુખઝરણાને બાધી શકશે નહિ અને આપણા દિવસો સદા આનન્દે વહ્યા જશે—તમને હું સાચા પુરૂષ લેખું છું, સ્વાધીન ઉમરાવોમાં મુખ્ય માનું છું; અતિ વૈભવશાળી રાજાના જેવા ભવ્ય માનીને પવિત્ર અને સહૃદય અભિનંદને તમને વધાવું છુ.

રૂઙન્સ : અને હું તને નારીલોકનો મુકુટમણિ માનું છું. તારા મોહમંત્રભર્યા નારીધર્મથી મારા ઘરમાં તું સ્વર્ગરાજ્ય ઉતારશે; અને વસંત જેમ પોતાનાં ફુલ વેરી ચારે બાજુ સુગન્ધ ફેલાવે છે, તેમ તું તારી સુંદરતાથી મારા સંસારમાં ચારે બાજુએ આનંદ આનંદ વર્તાવશે—મારૂં જીવન તું સુંદર કરી મુકશે.

બર્ટો : પ્રિય, તમે આ જીવનસુખ હાથે કરીને જ ભ્રષ્ટ કરી નાખતા હતા, એ જોઇને મને બહુ વેદના થતી હતી. અરેરે! મારે કદી એ અભિમાની વીરની[૧૮૭]—એ જુલમગારની—સાથે એના દુઃખભર્યા કિલ્લામાં જવું પડ્યુ હોત તો મારૂ

* ————————

ભાવને અનુસરીને જ થાય છે એ નોંધવાનું છે મૂળમાં તો આની પે પર બર્ટોએ જ એમ તુંકારાથી બોલવાનુ શરૂ કરી દીધુ છે, પણ નોંધ ૭૫માં નોંધ્યા પ્રમાણે આપણે ઉદીચ્ય સંપ્રદાયનો નહિ પણ ભારતસંપ્રદાયનો વ્યવહાર કર્યો છે એટલે ત્યા એ ભાવ સ્પષ્ટ થતો નથી

૧૮૬ આ દ્વીપ માત્ર કાલ્પનિક છે; ત્યા સંપૂર્ણ સુખ કલ્પવામાં આવ્યુ છે. પ્રાચીન ગ્રીક અને લાટિન લેખકોએ આ દ્વીપ સંબંધે વારંવાર ઉલ્લેખ કર્યો છે. ને આટલાણ્ટિક મહાસાગરમા હર્ક્યુલિસના સ્તંભોની પશ્ચિમે કલ્પાયા હતા અમીરઉમરાવોને આ દ્વીપો વારંવાર યાદ આવે એ તો દેખીતુ જ છે.

૧૮૭ સુમા ગૅસ્લરની

શું થાત!–અહીં તે કિલ્લો પણ નથી અને મારી પ્રજાને સુખ આપવામાં બાધા કરનારી ભીંતો પણ નથી.

રૂડન્સ: પણ હવે મારો ઉદ્ધાર કેવી રીતે? મત્ત થઇ મેં જે ફાંસો જાણી જોઇને મારે ગળે વીંટયો એમાંથી નિકળવું શી રીતે?

બર્ટા: વીરને શોભતો સંકલ્પ કરીને એ ફાંસો તોડી નાખો! પરિણામ ગમે તે આવે–તમે તમારા લોકની સંગે ઉભા રહો. એજ તમારૂં જન્મસિદ્ધ સ્થાન છે. (દૂર શિકારીઓના શિંગ ફુકાતા સંભળાય છે, શિકારીમંડળ પાસે આવે છે) જાઓ, આપણે જુદું પડવું જોઇએ–પિતૃભૂમિને માટે લઢો, તમારા સ્નેહને માટે તમે લઢો છો! એકજ શત્રુથી આપણે બધાં કમ્પીએ છીએ, અને એકજ સ્વતન્ત્રતા આપણ સૌને સ્વતન્ત્રતા આપશે.

---

## પ્રવેશ ૩

સ્થળ: આલ્ટૅાર્ફ પાસેનું મેદાન; રંગભૂમિના આગલા ભાગમાં ઝાડ, પાછલા ભાગમાં વાંસ ઉપર ટોપી. તેની પાછળનું દૃશ્ય બાનબર્ગ-પર્વતની આડે બંધ થઇ જાય છે અને એની પાર હિમશિખરો ઉંચે ઉઠેલાં દેખાય છે.

[ ફ્રીસહાર્ટ અને લૅાઇટહોલ્ટ ચોકી કરે છે. ]

ફ્રીસહાર્ટ: આપણી ચોકી નકામી છે. અહીં થઇને કોઇ જતુંય નથી ને ટોપીને સલામ ભરતુંય નથી. છેક અહુણા સુધી અહીં મોટા મેળા જેવું થઇ રહેતું; વાંસ પર આ ભૂત ચઢાવ્યા પછી તો આખો આ ચરો ઉજ્જડ થઇ ગયો છે.

લૅાઇટહોલ્ટ: કેટલાક ભ્રષ્ટ રખડેલ માત્ર દૂરથી દેખા દે છે અને આપણને ખીજવવા ખાતર પોતાની ચીંથરેહાલ ટોપીઓ ઉંચી[૧૮૮] કરીને હલાવે છે. આબરૂદાર લોક તો, આ ટોપીને

*———

૧૮૮ એમ કરીને મશ્કરી કરે છે.

ગરદન નમાવવી પડે એટલા જ માટે, અર્ધા શહેરનો લાંબો ચકરાવો ખાઇને જાય છે.

ફ્રીસહાર્ટ: બપોરે[૧૮૯] રાજસભામાંથી પાછા આવતાં એમને અહીં થઇને જવું પડયું હતું. કોઇએ ટોપીને સલામ ભરવાની પરવા કરી નહિ ને મેં ધાર્યું કે એમને પકડવાનો હવે ઠીક લાગ આવ્યો છે. એવામાં પુરોહિત રોઇઝલમાન કોઇ મરણપથારીએ પડેલા રોગીને ઘેરથી આવતા હતા, તે પોતાનું પવિત્ર જળપાત્ર[૧૯૦] લેઇને બરાબર એ જ પળે વાંસ પાસે આવી પહોંચ્યા. ભંડારીએ રસ્તે[૧૯૧] ઘંટ વગાડતા ચાલવું તો જોઇએ; બધા તે વારે ઘુટણે પડ્યા—હું પોતે પણ પડ્યો—ને એ પવિત્ર જળપાત્રને[૧૯૧] નમસ્કાર કર્યા; બેશક ટોપીને તો નહિ જ.

લૉઇટહોલ્ટ: અરે ભાઇ સાંભળ, મને અહુણા જ એવો તર્ક થઇ આવ્યો કે આ ટોપી પાસે આપણે લોકનું અપમાન કરવા જ માત્ર ઉભા છીએ; ખાલી ટોપી આગળ પહેરો ભરતા ઉભા રહેવું એ સૈનિકને તો શોભે ના; અને સારા માણસો એથી નિન્દા કરે. ખાલી ટોપીને માન આપવાનો હુકમ એ તો ખરે મૂર્ખતા છે!

ફ્રીસહાર્ટ: ખાલી, પોલી ટોપીને જ શા માટે? તુ તો ઘણી યે વાર પોલી ખોપરીને ય સલામો ભરે છે!

[ હિલ્ડેગાર્ટ, મૅષ્ટહિલ્ટ અને એલ્સબેટ બાળકો સાથે આવે છે ને વાંસ પાસે ઉભી રહે છે. ]

* ——————

૧૮૯ આ ઉપરથી જોઇ શકાશે કે આ પ્રવેશનો સમય પાછલા પહોરનો છે.

૧૯૦ આ પવિત્ર જળપાત્રને કોઇની મરણપથારીએ કદી નહિ લેઇ જવાનો સંપ્રદાય છે; અને ધર્મચુસ્ત લોકોને, આમ થાય તો, સારૂ ના લાગે.

૧૯૧ પવિત્ર જળપાત્ર આવે છે એમ જણાવવાને ભંડારી આખે રસ્તે ઘંટ વગાડતો ચાલે છે, જેમ આજે ટપાલના હલકારાની ઘંટડી વાગતી રહે છે એમ. કૅથોલિક સંપ્રદાય પાળનાર દેશોમાં એવો રિવાજ છે કે એ પાત્ર જતુ હોય તેને રસ્તે ચાલનાર સૌ લોક ઘુંટણીએ પડી માન આપે

લૉઇટહોલ્ટ: ચાકરી કરવાને તો તું જ માથાં માર્યા કરે છે ને ભલા લોકને મુશ્કેલીમાં લાવવાનો પ્રયત્ન કરે છે. આ ટોપી આગળ થઇને જેને જવું હોય તે ભલે જાય, હુ તો મારી મેળે આંખ મીંચીશ ને જોયું ના જોયું કરી નાખીશ.

મૅષ્ટહિલ્ટ: પેલો સુબો લટકે. સલામ[૧૯૨] કરો, છોકરાં!

એલ્સબેટ: ભગવાન કરે ને એ ચાલ્યો જાય; એની ટોપી ભલે અહીં મુકતો જાય; એથી આપણું કંઇ રંડાઇ બેસવાનું નથી!

ફ્રીસહાર્ટ (એમને દૂર હડાવે છે): ચાલી જાઓ અહીંથી! રાંડો, શંખણીઓ![૧૯૩] તમને તે અહીં કોણે બોલાવી હતી? હુકમ તોડવાની શક્તિ હોય તો મોકલો તમારા ધણીને!

[ સ્ત્રીઓ ચાલી જાય છે. ટૅલ તીરકામઠું લેઇને પ્રવેશે છે, આંગળીએ બાળકને વળગાડ્યો છે. ટોપી પાસે થઇને, તેને સલામ કર્યા વિનાજ, આગળ ચાલે છે. ]

વાલ્ટર (બાનબર્ગ તરફ આગળી કરીને): બાપુ, એ વાત સાચી કે પેલા પર્વત ઉપર કોઇ ઝાડને કોઢીનો ઘા કરે તો એમાંથી લોહી[૧૯૪] નીકળે?

ટૅલ: એવું કોણે કહ્યું, બેટા?

વાલ્ટર: વડો ગોવાળ એમ કહેતો હતો—એ બધાં ઝાડ ઉપર જાદુ છે, અને જે નુકશાન કરે તેનો હાથ લાંબો થઇને મશાણે પહોંચે.

---

૧૯૨ મશ્કરી કરે છે

૧૯૩ માણસ હશે, ત્યાં ગાળો ય હશે. શેકસ્પિયરના નાટકોમાંય એની ખોટ નથી!

૧૯૪ ઝાડ કાપીએ તો એમાંથી લોહી નિકળે એ લોકવાયકા બહુ પ્રાચીનકાળની છે. કવિ વર્જિલ પોતાના એનાઇડ ૩ : ૨૨–૩૪માં આ ગબધે ઉલ્લેખ કરે છે. ઓવિડ, ડૅણ્ટે, ઍરિયોસ્ટો, ટૅસો, સ્પેન્સર આદિ અનેક લેખકોએ એ વાયકાને સાહિત્યમાં ઉતારી છે.

ટેલ: ઝાડ ઉપર જાદુ છે એ વાત સાચી. તું જુએ છે પેલાં હિમશિખર? એ જાણે ધોળાં શીંગડાં – જાણે ગગનમાં પેશી જતાં હોય ને!

વાલ્ટર: હા, એ તો રાત્રે ગાજે છે ને આપણા ઉપર તોફાન મોકલે છે એ હિમશિખરો.

ટેલ: હા એ જ એ; અને આ આલ્ટૉર્ફની પાછળ જંગલોનો જો કિલ્લો બની રહ્યો ન હોત, તો ક્યારનું યે એ ગામ બરફના ભાર નીચે દબાઇ ગયું હોત.

વાલ્ટર (કંઇક વિચારમાં પડ્યા પછી): બાપુ, પર્વત વિનાનો કોઇ દેશ હશે?

ટેલ: હા, જો આપણા આ પર્વતો ચઢી ઉતરીએ ને પછી નદીને વહેણે વહેણે નીચે ઉતરતા જઇએ, તો વિશાળ સપાટ[195] દેશમાં જઇ પહોંચીએ. ત્યાં વનનદીઓ દોડતી યે નથી ને તેમાં ફીણ થતું ય નથી, ત્યાં તો શાન્ત પણ પ્રચંડ નદીઓ વહે છે; ચારે બાજુએથી આકાશમંડળ ખુલ્લું દેખાય છે; એ વિશાળ સુન્દર ખેતરોમાં ધાન ઉંચાં વધે છે, અને બધો દેશ જાણે બાગ હોય એવો દેખાય છે.

વાલ્ટર: હેં! બાપુ, ત્યારે આપણે એ સુન્દર દેશમાં કેમ ઉતરી પડતા નથી? શા માટે આપણે અહીં ચિન્તામાં પડ્યા રહેવું અને આ માથાકુટ કર્યા કરવી?

ટેલ: એ દેશ છે તો સુંદર ને ફળદ્રુપ, સ્વર્ગ જેવો; પણ જે લોક એ દેશમાં ખેડે છે તેમને તેમના ખેડ્યાનું ફળ નથી મળતું.



વાલ્ટર: ત્યારે એ લોક પોતાની બાપીકી ભોંય ઉપર આપણી પેઠે સ્વતંત્ર નથી?

---

૧૯૫ ફ્રાન્કરાઇષ, ઇટાલિયન કે ડૉઇચલાણ્ડમાંથી કયા દેશ સંબંધે ટેલ અહીં ઇશારો કરે છે તે સંબંધે ટીકાકારોમાં મતભેદ છે.

ટૅલ: ત્યાં બધી ભોંય ધર્મગુરુની ને રાજાની છે.

વાલ્ટર: પણ વનમાં શિકાર તો સ્વતંત્રતાએ કરે ને?

ટૅલ: વનનાં પશુપંખી બધાં રાજાનાં છે.

વાલ્ટર: તો ય ઝરણાંમાંથી માંછલાં તો પકડી શકે ને?

ટૅલ: અરે ઝરણાં, સરોવર ને મીઠું[૧૯૬] સૌ રાજાનું!

વાલ્ટર: છે કોણ એવો રાજા, કે જેનાથી સૌ બીએ છે?

ટૅલ: એ એવો એક જણ છે કે જે સૌને પાળે છે ને તેમની રક્ષા કરે છે.

વાલ્ટર: પોતાનું રક્ષણ કરવા જેટલું શૌર્ય એ લોકનામાં નથી?

ટૅલ: ત્યાં આગળ પાડોશીને પાડોશીનો વિશ્વાસ નથી.

વાલ્ટર: બાપુ, ત્યારે એ સપાટ દેશમાં રહેવું મને તો ભારે થઇ પડે; તોફાનો થાય તો ય ભલો આ દેશ!

ટૅલ: હા બેટા, ભૂંડા માનવી કરતાં તો બરફનાં તોફાન બહુયે સારાં.

વાલ્ટર: અરે બાપુ, જુઓ તો ખરા પેલા વાંસ ઉપરની ટોપી!

ટૅલ: આપણે તે શી પીડા એ ટોપીની? ચાલ આપણે માર્ગે!

[ જવા માંડે છે, એવામા ફ્રીસહાર્ટ સામે ભાલો ધરી તેને ઉભો રાખે છે. ]

ફ્રીસહાર્ટ: મહારાજની આણ છે! થોભો, ઉભા રહો!

ટૅલ (ભાલો પકડે છે): કેમ શું છે? શા માટે મને અટકાવો છો?

ફ્રીસહાર્ટ: તમે આજ્ઞા તોડી છે; ચાલો અમારી સાથે.

લૉઇટહૉલ્ટ: તમે ટોપીને સલામ ભરી નથી.

ટૅલ: દોસ્ત, જવા દેને હવે!

ફ્રીસહાર્ટ: ચાલો ચાલો, તુરંગમાં ચાલો!

વાલ્ટર: બાપુને તુરંગમાં! ધાઓરે કોઇ ધાઓ! (પડખાની બાજુમાં જોઇને) ઓ ભાઈ, ઓ મહાજન! આમ, આમ! ધાઓ! બાપુને આ લોક ઘસડી જાય છે!

[ રોઇઝલમાન પુરોહિત, પેટરમાન ભંડારી ને બીજા ત્રણ જણ ત્યાં આગળ આવે છે. ]

ભંડારી: છે શું?

રોઇઝલમાન: આ માણસને તમે કેમ પકડ્યો છે?

ફ્રીસહાર્ટ: એ સમ્રાટનો શત્રુ છે, રાજદ્રોહી છે.

ટૅલ (તેને ખેંચી પકડે છે): રાજદ્રોહી! હું?

રોઇઝલમાન: તું ભૂલ ખાય છે ભાઇ; એ તો ટૅલ, આબરૂદાર માણસ છે, નગરજન છે.

વાલ્ટર (વાલ્ટર ફુઇર્સ્ટને જોઇ એની પાસે દોડી જાય છે.): દાદા, ધાઓ. બાપુ ઉપર આ લોક જુલમ કરે છે.

ફ્રીસહાર્ટ: ચાલો કેદખાનામાં, ચાલો જલદી!

વાલ્ટર ફુઇર્સ્ટ (દોડી આવે છે): ઉભા રહો, હું જામીન થાઉં છું; ટૅલ સાચું કહો, બન્યું છે શું?

[ મૅલ્ષટાલ અને ષ્ટાઉફ્ફાખર આવી પહોંચે છે. ]

ફ્રીસહાર્ટ: સુબાના સરકારી હુકમની એ અવગણના કરે છે, એની પરવા પણ કરતો નથી.

ષ્ટાઉફ્ફાખર: ટૅલે તે એવું કર્યું ''હોય?

મૅલ્ષટાલ: બદમાશ, જુઠું બોલે છે?

લૅાઇટહોલ્ટ: એણે ટોપીને સલામ ભરી નથી.

વાલ્ટર ફુઇર્સ્ટ: અને એટલા માટે એને કેદખાનામાં લેઇ જશો? ભાઈ, મારી જામીનગીરી લો ને એમને છુટા કરો.

ફ્રીસહાર્ટ: તમારી જામીનગીરી તમારેજ માટે રહેવા દો, તમારા જીવતરને માટેજ રહેવા દો! અમે અમારૂં કામ કરીશું. ચાલો, લેઇ ચાલો એને!

મૅલ્ષટાલ (દેશજનોને): ના, આ તો ભારે જુલમ! આપણી આંખ સામે એ લોક એમને ખેંચી જશે ને આપણે જોઇ રહેશું?

કોઠારી: આપણે એમનાથી જઇએ એમ નથી. ભાઇઓ, લેઈ જવા દેતા ના! આપણે એક બીજાને પડખે ઉભા રહેવુ ઘટે.

ફ્રીસહાર્ટ: જોઉં તો ખરો કે સુબાની આજ્ઞા કોણ ઓળંગે છે?

બીજા ત્રણ જણ (દોડી આવીને): અમે આવીએ છીએ. શું છે? ઠોકો, ભોંય ભેગા કરો એમને!

[ હિલ્ડેગાર્ટ, મૅક્ટહીલ્ટ, અને એલ્સબેટ પાછી આવે છે ]

ટૅલ: હું જ એમને પહોંચી વળું એવો છું. જાઓ ભાઇઓ, તમે જાઓ. તમે એમ ધારો છો કે હું મારૂં બળ વાપરવા ધારૂં જ, તો એમના ભાલા એમને કશાય કામમાં આવે?

મૅલ્ષટાલ (ફ્રીસહાર્ટને): અમારી વચમાં થઇને એમને લેઇ જાઓ જોઇએ!

વાલ્ટર ફુર્સ્ટ અને સ્ટાઉફ્ફાખર: શાન્ત થાઓ ભાઇ, શાન્ત!

ફ્રીસહાર્ટ (બુમ પાડે છે): બંડ, બળવો!

[ શિકારીના શિંગડાનો અવાજ સંભળાય છે. ]

સ્ત્રીજનો: પેલો સુબો આવે!

ફ્રીસહાર્ટ (વધારે જોરથી બુમ પાડે છે): બંડ, હુલ્લડ!

સ્ટાઉફ્ફાખર: તું ફાટી પડે ત્યાં સુધી બુમો પાડ, બદમાશ!

રોઇઝલમાન તથા મૅલ્ષટાલ: પણ હવે તું ચુપ રહેશે?

ફ્રીસહાર્ટ (અથાગ જોરથી બુમ પાડે છે): ધાઓ, રાજ્યના સેવકોની વહારે ધાઓ!

વાલ્ટર ફુર્સ્ટ: સુબો તો આ આવ્યો! અરેરે, હવે શું થશે!

[ ઘોડે ચઢીને ગેસ્લર આવે છે, તેના એક હાથના પંજા ઉપર શકરો-બાજ બેઠેલો છે. સાથે રૂડૉલ્ફ ડર હારાસ, બર્ટા તથા રૂડન્સ૧૯૭ અને હથિ-

થારબંધ અનેક અનુચરો આવે છે સર્વ જણ પેલાઓને ભાલા વડે ઘેરીને ઉભા રહે છે. ]

રૂડૉલ્ફ ડર હારાસ : માર્ગ, માર્ગ દો સુબા સાહેબને !

ગૅસ્લર : હાંકી કાઢો એમને ! લોક કેમ ટોળે મળ્યા છે ? મદદને માટે કોણ બુમો મારતું હતું ? ( બધા ચુપ ઉભા રહે છે કોણ હતું એ ? મારે જાણવું જોઈએ. ( ફ્રીસહાર્ટને ) તું આમ આવ રે ! કોણ છે તું ? આને તેં કેમ પકડયો છે ? ( એક નોકરને શકરોબાજ[૧૯૮] સોપે છે. )

ફ્રીસહાર્ટ : સત્તાધીશ[૧૯૯] પ્રભુ, હું તમારી સેનાનો સૈનિક છું અને આ ટોપી આગળ ચોકી કરવા નિમાએલો છું. ટોપીને સલામ ભર્યા વિના જ આ માણસ ચાલ્યો જતો હતો ને તે જ વેળાએ મેં એને પકડયો. આપના હુકમ પ્રમાણે એને મેં પકડયો છે ને આ લોકો બળજોરીથી એને છોડાવી જાય છે.

ગૅસ્લર : ( કંઇક અટકીને ) તમારી[૨૦૦] રાજભક્તિની પરીક્ષા કરવા આ જે ટોપી મેં ચઢાવી છે, તેને માન આપવાનુ તું ના પાડે છે અને એમ કરીને તારા સમ્રાટનું[૨૦૧] અને તેને સ્થાને અહીં નિમાએલો જે હું, તેનું તું અપમાન કરે છે,

*————

સમય લગભગ એક જ છે અને ત્યાર પછી તુરત જ ત્રીજા પ્રવેશનો સમય આવે છે.

૧૯૮ શકરોબાજ આપી દે છે, એટલે કે શિકારી મટીને ન્યાયાધીશની પદવી ધારણ કરે છે

૧૯૯ ફોજદારી ગુનાહનો ન્યાય ચુકવવાની જેને સત્તા મળી હોય તેને 'સત્તાધીશ'(streng)નો ઇલ્કાબ આપવામાં આવતો.

૨૦૦ કવિએ અહીથી બધું વર્ણન ચુડીમાંથી લીધું છે.

૨૦૧ ખરી રીતે તો એ ટોપી તે સમ્રાટનું રાજચિહ્ન નહિ, પણ ઓાઇષ્ટરરાઇષના રાજાનુ હતુ. નોધ ૪૬ તથા ૪૮ જોશો

કેમ? ટૅલ,[202] આથી તારી ભુંડી ધારણા મને ચોકખી માલમ પડે છે.

ટૅલ: ક્ષમા કરો, પ્રિય પ્રભુ! તમારૂં અપમાન કરવાને ઇરાદે નહિ, માત્ર અજાણતાંજ આમ થઇ ગયું છે. જો મારામાં એટલી અકલ હોત તો લોક મને ટૅલ[203] કહેતજ શાને? દયા કરીને માફ કરો. ફરી વાર એવું નહિ થાય.

ગૅસ્લર: ( થોડી વાર ચુપ રહ્યા પછી ) ટૅલ, તું સિદ્ધહસ્ત ધનુર્ધારી છે. લોક કહે છે, કે તું ગમે તેવા તાકેડુની સાથે શરતમાં ઉતરી શકે એમ છે.

વાલ્ટર ટૅલ: પ્રભુ, એ વાત સાચી છે કે બાપુ સો પગલાં છેટેના ઝાડ ઉપરથી તમને લીમ્બુ તાકી આપે!

ગૅસ્લર: આ દીકરો તારો છે ટૅલ?

ટૅલ: હા, પ્રિય પ્રભુ?

ગૅસ્લર: બીજુ કંઇ સંતાન છે?

ટૅલ: બે પુત્ર.

ગૅસ્લર: અને તું કયાને વધારે ચાહે છે?

ટૅલ: પ્રભુ, મારે તો બેય બાળકો સરખા વહાલા.

ગૅસ્લર: ત્યારે ટૅલ! સો પગલાં છેટેના ઝાડ ઉપરથી તું લીમ્બુ તાકી શકે એમ છે, તો તે તારી દક્ષતા મારી સામે દેખાડવી જોઇશે. ધનુષ લે, તારા હાથમાં એ તો તૈયારજ છે—તારા છોકરાના માથા ઉપરનું લીમ્બુ તાકવા તૈયાર થા—પણ તને કહી દેઉં છું કે પહેલે તીરે લીમ્બુને વીંધી નાખે એવું નિશાન લેજે, નહિ તો જો ચુકયો તો તારૂં માથું ઉડયું જાણજે.

[ બધા ભયંકર કંપ ખાતા હોય એમ દેખાય છે ]

ટૅલ: સ્વામી, મારા ઉપર આ શો કોપ કરવા ધાર્યો છે? મારા બાળકના માથા ઉપર મારે—ના, ના, પ્રિય પ્રભુ, તમારા કહેવાનો ભાવાર્થ એવો નહિ હશે—દયાળુ પ્રભુ એવુ ના કરાવે—ખરેખાત પિતા પાસે તમે એવુ ના જ કરાવો!

ગૅસ્લર: એ છોકરાના માથા ઉપરનું લીમ્બુ તારે તાકવુંજ જોઈશે. મારી એ ઇચ્છા છે, મારી એ આજ્ઞા છે.

ટૅલ: મારા પોતાના પ્રિય મસ્તક ઉપર મારે મારૂં તીર તાકવું? —એના કરતાં તો મરવું ભલુ!

ગૅસ્લર: [૨૦૪] જોઇએ તો તાક, નહિ તો તારા છોકરા સાથે જમને ઘેર જા.

ટૅલ: મારે મારા બાળકના ખુની થવું! પ્રભુ તમને સંતાન નથી —તમે જાણતા નથી કે પિતાના હૈયામાં શું શુ થઇ આવતું હશે!

ગૅસ્લર: અરે ટૅલ, આજે તુ આટલો બધો કેમ સાવધાન બની ગયો છે? લોક તો કહે છે કે તુ અન્તરગી છે અને જન-સમાજથી તારો રાહ ન્યારો જ છે. તેને કંઇ વિચિત્ર જ ગમે છે—તેથી તો આજ કંઇ નવુંજ સાહસ તારે માટે મેં શોધી કાઢ્યુ છે. બીજો કોઇ તો વિચાર કરવા ય ઉભો રહે —તું તો આંખો મીંચીને પડતુ જ મેલે.

બર્ટા: સુણા સાહેબ, આ બિચારા ગરીબ લોકની આમ મશ્કરી કરો ના! તમે જુઓ છો કે એ બિચારા કેવા ફીક્કા પડી ગયા છે ને થરથરતા ઉભા છે! એમણે ભાગ્યેજ ધાર્યું હશે કે તમે પોતે આંવી મશ્કરી કરશો.

ગૅસ્લર: તમને એવું કોણે કહ્યું કે હું મશ્કરી કરૂં છું? (પોતાના માથા ઉપર ઝાડની એક ડાળખી લટકે છે તેને પકડીને) આ રહ્યું

* ———

૨૦૪ આખા નાટકનુ મધ્યબિંદુ આ પંક્તિમા સમાયું છે.

આ લીમ્બુ.[૨૦૫] માર્ગ કરો--એને રીતસર છેટે જવા દો-એંશી પગલાં એ લે-વધારેય નહિ, ઓછાંય નહિ. સો પગલાં છેટેથી પોતાના માણસ ઉપર તાકવાનુ એ અભિમાન રાખે છે; ત્યારે બાણાવળી, તાક અને નિશાન ચુકતો ના.

રૂડૉલ્ફ ડર હારાસ: અરે પ્રભુ, વાત ગમ્ભીર બનતી જાય છે. અરે છોકરા, પગે લાગ અને તારા જીવને માટે સુબા સાહેબને પ્રાર્થના કર!

વાલ્ટર ફુર્ઇસ્ટ (મૅલ્ષટાલ અધીરો થઇ ગયો છે તેને એક બાજુએ લેઇ જાય છે): આકળા ન થાઓ, તમને વિનંતી કરૂં છે કે શાન્તિ રાખો!

બર્ટા (સુબાને): બહુ થયું, જવા દો પ્રભુ! પિતાની વેદના સાથે આમ ખેલ ખેલવા એ તો રાક્ષસનેજ ઘટે. અરે પ્રભુ! એક નજીવા અપરાધને માટે આ બિચારો માણસ પોતાનાં જાન-માલ ખોઇ બેસે! પણ એણે તો કયારનુંય દશગણું મોત સહન કરી લીધું છે! હવે એને વગર ઇજાએ ઘેર પાછો જવા દો, હવે એણે તમને બરાબર ઓળખ્યા છે; આ પ્રસંગ એ ને એનાં પરીઆંનાં પરીઆં કદિ નહિ ભૂલે.

ગૅસ્લર: ગલી[૨૦૬] કરો-જલદી! વાર કેમ લાગે છે? તારૂં જીવન તો જપ્ત થઈ ગયું છે, હું તારો ઘાત કરાવી શકું એમ છું; પણ જો હું તારા ઉપર કૃપા કરૂં છું ને તારૂ નશીબ તારા પોતાના કુશળ ચતુર હાથમાં મુકું છું. જે માણસનું નશીબ એના પોતાનાજ હાથમાં છે, તે એવી ફરિયાદ તો કરી શકેજ નહિ કે ન્યાય આકરો થયો છે. તારી આંખ નિશ્ચળ

---

૨૦૫ શ્વીટ્સ દેશમાં નવેમ્બરમા લીંબુ (એપલ) હોય નહિ, પણ કવિએ એવી કલ્પના કરી લીધી છે. 'એપલ'ને માટે 'લીંબુ' શબ્દ જ વાપરવો ઠીક લાગ્યો છે.

૨૦૬ માણસોની ભીડમાં સાકડો માર્ગ. દેવમન્દિરમાં બધાંને દર્શન થઇ શકે એટલા માટે ભીડમાથી ગલી કરવાનુ કહેતા લોકને સાભળ્યા છે.

છે એમ તું અભિમાન કરે છે. ભલા, બાણાવળી! તારી કળા દેખાડવાનો આજે તને પ્રસંગ મળ્યો છે. નિશાન યોગ્ય છે ને ઇનામ મોટું છે! પટ[૨૦૭] ઉપરના કાળા નિશાનને તાકવાનું, એ તો કોઇ પણ બીજો કરી શકે; પણ જે પોતાની કળામાં હંમેશાંજ કુશળ નિવડે અને જેનો હાથ કે આંખ ક્ષોભને કારણે જરાય ચળે નહિ એને હું સિદ્ધહસ્ત માનું.

વાલ્ટર ફુઇર્સ્ટ: (સુખાને પગે પડે છે) સુબા સાહેબ, અમે તમારી સત્તા જાણીએ છીએ; પણ આજ ન્યાય જતો કરી દયા વર્ષાવો. મારી અર્ધી પૂંજી લો, બધીયે લો! પણ પિતા પાસે આવું ભયંકર કૃત્ય ના કરાવો.

વાલ્ટર ટૅલ: બાપુ, એવા ભુંડા દુષ્ટ મનુષ્યને પગે ના પડતા! બોલો, હું ક્યાં ઉભો રહું? હું ડરતો નથી. બાપુ ઉડતાં પંખીઓ તાકે છે, બાળકના[૨૦૮] હૃદય ઉપર તાકતાં ચુકશે નહિ.

શ્ટાઉફ્ફાખર: સુબા સાહેબ, આ નિર્દોષ બાળકની યે તમને દયા નથી આવતી?

રોઇઝલમાન: અરે, યાદ રાખજો કે સ્વર્ગમાં પ્રભુ છે, અને તમારાં કૃત્યો માટે તમારે જવાબ દેવો પડશે.

ગૅસ્લર: (બાળક સામે આગળી કરી) પેલી લીંબોઇ સાથે એને બાંધો!

*―――――

૨૦૭ તાકવાનો અભ્યાસ કરવાને સફેદ પટ ઉપર કાળાં નિશાન કરવામા આવે છે તે, Target.

૨૦૮ મૂળમા પણ આવા સંદિગ્ધ અર્થનું વાક્ય છે અને એનો શબ્દાર્થ લેઇએ તો એવો થાય કે "બાળકના હૃદય ઉપર જરૂર તાકશે." પણ માનીએ કે બાળક છે ને આવેશમાં બોલી નાખે છે એવા ભાવથી કે "ચુકશે નહિ ને માથા ઉપરનું લીંબુ જરૂર તાકશે," તોય પાછો માથાને બદલે હૃદય શબ્દ યોજ્યો છે. જીવનમરણનો પ્રશ્ન છે તેથી માથાને બદલે હૃદય યોજાયો હોય એમ સંભવે.

વાલ્ટર ટૅલ: મને[૨૦૯] બાંધે? ના હું બંધાઇશ નહિ. ઘેટાની પેઠે હું સ્થિર ઉભો રહીશ, શ્વાસ પણ લેઇશ નહિ. જો તમે મને બાંધશો, તો–ના–હું સ્થિર રહી શકીશ નહિ; મારા બંધનની સામે મારાથી જોર થઇ જશે.

રૂડૅાલ્ફ ડર હારાસ: પણ છોકરા, તારી આંખો તો બાંધવા દે!

વાલ્ટર: આંખો શા માટે? તમે એમ માનો છો કે પિતાને હાથે છુટેલા બાણથી હું ડરૂં છું? એ બાણની વાટ જોતો હું અચળ ઉભો રહીશ, આંખનો પલકારો પણ નહિ મારૂં. બાપુ, ઉતાવળા થાઓ, દેખાડી દો કે તમે સિદ્ધહસ્ત ધનુર્ધર છો! એને તમારી શક્તિનો ખ્યાલ નથી; આપણો નાશ કરવાની એની ધારણા છે. તીર તાકો ને મારો, ભલે એ જુલમગાર બળે!

[ એ લીબોઇ પાસે જાય છે ને એના માથા ઉપર કોઇ લીમ્બુ મુકે છે. ]

મૅલ્ષટાલ: ( દેશજનોને ) આ જુલમ શું આપણી નજરો સામે થશે? આપણી પ્રતિજ્ઞા[૨૧૦] ક્યાં ગઇ?

ષ્ટાઉફ્ફાખર: અત્યારે આપણે નિરુપાય છીએ. આપણી પાસે હથિયાર નથી; આપણી ચારે બાજુએ હથિયારનું વન બની રહ્યું છે, તે જોતા નથી?

મૅલ્ષટાલ: આહા! કામ તરત જ પાર પાડી દીધું હોત તો બહુ સારૂં થાત! વાત વિલમ્બે નાખવાની સલાહ જેણે આપી તેને ભગવાન ક્ષમા કરે!

ગૅસ્લર: ( ટૅલને ) ચાલ તૈયાર થઇ જા! હથિયાર મફત ઝલાતાં નથી. સંહારક હથિયાર પકડવાં એ તો જોખમભરેલું છે;

*———

૨૦૯ શેક્સપીઅરના King Johnમા રાજકુમાર આર્થરના ( અંક ૪: પ્ર ૧ ) શબ્દો સાથે આ શબ્દો સરખાવા જેવા છે.

૨૧૦ પૃ. ૮૪, પં. ૧૯–૨૨ જોશો

અને કોઈ વખત તીર પાછું ધનુર્ધરને જ આવી ચોંટે છે. ખેડુત આવો અભિમાનભર્યો હક ધારણ કરે, એથી તો દેશના ઉંચા રાજ્યાધિકારીઓને અપમાન લાગે. જે લોક રાજ્ય કરે છે, તે સિવાય બીજા કોઈએ હથિયાર ધારણ કરવાં નહિ જોઈએ. ધનુષબાણ લેઈને ફરતાં તમને આનંદ લાગે છે; ભલે ત્યારે હું તમને તાકવાનુ નિશાન આપીશ.

ટૅલ: (ધનુષ ખેંચે છે ને બાણ ચઢાવે છે) ચાલો, ગલી કરો—રસ્તો કરો.

ષ્ટાઉફ્ફાખર: શું ટૅલ, તમે તાકશો?—કદાપિ નહિ—તમે ધ્રુજો છો, તમારો હાથ ચળે છે, તમારા પગ લથડે છે.

ટૅલ: (ધનુષને નીચુ નમાવી) મારી આંખોએ અન્ધારાં આવે છે!

સ્ત્રીજન: અરે ભલા ભગવાન!

ટૅલ (સુબાને): આ પરીક્ષામાંથી મને જવા દો! અહીં આ મારૂં હૃદય છે! (છાતી ઉઘાડી કરે છે) તમારા ઘોડેશ્વારોને બોલાવો ને મને મારી નંખાવો!

ગૅસ્લર: મારે તારી જીંદગીનો ખપ નથી, તારા નિશાનનો ખપ છે. તને બધું શક્ય છે, કશાથી તું પાછો પડે એવો નથી; ધનુષ જેમ પકડી શકે છે, સુકાન[૨૧૧] પણ તેમ પકડી શકે છે; જ્યારે જીવ બચાવવાનો પ્રસંગ આવ્યો હોય, ત્યારે તો તોફાનથીયે તું ડરે નહિ. હવે ઉદ્ધારક,[૨૧૨] તું તને જ સહાય થા—તારો જ ઉદ્ધાર કર!

[ટૅલ વ્યાકુળ ચિત્તે ઉભો છે, એના હાથ કંપે છે, ચંચળ આંખો ઘડીમા સુબાની તરફ, તો ઘડીમા આકાશની તરફ જુએ છે. એકાએક

*———

૨૧૧ તોફાનમાંથી સરોવર પાર બાઉમગાર્ટનને બચાવી ગએલો તેની યાદ આપીને મશ્કરી કરે છે, મહેણું મારે છે.

૨૧૨ માત્થી ૨૭: ૩૯–૪૨, માર્ક ૧૫: ૨૯–૩૧, લ્યુક ૨૩: ૩૫–૩૭.

ભાથા ઉપર હાથ નાખે છે, તેમાંથી બીજુ એક બાણ કાઢે છે ને તેને કમરપટામાં ખોસે છે સુઓ તેની આ બધી ચેષ્ટા નિહાળે છે ]

વાલ્ટર ટૅલ: (લીઓઇનીચેથી): બાપુ, તાકો! મને કશો ભય નથી લાગતો.

ટૅલ: એમજ જોઇએ!

[ સાવધાન થઇ નિશાન લે છે. ]

રૂડેન્સ (જે અત્યાર સુધી વ્યાકુળચિત્તે ઉભો રહ્યો હતો અને બળાત્કારે મનને કબજે રાખી રહ્યો હતો તે આગળ આવીને): સુબા સાહેબ, હવે ખેંચશો ના, વાતને ખેંચશો ના—એ તો માત્ર પરીક્ષા હતી—તમારો હેતુ સધાયો છે—હવે બહુ તાણી ઝાલશો તો એ સારા હેતુનું બળ તુટશે; ધનુષની પણછ અતિ ઘણી ખેંચાય તો તુટે.[૨૧૩]

ગૅસ્લર: વગરપુછ્યે વચ્ચે બોલવાનું તમારે કારણ નથી.

રૂડેન્સ: હું બોલીશ! બોલવાનો! રાજાને માન આપવું એ મારો ધર્મ છે; પણ આવા વહીવટથી તો જરૂર તિરસ્કાર પેદા થાય. આવું કરવાની કંઇ રાજાની ઇચ્છા નથી—સાચું જ કહું છું—મારા લોક આ જુલમને પાત્ર નથી, એવું કરવાની સત્તા તમને છે જ નહિ.

ગૅસ્લર: તમે હદ ઓળંગીને બોલો છો!

રૂડેન્સ: આજ સુધી તમારા બધા જુલમો જોવા છતાં પણ ચુપ રહ્યો છું, મારી દેખતી આંખોને બંધ રાખી રહ્યો છું; મારા ઉછળી આવતા, બન્ધનોને તોડી નાખતા, હૃદયને મારી છાતી નીચે બળાત્કારે દબાવી રહ્યો છું. પણ હવે ચુપ રહું તો મારી પિતૃભૂમિને અને સમ્રાટને દગો દીધો કહેવાય.

બર્ટા (તેની અને સુબાની વચ્ચે આવી પડે છે): અરે ભગવાન! તમે એ જુલમગારને વધારે ચીડવો છો.

*———

૨૧૩ अति सर्वत्र वर्जयेत्—ઝાઝામાં માલ નહિ.





“ બાપુ, તાકો ! મને કશો ભય નથી લાગતો.”

પૃ ૧૧૨

રૂડન્સ: તમારી[૨૧૪] સાથે સમ્બન્ધ જોડવાની ખાતર, મેં મારા લોકને તજ્યા, મારા કુટુંબકબીલાને તરછોડ્યો, વિધાતાનાં બાંધેલાં સર્વ બન્ધનો તોડી નાખ્યાં – સમ્રાટની સત્તા દૃઢ થાય એટલા માટે મે પ્રબળ પ્રયત્નો કર્યા. મારી આંખો ઉપરના પડદા આજે છુટી પડે છે – આજે કમ્પતે હૃદયે જોઉં છું કે મને તમે ઉંડા ખાડામાં ઉતારી પાડ્યો છે, મારા નિરંકુશ વિચારોને તમે અવળે માર્ગે ખેંચી ગયા છો. મારા ભોળા હૃદયને તમે ઠગી નાખ્યું છે; મારો હેતુ ભલો હોવા છતાં, મારા લોકનો નાશ કરવાની અણી ઉપર હું હતો.

ગૅસ્લર: નિર્લજ્જ, તારા સ્વામીની રૂબરૂ આ શબ્દો?

રૂડન્સ: સમ્રાટ મારો સ્વામી, તમે નહિ; જેમ તમે સ્વતન્ત્રતામાં જન્મ્યા છો, તેમજ હુ પણ સ્વતન્ત્રતામાં જન્મ્યો છું; વીરપુરુષને છાજતા જે સદ્ગુણો તમારામાં હશે, તે મારામાં પણ છે. સમ્રાટના નામનો તમારે પાલવે તેવો ભુડો ઉપયોગ કરો; પણ તમે અહીં એમને નામે બોલતા ના હોત, તો હુ દ્વન્દ્વયુદ્ધને માટે તમારી સામે બીડું[૨૧૫] ફેંકત, વીરજનોના સંપ્રદાયને અનુસરીને તમારે એ ઉપાડવુ જ પડત! હા, કરો નિશાની તમારા અશ્વારોને, (લોકની સામે

*

૨૧૪ ગૅસ્લરની અથવા તો ઓઇસ્ટરરાઇખની.

૨૧૫ ભારતસમાજમા 'બીડુ ફેંકવું' કહેવાતુ નથી, 'બીડુ ફેરવવુ' કહેવાય છે, કારણકે તે દ્વન્દ્વયુદ્ધને કારણે નહિ, પણ સમસ્ત રાજસભામાંથી અમુક કોઇએક વીરને કઇ દુઃસાધ્ય સાધવા ઉભો કરવા માટે 'ફેરવાતુ' હતુ ભારતસસ્કૃતિમા દ્વન્દ્વયુદ્ધને સ્થાન હતું કે કેમ, હતુ તો યુરોપમાંને ભાવે અને ત્યાંના જેટલે પ્રબળભાવે હતુ કે કેમ, અને નહિ તો એના કારણો શ, એ સૌ ઇતિહાસને શોધકે આપણને શીખવવાનુ છે. યોગ્ય શબ્દ ના જડ્યાથી દ્વંદ્વયુદ્ધને માટે 'બીડુ ફેંકત' એમ વાપરવુ પડ્યુ છે મૂળમા 'હાથનુ મોજુ ફેંકત' એમ લખ્યું છે, કારણકે યુરોપમા એવો સંપ્રદાય હતો શબ્દશ. અનુવાદ કરવાનું ઠીક ના લાગ્યાથી 'બીડુ' શબ્દ વાપર્યો છે.

રૂડન્સ: તમારી[૨૧૪] સાથે સમ્બન્ધ જોડવાની ખાતર, મેં મારા લોકને તજ્યા, મારા કુટુંબકબીલાને તરછોડ્યો, વિધાતાનાં બાંધેલાં સર્વ બન્ધનો તોડી નાખ્યાં – સમ્રાટની સત્તા દૃઢ થાય એટલા માટે મે પ્રબળ પ્રયત્નો કર્યાં. મારી આંખો ઉપરના પડદા આજે છુટી પડે છે – આજે કમ્પતે હૃદયે જોઉં છું કે મને તમે ઉંડા ખાડામાં ઉતારી પાડ્યો છે, મારા નિરંકુશ વિચારોને તમે અવળે માર્ગે ખેંચી ગયા છો. મારા ભોળા હૃદયને તમે ઠગી નાખ્યું છે; મારો હેતુ ભલો હોવા છતાં, મારા લોકનો નાશ કરવાની અણી ઉપર હું હતો.

ગૅસ્લર: નિર્લજ્જ, તારા સ્વામીની રૂબરૂ આ શબ્દો?

રૂડન્સ: સમ્રાટ મારો સ્વામી, તમે નહિ; જેમ તમે સ્વતન્ત્રતામાં જન્મ્યા છો, તેમજ હુ પણ સ્વતન્ત્રતામાં જન્મ્યો છું; વીરપુરુષને છાજતા જે સદ્ગુણો તમારામાં હશે, તે મારામા પણ છે. સમ્રાટના નામનો તમારે પાલવે તેવો ભુંડો ઉપયોગ કરો; પણ તમે અહીં એમને નામે બોલતા ના હોત, તો હું દ્વન્દ્વયુદ્ધને માટે તમારી સામે બીડું[૨૧૫] ફેંકત, વીરજનોના સંપ્રદાયને અનુસરીને તમારે એ ઉપાડવુ જ પડત! હા, કરો નિશાની તમારા અશ્વારોને, (લોકની સામે

*

૨૧૪ ગૅસ્લરની અથવા તો ઓઇસ્ટરરાઇખની

૨૧૫ ભારતસમાજમા 'બીડુ ફેંકવુ' કહેવાતુ નથી; 'બીડુ ફેરવવુ' કહેવાય છે, કારણકે તે દ્વન્દ્વયુદ્ધને કારણે નહિ, પણ સમસ્ત રાજસભામાથી અમુક કોઇએક વીરને કઇ દુઃસાધ્ય સાધવા ઉભો કરવા માટે 'ફેરવાતુ' હતુ ભારતસસ્કૃતિમા દ્વન્દ્વયુદ્ધને સ્થાન હતું કે કેમ, હતુ તો યુરોપમાંને ભાવે અને ત્યાંના જેટલે પ્રબળભાવે હતુ કે કેમ, અને નહિ તો એના કારણો શાં, એ સૌ ઇતિહાસને શોધકે આપણને શીખવવાનું છે યોગ્ય શબ્દ ના જડ્યાથી દ્વંદ્વયુદ્ધને માટે 'બીડુ ફેંકત' એમ વાપરવુ પડ્યુ છે મૂળમા 'હાથનુ મોજુ ફેંકત' એમ લખ્યુ છે, કારણકે યુરોપમા એવો સંપ્રદાય હતો. શબ્દશઃ અનુવાદ કરવાનુ ઠીક ના લાગ્યાથી 'બીડુ' શબ્દ વાપર્યો છે.

આંગળી કરી ) આ લોકના જેવો હું હથિયાર વગરનો નથી. મારી પાસે તલવાર છે, અને જે મારી પાસે આવશે—

સ્ટાઉફ્ફાખર ( બોલી ઉઠે છે ) : લીમ્બુ પડ્યું !

[ લોકનું ધ્યાન આ બાજુએ રોકાયું છે ને રૂડન્સ તથા સુબાની વચ્ચે બર્ટા પડે છે તે વેળાએ ટૅલ નિશાન તાકે છે. ]

રોઇઝલમાન: છોકરો જીવતો છે!

અનેક જણ. લીમ્બુ ચીરાઇ પડ્યું છે!

[ વાલ્ટર ફુઇર્સ્ટને તમ્મર આવે છે ને પડી જવાની તૈયારીમા છે. બર્ટા આવીને તેને ઝીલી લે છે. ]

ગૅસ્લર ( આશ્ચર્ય પામે છે ) : લીમ્બુ ચીરાઇ પડ્યું? હું! એ અસ્સરંગી!

બર્ટા: છોકરો જીવતો છે! શાન્ત થાઓ, સુપિતા!

વાલ્ટર ટૅલ ( લીમ્બુ લેઇને કુદતો આવે છે ) : બાપુ, આ રહ્યું આ લીમ્બુ; હું તો જાણતો જ હતો કે તમે તમારા પુત્રને કદાપિ વીંધો નહિ.

[ ટૅલ, જાણે બાણની પાછળ જતો હોય એમ, આગળ વાંકો વળી ઉભો છે. હાથમાંથી ધનુષ ઢળી પડે છે—દોડતા આવતા બાળકને જુએ છે કે તરતજ હાથ પહોળા કરી સામો દોડ છે ને પ્રબળ વાત્સલ્યે તેને ઉચકી લેઇ છાતી સાથે ચાંપી લે છે, એવી જ સ્થિતિમા બન્ને જણ શિથિલ થઇ જમીન ઉપર ઢળી પડે છે! પીગળી જતે હૃદયે સૌ જોઇ રહે છે. ]

બર્ટા: ભલા ભગવાન!

વાલ્ટર ફુર્ઇસ્ટ: ( પિતાપુત્રને ) બાળકો! મારા પ્રિય બાળકો!

સ્ટાઉફ્ફાખર: ભગવાનનો આભાર માનો!

લૅાઇટહોલ્ટ: આબાદ નિશાન! અનંત કાળ સુધી માનવી એને યાદ કરશે.

રુડૉલ્ફ ડર હારાસ: આ પર્વતો ધરતી ઉપર હશે ત્યાં સુધી આ બાણાવળી ટૅલનાં આખ્યાન ગવાશે.

[ ગૅસ્લરને લીમ્બુ પહોંચાડે છે. ]



“ આ પર્વતો ધરતી ઉપર રહેશે ત્યાં સુધી
આ બાણાવળી ટેલના આખ્યાન ગવાશે

વિલ્હેલ્મ ટેલ

આંગળી કરી ) આ લોકના જેવો હું હથિયાર વગરનો નથી. મારી પાસે તલવાર છે, અને જે મારી પાસે આવશે—

સ્ટાઉફ્ફાખર ( બોલી ઉઠે છે ) : લીમ્બુ પડ્યું !

[ લોકનું ધ્યાન આ બાજુએ રોકાયું છે ને રૂડન્સ તથા સુબાની વચ્ચે બર્ટા પડે છે તે વેળાએ ટૅલ નિશાન તાકે છે. ]

રોઇઝલમાન : છોકરો જીવતો છે !

અનેક જણ. લીમ્બુ ચીરાઇ પડ્યું છે !

[ વાલ્ટર ફુઇર્સ્ટને તમ્મર આવે છે ને પડી જવાની તૈયારીમાં છે બર્ટા આવીને તેને ઝીલી લે છે. ]

ગૅસ્લર ( આશ્ચર્ય પામે છે ) : લીમ્બુ ચીરાઇ પડ્યું ? હેં ! એ અમરંગી !

બર્ટા : છોકરો જીવતો છે ! શાન્ત થાઓ, સુપિતા !

વાલ્ટર ટૅલ ( લીમ્બુ લેઇને કુદતો આવે છે ) : બાપુ, આ રહ્યું આ લીમ્બુ; હું તો જાણતો જ હતો કે તમે તમારા પુત્રને કદાપિ વીંધો નહિ.

[ ટૅલ, જાણે બાણની પાછળ જતો હોય એમ, આગળ વાંકો વળી ઉભો છે. હાથમાંથી ધનુષ ઢળી પડે છે—દોડતા આવતા બાળકને જુએ છે કે તરત જ હાથ પહોળા કરી સામો દોડે છે ને પ્રબળ વાત્સલ્યે તેને ઉચકી લેઇ છાતી સાથે ચાંપી લે છે, એવી જ સ્થિતિમાં બન્ને જણ શિથિલ થઇ જમીન ઉપર ઢળી પડે છે ! પીગળી જતે હૃદયે સૌ જોઇ રહે છે. ]

બર્ટા : ભલા ભગવાન !

વાલ્ટર ફુઈર્સ્ટ : ( પિતાપુત્રને ) બાળકો ! મારા પ્રિય બાળકો !

સ્ટાઉફ્ફાખર : ભગવાનનો આભાર માનો !

લૉઇટહોલ્ટ : આબાદ નિશાન ! અનંત કાળ સુધી માનવી એને યાદ કરશે.

રૂડૉલ્ફ ડર હારાસ : આ પર્વતો ધરતી ઉપર હશે ત્યાં સુધી આ બાણાવળી ટૅલનાં આખ્યાન ગવાશે.

[ ગૅસ્લરને લીમ્બુ પહોંચાડે છે. ]



" આ પર્વતો ધરતી ઉપર હશે ત્યા સુધી
આ બાણાવળી ટૅલના આખ્યાન ગવાશે "

વિલ્હૅલ્મ ટૅલ

ગૅસ્લર: હા પ્રભુ, લીમ્બુ વચ્ચોવચથી ચીરી નાખ્યું છે! આબાદ ઘા કર્યો છે! એનાં વખાણ કર્યા વિના ના ચાલે!

રોઇઝલમાન: ઘા તો આબાદ થયો છે, પણ જેણે આને બળાત્કારે આ કાર્ય કરાવી પ્રભુને પણ તાવી જોયો છે તેનું ભલું નહિ થાય!

સ્ટાઉફ્ફાખર: શાન્ત થાઓ; ટૅલ, ઉભા થાઓ; શૌર્યથી તમે તમારી જાતને મુક્ત કરી છે, હવે ઘેર જવાને તમે સ્વતન્ત્ર છો.

રોઇઝલમાન: ચાલો, ચાલો; માતાને એમનો પુત્ર સોંપીએ!

[ તેઓ જવા માંડે છે ]

ગૅસ્લર: ટૅલ, સાંભળ!

ટૅલ: (પાછો વળે છે.) શી આજ્ઞા, પ્રભુ?

ગૅસ્લર: બીજું એક બાણ કમરપટામાં તેં ખોશી રાખ્યું હતું—હા, હા; મેં બરાબર જોયું હતું—શો હેતુ હતો એનો?

ટૅલ: (કંઇક ગભરાઇને) પ્રભુ, એ તો અમારો શિકારીઓનો એવો સમ્પ્રદાય છે.

ગૅસ્લર: ના ટૅલ, એ ઉત્તર હું માનતો નથી; એનો કંઇ બીજો જ હેતુ હોવો જોઇએ. ટૅલ, વિનાસંકોચે વિનાભયે સાચેસાચું કહી દે! ગમે તે હશે તોપણ તારા જીવનનું તને અભયદાન આપું છું; શા માટે એ બીજું બાણ હતું?

ટૅલ: ઠીક, ત્યારે પ્રભુ; તમે મને મારા જીવનનું અભયદાન આપ્યું છે જ, ત્યારે તો હું તમને સમૂળી સાચી વાત કહી નાખીશ. (કમરપટામાથી બાણ ખેચી કાઢે છે અને સુબા ઉપર ભયંકર દૃષ્ટિએ જોતો ઉભો રહે છે) જો મારા બાણથી મારો પુત્ર વીંધાઇ પડ્યો હોત, તો આ બીજા બાણથી તમને વીંધી નાખત, અને ખરેખાત! તમને વીંધવામાં તો નિષ્ફળ ના જ જાત.

ગૅસ્લર: ભલા, ટૅલ, મેં તને વીરોચિત વચન આપ્યું છે અને તે હું પાળીશ જ—પણ હું તારો દુષ્ટ હેતુ સમજી ગયો છું; ત્યારે તો હવે તને મારી સાથે લેઇ જઇશ, તને એવે નિર્ભય સ્થાને મુકી દેઇશ કે સૂર્યચંદ્ર પણ તને જોઇ શકે નહિ અને એમ કરીને તારા બાણથી હું નિર્ભય થઇશ. સિપાઇઓ પકડો એને! બાંધો એને!

[ ટૅલને બાંધે છે. ]

સ્ટાઉફ્ફાખર: એમ કેમ, પ્રભુ? જે માણસ ઉપર પ્રભુનો[૨૧૬] હાથ પ્રકટ રીતે ઉતર્યો છે, તેના ઉપર તમે હાથ નાખવાનું સાહસ કરો છો?

ગૅસ્લર: પ્રભુ એને બીજી વાર બચાવે છે કે કેમ તે પણ હવે જોઇશું! એને મારા[૨૧૭]નાવ ઉપર લેઇ ચાલો! એની સાથે જ હું જાઉં છું, હું પોતે એને કુઇસનાખ્ટ લેઇ જઇશ.

રોઇઝલમાન: એમ કરવાનો તમને અધિકાર નથી. ખુદ સમ્રાટને[૨૧૮] પણ એ અધિકાર નથી. અમારા સ્વાધીનતાના લેખ વિરૂદ્ધ એ વાત છે!

ગૅસ્લર: એ તમારા લેખ છે ક્યાં? સમ્રાટે એને તાજા કરી આપ્યા છે? ના, કદાપિ નહિ—આજ્ઞાંકિત બનો તોજ એ

*———

૨૧૬ સ્ટાઉફ્ફાખર માને છે કે પ્રભુની કૃપાથી લીમ્બુને ટૅલ આગાદ વીંધી શક્યો, અને તેથી પ્રભુએ એના તરફ ન્યાય ઉતાર્યો.

૨૧૭ સુગાને એના ઉપયોગ માટે રાજનૌકા મગી હતી. અંક ૪, પ્રવેશ ૧મા આ વિષે માછીનો બાળક ઉલ્લેખ કરે છે: 'એ તો ઉરીની રાજનૌકા' (પૃ. ૧૨૨, ૫ ૨૩ જોશો)

૨૧૮ તેમના સ્વતંત્રતાના લેખ પ્રમાણે કોઇપણ માણસને પ્રાન્ત બહાર કેદ કરી જવાય નહિ. ઇ સ ૧૨૯૧ના લેખ પ્રમાણે વનપ્રદેશોમા વિદેશી ન્યાયાધીશ આવી શકે નહિ, અને સજાનો અમલ કરવા પ્રાન્ત બહાર કોઇને લેઇ જવાય નહિ. કુઇસનાખ્ટ શ્વીટ્સમા આવ્યુ ને અત્યારે અપરાધ તો ઉરીમા બને છે.

કૃપા તમે પામો. તમે સૌ સમ્રાટના વિદ્રોહી બન્યા છો, ભયંકર ધૃષ્ટતા ધારણ કરી છે. હું તમને બધાને ઓળખું છું, હું તમારાં હૃદય સમજું છું, તમારા બધામાંથી અત્યારે તો એનેજ લેઇ જાઉં છું; પણ એના અપરાધમાં તમે સૌ ભાગીદાર છો, ડાહ્યો હોય તેણે ચુપ રહેતાં અને તાબે થતાં શીખવું. (એ ચાલ્યો જાય છે. બર્ટા,[૨૧૯] રૂડન્સ, હારાસ અને સેવકો એની પાછળ જાય છે ફ્રીમહાર્ટ અને લૅાઇટહોલ્ટ પાછા ત્યાંજ ઉભા રહે છે)

વાલ્ટર ફુર્ઇસ્ટ (અત્યંત વેદનાએ) : પતી ગયું! એણે તો મારો ને મારા સમસ્ત ઘરનો નાશ કરવાનો નિશ્ચય કર્યો છે!

સ્ટાઉફ્ફ્રાખર (ટૅલને) : અરે એ જુલમગારને તમે ખીજવ્યોજ શા માટે?

ટૅલ: જેને મારી પીડાની લાગણી છે તે સૌ શાન્ત થાઓ!

*————

૨૧૯ બર્ટા ને વળી રૂડન્સ પણ ગૅસ્લરની પાછળ જાય છે એ અજુગતું લાગે છે. એનુ સ્પષ્ટીકરણ એ રીતે થઇ શકે કે હાબ્સબુર્ગની પ્રતમા આની ઉપર રંગભૂમિની સૂચના લખી છે કે "એ (ગૅસ્લર) જાય છે, ત્યારે બર્ટાના હાથ ઝાલે છે ને તેને પોતાની સાથે લેતો જાય છે. રૂડન્સ તેની (ihr) પાછળ જવા માંડે છે. સ્ત્રીજનો આડે આવે છે. સ્ત્રીજનો: 'અરે એને (ihn) બચાવો, ઉમરાવ, બચાવો એને (ihn)' રૂડન્સ છુટો થાય છે ને બર્ટાની પાછળ જાય છે" 'રૂડન્સ તેની (ihr) પાછળ જવા માંડે છે,' એમાં જે ihr છે તે ડૅાઇચ વ્યાકરણ પ્રમાણે ત્રીજો પુરુષ સર્વનામ, નારીજાતિ, ચોથીનુ એકવચન છે ને 'બર્ટાની પાછળ જાય છે' એટલે એ તો સ્પષ્ટ છે કે રૂડન્સ બર્ટાની પાછળ જાય છે, પણ 'અરે એને (ihn) બચાવો, ઉમરાવ,' એમા જે ihn છે તે ત્રીજો પુરૂષ, નરજાતિ, બીજીનું એકવચન છે; એટલે સ્ત્રીઓ તો ટૅલને બચાવવાનુ કહે છે. પણ ગૅસ્લર બર્ટાને હાથ પકડી ખેચી જાય છે તેજ વેળાએ સ્ત્રીઓ બચાવવાની બુમો પાડે છે તેથી બર્ટાને બચાવવાની હોય એમ એણે માની લીધુ હોય. ટીકાકારોમા આને માટે મતભેદ છે.

સ્ટાઉફ્ફાખર: અરેરે, હવે તો સૌ, સૌ પતી ગયું! તમારી[૨૨૦] સાથે અમે સૌ બંધનમાં પડ્યા, દાસત્વમાં પડ્યા!

દેશજનો (ટૅલને વીંટી વળે છે): અમારી છેવટની આશા,[૨૨૦] તે હવે તો તમારી સાથેજ ચાલી જાય છે!

લૅાઇટહોલ્ટ (પાસે આવે છે): ટૅલ, તમારી મને દયા આવે છે, પણ મારે આજ્ઞા પાળવી પડે.

ટૅલ: સુખી રહો.

વાલ્ટર ટૅલ (અત્યંત વેદનાએ એને વળગી પડે છે): પિતા, ઓ પિતા, વહાલા પિતા!

ટૅલ (આકાશ ભણી હાથ ઉંચા કરે છે): ત્યાં ઉપર તારા પિતા છે, તેને સમર.

સ્ટાઉફ્ફાખર: ટૅલ, તમારાં પત્નીને કશું કહેવાનું નથી?

ટૅલ (વાત્સલ્યભાવે બાળકને હૈડા સાથે ચાંપે છે): બાળક બચી ગયો છે, મને ભગવાન સહાય થશે.[૨૨૧]

[ છુટો થાય છે ને સૈનિકોની પાછળ જાય છે. ]

---

૨૨૦ સ્ટાઉફ્ફાખરને ટૅલ ઉપર બહુ આશાઓ હતી અને એ જાણતો હતો કે એ કાર્યકુશળ છે. અં. ૧, પ્ર. ૩મા એ એનો સંવાદ જોવાથી સ્પષ્ટ થશે. લોકને પણ એવીજ આશા હતી, એમ એના પછી દેશજનો બોલે છે એ ઉપરથી સમજી શકાય છે.

૨૨૧ આ ટૅલનો સંદેશો છે.

## પ્રવેશ ૧

સ્થળ: ફીરવાલ્ડષ્ટેટર સરોવરને પૂર્વ કિનારે.[૨૨૨] પશ્ચિમ દિશાએ વિચિત્ર આકારના ઉભા ખડકોથી પાછળનું દશ્ય બંધ થઇ જાય છે. સરોવર ઉછળે છે, પવન જોરથી ફુંકાય છે ને ભયંકર ગર્જનાઓ થાય છે, વચ્ચે વચ્ચે વિજળીઓ અને કાટકા થાય છે. કુન્સ ફૉન ગેર્સાઉ, માછી[૨૨૩] અને માછીનો[૨૨૪] છોકરો પ્રવેશે છે.

કુન્સ: મેં મારી આંખે જોયું ને! મારા ઉપર વિશ્વાસ રાખો; મેં તમને કહ્યું તેમજ બન્યું છે.

માછી: સ્વતંત્રતા માટે ખરેખરી જરૂર હતી ત્યારેજ ટૅલને–દેશના સૌથી એ ઉત્તમ માનવીને, સૌથી બળીઆ વીરને – પકડીને કુઇસનાખ્ટ લેઇ ગયા.

કુન્સ: સુબો પોતેજ એને સરોવરમાં લઇ ચાલ્યો; હું ફ્લુઇલનથી નિકળ્યો, ત્યારે એ લોક વહાણ હંકારવાની તૈયારીમાં હતા; પણ વળી તોફાન એવું તો જબરદસ્ત છે કે મારે પણ નાછુટકે જમીન ઉપર ઉતરી જવું પડ્યું. એ તોફાનથી વખતે એમનો પ્રવાસ અટકી પણ પડે.

*———

૨૨૨ ફ્લુઇલન અને બ્રુનન વચ્ચે સિસિકોન ગામ પાસે; નકશો જોશો.

૨૨૩ રૂઇડી, અંક ૧, પ્રવેશ ૧માં આવે છે તેજ. કારણકે આજ પ્રવેશમાં આગળ ઉલ્લેખ છે ( નોંધ ૨૪૧ ) તે ઉપરથી જણાય છે કે એ રૂઇટ્લીની સભામાં હાજર હતો અને આપણે જાણીએ છીએ કે રૂઇટ્લીમાં રૂઇડી સિવાય બીજો કોઇ માછી હતો નહિ. રૂઇડી માછી છે, તેમજ નાવિક પણ છે.

૨૨૪ રૂઇડી એને આ પ્રવેશને અન્તે યેની નામથી બોલાવે છે, એટલે સંદેહ નથી કે માછી અને આ છોકરો, એ બન્ને પાત્રો અં. ૧, પ્ર. ૧માં આવે છે તેનાં તેજ છે.

માછી: ટૅલ બેડીઓમાં પડ્યો, સુબાના કબજામાં પડ્યો! ખરૂં કહું છું કે એ એને એવી જગ્યાએ ખોશી ઘાલશે કે દિવસનું અજવાળું પણ એ જોવા નહિ પામે; કારણ સુબો બીએ છે કે છંછેડાએલો માનવી સ્વતન્ત્ર રહે તો બરાબર વેર વાળે.

ફુન્સ: સાંભળ્યું છે કે આટિંગહાઉઝનનો વૃદ્ધ ઉમરાવ મરણ-પથારીએ પડ્યો છે.

માછી: ત્યારે તો આપણી આશાનું છેવટનું[૨૨૫] લંગર પણ ઉપડી જાય છે! લોકના હકને માટે બુમ ઉઠાવનાર એ જ માત્ર ઉમરાવ હતા.

ફુન્સ: તોફાન તો વધ્યું જ જાય છે. રામરામ ભાઇ! ગામમાં[૨૨૬] ક્યાંક ઉતારો શોધી લેઉં, કારણકે આજે જવાનો વિચાર તો હવે માંડી જ વાળવો પડશે.

[ જાય છે. ]

માછી: ટૅલ કેદમાં ગયો ને ઉમરાવ સ્વર્ગમાં ગયા! અભાગીઆ કપાળમાં શું યે લખાયું હશે! જુલમ, ફેંકી દે તારી લાજ! બોલતુ મોં[૨૨૭] બન્ધ થઇ ગયું છે, દેખતી આંખ[૨૨૮] ફુટી ગઇ છે, સૌને તારનારનો હાથ[૨૨૯] આજ બેડીયે જડાયો છે!

---

[૨૨૫] આ ઉપમા નાવિકસહજ છે.

[૨૨૬] સિસિકોન ગામમાં.

[૨૨૭] અમીર આટિંગહાઉઝન દેશના હકને માટે બોલતો હતો; અ ૨, પ્ર ૧ જોવો

[૨૨૮] ગમે તો હાલ્ડનવાળો હાઇન્રિક, જેની આંખો સુબાએ તેના પુત્ર મૅલ્ટાલને દોષે ફોડી નાખી હતી, કે ગમે તો રૂડન્સ જે ઓઇસ્ટરરાઇખને તેજે અંજાઇ અન્ધ બની ગયો હતો (પૃ ૫૩, ૫. ૧), અને જેના એ અંધકારના પડદા પાછીથી છુટી ગયા હતા (પૃ ૯૬, ૫ ૧૭–૧૮; પૃ ૧૧૩, ૫. ૪–૫)

[૨૨૯] ટૅલ

બાળક : બરફ પડે છે. બાપુ, ઘરમાં[૨૩૦] આવો, ઉઘાડામાં ઉભું રહેવા જેવું નથી.

માછી : [૨૩૧]વાયુઓ, વહો તમે! વિજળીઓ, બળી ઉઠો તમે! વાદળાં, ફાટો તમે! આકાશના મુશળધાર વરસાદ, ધશી પડો તમે નીચે, ડુબાડી દો ધરતીને! જન્મનારી પ્રજાને બીજમાત્રથી વિદારી નાખો! કુદરતનાં વિકરાળ તત્ત્વો! તમારૂં રાજ્ય થાઓ! મહાવનના રીંછલોક, જુના કાળનાં વરૂઓ, તમે પાછાં આવો, આ ભોંય તમારી છે! સ્વતન્ત્રતા વિના અહીં રહેવું કોને ગમે!

બાળક : સાંભળો તો ખરા, કોતરોમાંથી કેવા ભયંકર અવાજ ઉઠે છે! પાણીના વમળથી કેવો નાદ થાય છે! આ ખીણમા આવું તોફાન તો કદી યે થયું જોયું નથી!

માછી : પોતાના બાળકનું માથું તાકવું? કોઇ પિતાને આવો હુકમ તો થયો સાંભળ્યો નથી! અને ત્યારે શું ખુદ-કુદરત પણ ક્રોધ કરીને આવા જુલમ સામે નહિ ઉઠે? અરે જો આ ખડકો સરોવરમાં નમી પડે, પેલા પહાડ, સર્જાયા તે દિવસથી આજ સુધી કદી પીગળ્યા નથી એવા પેલા બરફના બુરજો કદી તેમનાં શિખરોથી પીગળી પડે, પર્વતો કદી તુટી પડે, પુરાતન ખીણો પુરાઈ જાય, ફરી જળપ્રલય આવી પ્રાણીમાત્રને પોતાના પેટમાં ઉતારી જાય, તો નવાઇ શી!

[ ઘંટનો અવાજ સભળાય છે. ]

* ——————

૨૩૦ અં. ૧, પ્ર ૧ને અંતે અશ્વારોએ કઠીડીની ઝુંપડી બાળી નાખ્યા પછી સંભવે છે કે એણે અહીં બાંધી હોય.

૨૩૧ શેક્સપીઅરના 'કિંગ લીઅર'ના અં. ૩, પ્ર ૨મા આવતી Blow winds and crack your cheeks! rage! blow! આદિ પંક્તિઓ સાથે આ સરખાવાય.

બાળક: સાંભળો, પર્વત ઉપર કોઇ ઘંટ વગાડે છે. નક્કી કોઇ વહાણ જોખમમાં આવી પડ્યું દેખાતું હશે અને ભગવાનની પ્રાર્થના કરાય એટલા માટે ઘંટ વગાડે છે.

[ ઉંચે ખડક ઉપર ચઢે છે ]

માછી: અધવચ માર્ગે જે વહાણ આ ભયંકર હિંદોળે ચઢ્યું હશે, એના ભોગ મળ્યા સમજો![૨૩૨] સુકાનેય કામ ના લાગે ને સુકાનીયે કામ ના લાગે, કારણકે તોફાનજ અત્યારે તો રાજા છે; માનવી તો માત્ર દડો છે ને એ દડે પવન ને મોજાં ખેલે છે. એને આદરભાવે સોડમાં લે એવું કોઇ બંદર, એની આગળ પાસે કે છેટે, છે નહિ! દુર્ગમ અને વિકટ આ ઉભા ખડકો તો એની સામે અનાદરભાવે તાકી રહે છે, ને માત્ર પોતાની વજ્રસમાન કઠોર છાતી દેખાડે છે.

બાળક (ડાબી બાજુએ આંગળી કરી): બાપુ, પેલુ વહાણ! ફ્લુઇલન તરફથી આવે છે.

માછી: એ બિચારા લોકને ભગવાન સહાય થાઓ! જો તોફાન એકવાર આ સાંકડા પ્રદેશમાં ઘેરાઇ પડ્યું, તો જાણે કોઇ વિકરાળ પ્રાણી પોતાના પાંજરાના સળીઆ તોડી નાખવા જોર કરે એવું જોર કરશે; ગાજશે ને છુટી જવાનો માર્ગ ખોળશે; પણ નિકળી શકશે નહિ, કારણકે ચારે દિશામાં ખડકોનો કિલ્લો બની રહ્યો છે, ગગન સુધી એ સાંકડા માર્ગ ઉપર ભીંતો ચણાઇ ગઇ છે.

[ ઉંચે ખડક ઉપર ચઢે છે ]

બાળક: બાપુ, એ તો ઉરીની રાજનૌકા; રાતા તુતકથી[૨૩૩] ને એના વાવટાથીજ ઓળખાઇ આવે છે

---

૨૩૨ અં ૧, પ્ર. ૧માં રૂઇડીનો ભીરુ સ્વભાવ પ્રકટ થયો છે તેવો જ અહીં પણ પ્રકટ થાય છે અને તે ઉપરથી પણ માની શકાય કે આ પ્રવેશનો માછી તે રૂઇડીજ છે.

૨૩૩ ગમે તો તુતક રાતે રંગે રંગ્યુ હોય કે ગમે તો તે ઉપરની ઓરડીનુ છાપરૂં રાતુ રંગ્યુ હોય.

[ ટૅલ ધનુષ્યબાણ લેઇ પ્રવેશે છે. ઉતાવળે પગલે એ ચાલ્યો આવે છે, ચકિત દૃષ્ટિએ ચારે બાજુએ જુએ છે, આવેશમય ચાળા કરે છે. રંગભૂમિને મધ્યભાગે આવીને પડતુ મેલે છે, હાથ જમીન ઉપર પહોળા[૨૩૭] કરે છે, ને પછી આકાશ તરફ લાંબા કરે છે ]

બાળક ( એને જોઇને ): બાપુ, જુઓ તો ખરા, પેલો ઘુંટણીએ પડે છે એ કોણ છે?

માછી: ધરતીને એ બે હાથે ઝાલે છે![૨૩૭] ગાંડો થઇ ગયો હોય એવો દેખાય છે.

બાળક: આ શું! બાપુ! બાપુ, આવો ને જુઓ તો ખરા!

માછી ( પાસે આવીને ): કોણ એ? ભલા ભગવાન! શું! ટૅલ? અહીં શી રીતે આવ્યા? બોલો!

બાળક: તમને બાંધીરૂંધીને વહાણ ઉપર નહોતા લેઇ ગયા?[૨૩૮]

માછી: તમને કુઇસનાખ્ટ નહોતા લેઇ જતા?

ટૅલ ( ઉભો થાય છે ): હું છુટી આવ્યો છું.

માછી અને બાળક: છુટી આવ્યા? ચમત્કાર ભગવાનનો!

બાળક: તમે આવ્યા ક્યાંથી?

ટૅલ: એ વહાણમાંથી.

માછી: શું?

ટૅલ: દયાળુ પ્રભુનું નિર્માણ એવું—સાંભળો!

માછી અને બાળક: હા, બોલો, બોલો!

ટૅલ: આલ્ટૉર્ફમાં જે જે બન્યું એ તો તમે જાણો છો ને?

માછી: એ તો બધું જાણું છું; બોલો, પછી?

ટૅલ: પછી તો સુબાએ મને પકડાવ્યો અને બધાવ્યો, મને એના કિલ્લા કુઇસનાખ્ટમાં લઇ જવાનો હતો.

માછી: અને તમને લેઈને ફ્લુઇલનથી એ વહાણે ચઢયો, એ બધું તો અમે જાણીએ છીએ; પણ તમે નાશી છુટયા શી રીતે એ તો કહો!

ટૅલ: દોરડાંથી ખુબ બાંધીને મને વહાણમાં નાખ્યો; હું તો જાણે અનાથ થઇ ગયો, માર્યો જ ગયો! સૂર્યનો આનંદજનક પ્રકાશ ફરી પામવાની, સ્ત્રીસંતાનનાં વહાલાં મ્હોં ફરી નિહાળવાની આશા મેં તો છોડી દીધી અને પાણીના પટ ઉપર નિરાશાથી જોઇ રહ્યો.

માછી: અરે દુખિયારા માનવી!

ટૅલ: સુબો, રૂડૉલ્ફ ડર હારાસ અને રાજસેવકો—અમે સૌ એમ ને એમ આગળ ચાલ્યા. મારૂં ધનુષ ને ભાથું સુકાનની પાસે નીચે પડયું હતું. એમ લઘુ આકસનના ખુણા આગળ અમે જઇ પહોંચ્યા. પ્રભુનું કરવું તે ગૉટહાર્ટના કોતરમાંથી અકસ્માત એવો તો સખ્ત વાયરો છુટી આવ્યો કે બધા ખલાસીઓના મોતીઆ મરી ગયા, બધાને લાગ્યું કે હવે તો ભુંડે મોતે મરવાના! તે વારે એક સેવક સુબા પાસે ગયો ને તેને આમ કહેતાં મેં સાંભળ્યો: 'પ્રભુ, તમે જુઓ છો કે તમે અમે બધા સંકટમાં છીએ, આપણે બધા મોતના જડબામાં લટકીએ છીએ. બિચારા ખલાસીઓય જાણતા નથી કે આ મહાસંકટમાં શું કરવું, શઢ કેણી ગમના ફેરવવા; પણ અહીં ટૅલ છે—એ કાંઠાબળીઓ છે અને

[ ટૅલ ધનુષ્યબાણ લેઇ પ્રવેશે છે ઉતાવળે પગલે એ ચાલ્યો આવે છે, ચકિત દૃષ્ટિએ ચારે બાજુએ જુએ છે, આવેશમય ચાળા કરે છે. રંગભૂમિને મધ્યભાગે આવીને પડતુ મેલે છે, હાથ જમીન ઉપર પહોળા[૨૩૭] કરે છે, ને પછી આકાશ તરફ લાગ્યા કરે છે ]

બાળક ( એને જોઇને ): બાપુ, જુઓ તો ખરા, પેલો ઘુંટણીએ પડે છે એ કોણ છે?

માછી: ધરતીને એ બે હાથે ઝાલે છે![૨૩૭] ગાંડો થઇ ગયો હોય એવો દેખાય છે.

બાળક: આ શું! બાપુ! બાપુ, આવો ને જુઓ તો ખરા!

માછી ( પાસે આવીને ): કોણ એ? ભલા ભગવાન! શું! ટૅલ? અહીં શી રીતે આવ્યા? બોલો!

બાળક: તમને બાંધીરૂંધીને વહાણ ઉપર નહોતા લેઇ ગયા?[૨૩૮]

માછી: તમને કુઇસનાખ્ટ નહોતા લેઇ જતા?

ટૅલ ( ઉભો થાય છે ): હું છુટી આવ્યો છું.

માછી અને બાળક: છુટી આવ્યા? ચમત્કાર ભગવાનનો!

બાળક: તમે આવ્યા ક્યાંથી?

ટૅલ: એ વહાણમાંથી.

માછી: શું?

બાળક ( તરતજ ): સુબો ક્યાં છે?

ટૅલ: મોજાં ઉપર મથ્યા કરે છે.

માછી: ખરેખાત? પણ તમે? તમે આવ્યા શી રીતે અહીં? તમારી બેડીઓમાંથી અને આ તોફાનમાંથી તમે છુટી આવ્યા શી રીતે?

---

૨૩૭ જાણે પાણી ઉપરથી બચીને સલામત ધરતી ઉપર આવ્યો, તેથી એને પકડી લેતો હોય એવો ભાવ છે

૨૩૮ ચુડીએ આપેલા ઇતિહાસમાં આ પ્રસગ જોશો.

માછી: ટૅલ, ટૅલ, પ્રભુએ ચોકખો ચમત્કાર કર્યો છે, તમારા ઉપર દયા કરી છે! આવું તો સ્વપ્ને પણ માની શકું નહિ! પણ બોલો, હવે ક્યાં જવા ધારો છો? કારણકે સુખો આ તોફાનમાંથી એક વાર બચ્યો, તો તમે ક્યાંય સલામત નથી

ટૅલ: હું વહાણમાં બંધાએલો પડ્યો હતો, ત્યારે એને મેં એમ કહેતાં સાંભળ્યો હતો કે બ્રુનન બંદરે ઉતરીને ત્યાંથી મને શ્વીટ્સમાં થઇને[240] કિલ્લે લઇ જવાનો હતો.

માછી: ત્યાંથી એ પગરસ્તો લેશે?

ટૅલ: એનો વિચાર તો એવો છે.

માછી: અરે, ત્યારે તો એકદમ સંતાઇ જાઓ, વાર કરો ના! ભગવાન એનાં પંજામાંથી તમને બે વાર નહિ બચાવે!

ટૅલ: આર્ટ અને કુઇસનાખ્ટ જવાનો ટુંકામાં ટુંકો રસ્તો કયો?

માછી: રાજમાર્ગ તો શ્ટાઇનન ઉપર થઇને છે, પણ મારો આ છોકરો તમને એક ટુંકે ને છુપે રસ્તે લોવર્સ ઉપર થઇને લેઇ જશે

ટૅલ: ( એના હાથમા પોતાનો હાથ મુકે છે ) પ્રભુ તમને તમારા ભલા કામનો બદલો આપે. રામરામ! ( જાય છે ને વળી પાછો વળે છે. ) રૂઇટ્લીમાં પ્રતિજ્ઞા લેવામાં તમે હતા, નહિ? મને લાગે છે કે લોક તમારૂં પણ નામ દે છે.

માછી: હું ત્યાં હતો અને બન્ધન પાળવાની પ્રતિજ્ઞા[241] લીધી છે.

*———

૨૪૦ શ્વીટ્સમાં બ્રુનન–ઝેલન–શ્ટાઇનન (શ્ટાઉફ્ફાખરનું ગામ)–આર્ટ–ઇમનઝે અને ત્યાંથી કુઇસનાખ્ટ; નકશો જોશો

૨૪૧ નોંધ ૨૨૩ જોશો.

વહાણને સારી રીતે હંકારી જાણે છે. આ સંકટના પ્રસંગમાં એનો ઉપયોગ કરી લેઇએ તો શું?' ત્યારે સુબા એમને કહ્યું: 'ટૅલ, આ તોફાનમાંથી અમને બચાવી લેવાની તું હિમ્મત કરતો હોય, તો તારાં બન્ધન છોડાવી દેઉં.' મેં જવાબ દીધો: 'હા પ્રભુ, મને વિશ્વાસ છે કે ભગવાનની કૃપાએ આપણને અહીંથી કાઢી જઇશ.' આથી મારા બંધ છોડી નાખવામાં આવ્યા, હું સુકાન પાસે જઇ ઉભો ને વહાણ બરાબર ચલાવવા લાગ્યો; પણ ત્રાંસી નજરે આખો વખત મારા ધનુષ ને ભાથા સામે જોયા કરતો, તેમજ પાસેના કાંઠા ઉપર પણ ઝીણી નજરે જોયા કરતો કે ક્યાંય કુદકો મારવાનો લાગ મળે એમ છે? એવામાં, એક નાનો સરખો સપાટ ખડક સરોવરમાં આગળ પડતો નજરે પડ્યો.

માછી: હા, મને ખબર છે, ગુરુ આકસનની તળેટીમાં છે એ; પણ એ ખડક એવો તો સીધો છે કે વહાણમાંથી કુદકો મારી એના ઉપર ચઢી જવું એ મને તો વસમું લાગે છે.

ટૅલ: જ્યાં સુધી એ સપાટ ખડક પાસે અમે આવી પહોંચીએ ત્યાં સુધી વહાણના ખલાસીઓને જોરથી હલેસાં મારવા મે ટોકયા કર્યું; મેં એમને સમજાવ્યું કે બધી મુશ્કેલીઓ ત્યાં ટળી જશે. ખૂબ જોરથી હલેસાં મારતા મારતા થોડી જ વારમાં અમે ત્યાં પહોંચ્યા; પછી મેં પ્રભુની પ્રાર્થના કરીને અને સાથે ખૂબ બળ કરીને સુકાનવાળો છેડો એ ખડકની પાસે આણ્યો. ત્યાં એકદમ મારૂં ધનુષ ને ભાથું ઉંચકી લેઇ કુદકો માર્યો ને એ ખડક ઉપર જઇ પડ્યો. કુદતાં કુદતાં મારી પાછળ પગને ધકેલે વહાણને પાણીમાં ખુબ જોરથી ધકેલી કાઢયું—હવે પ્રભુની ઈચ્છા હોય એમ એ ભલે રખડે![૨૩૯] આમ હું તો તોફાનના જુલમમાંથી અને માણસના એથી યે ભયંકર જુલમમાંથી બચીને અહીં આવ્યો છું!

*———

૨૩૯ પૃ. ૧૨૪, પં. ૧૯–૨૦ જોશો.

પીછું[૨૪૩] હાલે છે! શાન્તિભરી નિદ્રા છે અને મ્હોં ઉપર આનન્દભર્યું સ્મિત છે.

[ બાઉમગાર્ટન બારણા આગળ જાય છે, કોઈની સાથે વાત કરે છે. ]

વાલ્ટર ફુઈસ્ટ (બાઉમગાર્ટનને): કોણ છે?

બાઉમગાર્ટન (પાછો આવીને): તમારી દીકરી હેડવિક, તમારી સાથે એમને કંઇક વાત કરવી છે ને આ છોકરાને મળવું છે.

[ વાલ્ટર ટૅલ ઉભો થાય છે. ]

વાલ્ટર ફુઈસ્ટ: એને શી રીતે આશ્વાસન આપી શકીશ? હું પોતેજ ક્યાં આશ્વાસન પામી શકું છું? આ બધી વેદનાઓનો ભાર મારે માથે પડશે!

હેડવિક (અન્દર પેસી જઇને): મારો દીકરો ક્યાં? લાવો મારે એને જોવો છે—

સ્ટાઉફ્ફાખર: શાન્ત થાઓ! અહીં મરણપથારી છે એનો જરા ખ્યાલ રાખો.

હેડવિક (છોકરા ઉપર પડતું મેલી): મારા વેલ્ટી! બાપ, તું જીવતો છે?

વાલ્ટર ટૅલ (તેને વળગી પડી): બા, બા!

હેડવિક: ખરેખર સાચું? તું સાજો છે? (ચિન્તાતુર દૃષ્ટિએ એના સામે જોઇ રહે છે) અને એ બની શકે? એ તને તાકે? બન્યું એ શી રીતે? અરેરે એમને હૃદયજ નથી—પોતાના દીકરા ઉપર પણ તીર તાકી શક્યા!

વાલ્ટર ફુઈસ્ટ: બહુ મુશ્કેલીએ, વેદનાથી ચીરાઇ જતે હૃદયે એમ કરવું પડ્યું હતું! ફરજ પડી તેથી તાક્યું હતું. ના તાકે તો બન્નેએ મરવું પડે!

---

૨૪૩ ત્યાં મરનારના મ્હો ઉપર પીછુ મુકવાનો રિવાજ છે. તેથી જો તે જીવતો હોય તો તેના શ્વાસથી પીછુ હાલે ને ખબર પડે કે હજી તે જીવે છે આપણા દેશમાં નાક પાસે રૂ ધરવાનો રિવાજ છે.

ટૅલ: ત્યારે મારા ઉપર દયા કરીને ઉતાવળે બુઇગ્લૅન જાઓ. મારી સ્રી મારે માટે બહુ ચિન્તા કરતી હશે, એને ખબર આપો કે હું બચી છુટયો છું અને સારી રીતે સંતાઇ બેઠો છું.

માછી: પણ પુછે કે તમે ક્યાં નાઠા છો, તો શો ઉત્તર દેઉં?

ટૅલ: તેની પાસે મારો સસરો ને રૂઇટ્લીમાં પ્રતિજ્ઞા લેનારા બીજા પણ હશે. તેમને સૂચવજો કે બધા બહાદુર બનો, શૂરા બનો; ટૅલ તો છુટયો છે ને કહેજો કે એનું હથિયાર એના હાથમાં છે. બાકીની વાતો તો થોડા જ વખતમાં મારી તરફથી એ સાંભળશે.

માછી: તમારા મનમાં શું શું છે? મને ખુલ્લું કરી દો?

ટૅલ: ધાર્યું સફળ થશે તો સૌ જાણશો.

[ ચાલ્યો જાય છે. ]

માછી: ચેની,[૨૪૨] એમને રસ્તો દેખાડજે. પ્રભુ એમની સાથે રહે! જે જે એ માથે લેશે, તે તે સો પાર ઉતારશે!

---

## પ્રવેશ ૨

સ્થળ: આટિંગહાઉઝનનો દરબાર.

[ પલંગમાં સુતેલો અમીર મરવાની તૈયારીમાં; વાલ્ટર ફુઇર્સ્ટ, સ્ટાઉફ્ફાખર, મૅલ્ખટાલ અને બાઉમગાર્ટન એની ચારે બાજુએ વીંટાઇ વળ્યા છે; વાલ્ટર ટૅલ મરનારની પાસે ઘુંટણીએ પડ્યો છે. ]

વાલ્ટર ફુઇર્સ્ટ: બધું પતી ગયું, શ્વાસ બંધ થઇ ગયો છે!

સ્ટાઉફ્ફાખર: હજી શ્વાસ ગયો લાગતો નથી—જુઓ, હોઠ ઉપરનું

---

૨૪૨ નોંધ ૨૨૪ જોશો.

હેડવિક (એના તરફ ફરે છે અને ફાટી આંખે એના સામુ તાકી રહે છે) તમારા મિત્રની વેદનાને કારણે તમને આંસુ આવે છે? એ વીરને બળાત્કારે બાંધી નાખ્યો તે વખતે તમે બધા કયાં ગયા હતા? કેમ તમે સહાય થયા નહિ? એમના ઉપર થતો જુલમ તમે ઉભા ઉભા જોયા કર્યો; તમારા મિત્રને તમારી વચમાંથી ખેચી ગયા તે તમે નિરાંતે સહન કર્યું– તમારા ઉપર એવો જુલમ થતાં મારા પતિ કદી જોઇ રહેલા? સુબાના અશ્વારો તમારી પાછળ પડયા હતા ત્યારે સરોવરમાં ભારે તોફાન મચી રહ્યું હતું તેવે પ્રસગે પણ, માત્ર ચિન્તાતુર હ્રદયે એ જોઇ રહ્યા હતા? માત્ર ખાલી આંસુએ-કાંઇ એમણે દયા ખાધી હતી? બૈરીછોકરાંને વિસારી દેઈ એમણે તો નાવ લેઇ પડતું મેલેલું ને તમને બચાવેલા!

વાલ્ટર ફુઇર્સ્ટ: અમે થોડા હતા, હથિયાર વિનાના હતા; એમને બચાવવાનું સાહસ શી રીતે કરી શકીએ?

હેડવિક: (એની છાતીમા પડતુ મેલીને) બાપુ, બાપુ, તમે પણ એમને લેઇ જવા દીધા! દેશે, આપણે બધાંએ એમને ગુમાવ્યા! આપણને બધાને એમની જરૂર છે; અરે, એમને આપણી જરૂર છે. નિરાશામાંથી પ્રભુ એમના આત્માને બચાવે! એમના એકાન્ત કેદખાનામાં કોઇ મિત્રનું આશ્વાસન એમને નહિ પહોંચી શકે–જો એ માંદા પડે તો! હાય, ભેજવાળા અંધારા કેદખાનામાં જરૂર એ તો માંદા પડવાના –આલ્પ પર્વત ઉપરનાં ગુલાબ[૨૪૫] જેમ ભેજવાળી હવામાં ફીકાં પડે ને ચીમળાઇ જાય, તેમ સૂરજના અજવાળા વિના, મીઠી તાજી હવા વિના એ જીવી શકે નહિ. કેદી! એ? સ્વતંત્રતા એ તો એમનો પ્રાણ છે, કેદખાનાની હવામાં એ જીવી શકે નહિ!

*

૨૪૫ એ સાચેજ ગુલાબ નથી, rhododendron નામનુ ફુલ છે ને તે પર્વત ઉપર સમુદ્રપટથી એથી ત્રણ હજાર ગજની ઉચાઇએ ઉગે છે.

હેડવિક: હા, પણ એમનામાં બાપનું હૈયું હોત, તો એમ કરતા પહેલાં હજાર વખત પોતે મરવું પસંદ કરત!

ષ્ટાઉફ્ફાખર: પરિણામે સૌ સારૂં ઉતર્યું એટલા માટે કૃપાળુ ભગવાનનો તમારે ઉપકાર માનવો ઘટે.

હેડવિક: પણ પરિણામ શું આવી જાત તે મારાથી ભુલી શકાય? ભલા ભગવાન! અને જાણે હું એંશી વર્ષની ડોશી થઇ છું, જાણે એ છોકરાને બાંધી ઉભો રાખ્યો છે અને એનો બાપ જાણે એના ઉપર નિશાન લે છે, અને એનું તીર આવી મારી છાતીમાં ચોંટે છે! આવું નિરન્તર જોયા કરૂં છું.[૨૪૪]

મૅલ્ષટાલ: પણ બેન, તમે જાણો છો કે સુબાએ એમને કેવા ચીઢવ્યા હતા?

હેડવિક: અરેરે, પુરુષનું હૃદય જ કઠોર છે! જ્યારે એમના અભિમાનને આચકો લાગે છે ત્યારે તે બીજું સૌ ભુલી જાય છે; ક્રોધે આંધળા બની પુત્રના મસ્તક સાથે અને માતાના હૃદય સાથે પણ ખેલ કરવા મંડી પડે છે!

બાઉમગાર્ટન: તમારા પતિનું દુર્ભાગ્ય ઓછું કઠણ છે કે તેના ઉપર આવા સખ્ત પ્રહાર કર્યા કરો છો? એમની વેદનાને માટે તમને કંઇ જ લાગણી નથી થતી?

* ———

૨૪૪ એની આંખ ઉઘાડી છતા, અતિ ઉન્મત્ત ભ્રમણાદશામા, માનસિક આખ સામે સ્પષ્ટ મૂર્તિમન્તરૂપે તરી આવેલું દૃશ્ય જુએ છે કે 'જાણે દીકરાને બન્ધ વડે બાધ્યો છે, એનો બાપ એને તાકતો ઉભો છે અને મૃત્યુબાણ બાળકને વાગવાને બદલે વેદનાબાણ મારી પોતાની છાતીમા વાગે છે એંશી વર્ષની ડોશી થઇશ તોય જાણે ભુલીશ નહિ, અને જાણે અત્યારે જ એંશી વર્ષની ડોશી થઇ છુ તેવુ આબેહુબ દેખું છુ' એમ એના કહેવાનો ભાવ છે ટૅલે રાજીખુશીથી બાણ નહોતુ માર્યું, બાળકને બાધ્યો નહોતો, સુબાના જુલમથી દબાયા ઉપરાત તેના વીરપુત્રે ઉછરીને પિતા પાસેથી તીર માગી લીધુ હતુ, એ એની માતા અત્યારે વેદનામય ભ્રમણાબળને કારણે ભૂલી જાય છે.

ગઇ છે. વેદના અને સાથે જ સૌ આશાઓ પણ ચાલી ગઇ છે. ( બાળકની તરફ જુએ છે ) આ બાળક કોણ છે?

વાલ્ટર ફુઇર્સ્ટ : બાપુ, એને આશીર્વાદ આપો! એ મારો ભાણેજ છે, નબાપો છે.

[ હેડવિક બાળકને લેઇને મરનારને પગે પડે છે. ]

આટિંગહાઉઝન : અને તમને બધાંને આજ નબાપાં કરી જાઉં છું, મુકી જાઉં છું. મારૂં દુર્ભાગ્ય કે મારી છેવટની ઘડીએ દેશને પરાધીન જોઇ જાઉં છું! જીવનની અન્તપળે આવી પહોંચ્યો ને છતાંયે મારા મનમાંના બધાંય મનોરથ મનમાં લેઇને જવાનું!

સ્ટાઉફ્ફાખર ( વાલ્ટર ફુઇર્સ્ટને ) : સાચી સ્થિતિ જાણ્યા વિના વેદનામાં ને વેદનામાં એ ચાલ્યા જાય એ તો ઠીક નહિ. આશાનાં સુંદર કિરણોથી એમની છેવટની ઘડી આપણે સુખીઆરી કરવી ઘટે. ( આટિંગહાઉઝનને ) બાપુ, તમારા આત્માને શાન્ત કરો! એમ છેક અમે અનાથ નથી થઇ ગયા, અમારી મુક્તિની આશા એકેવારે નથી તુટી પડી!

આટિંગહાઉઝન : તમને મુક્તિ કોણ અપાવશે?

વાલ્ટર ફુઇર્સ્ટ : અમારી જાત જ, સાંભળો! ત્રણે પ્રદેશોએ એકઠા મળીને જુલમીઓને હાંકી કાઢવાની અમે પ્રતિજ્ઞા કરી છે; મંડળ રચાયું છે અને પવિત્ર પ્રતિજ્ઞાએ અમે બંધાયા છીએ. નવું વર્ષ બેસે તે પહેલાં જ ઘા કરીશું. તમારાં હાડ સ્વાધીન ભૂમિમાં સુશે.

આટિંગહાઉઝન : હા! કહો મને, મંડળ બન્ધાયું છે?

મૅલ્ષટાલ : એક જ દિવસે ત્રણે પ્રાન્તો ઉઠશે. બધી તૈયારીઓ થઇ ગઇ છે. એ વાત અત્યાર સુધી સારી રીતે ગુપ્ત રાખી છે, જોકે અનેક માણસો તેમાં ભાગ લેવાના છે. આખો

સ્ટાઉફ્ફાખર: શાન્ત થાઓ તમે! એમનાં કેદખાનાં તોડવા અમે સૌ પ્રયત્ન કરવાના જ છીએ.

હેડવિક: એમના વિના શું થવાનું તમારાથી! જ્યાં સુધી મારા સ્વામી છુટા હતા, ત્યાં સુધી સૌકોઇ આશાઓ હતી, ત્યાં સુધી નિર્દોષને મિત્ર હતો, દુખીઆને બંધુ હતો, પીડિતને સહાયક હતો; એમણે તમને સૌને બચાવ્યા, તમે બધા એકઠા થઇનેય એમની બેડીઓ તોડી શકવાના નથી!

[ અમીર જાગે છે ]

બાઉમગાર્ટન: એ હાલે છે, ચુપ!

આટિંગહાઉઝન: ( બેઠો થઇને ) ક્યાં ગયો એ?

સ્ટાઉફ્ફાખર: કોણ?

આટીંગહાઉઝન: એ મને મુકી ગયો! છેલ્લી ઘડીએ મને છોડી ગયો!

સ્ટાઉફ્ફાખર: રૂડન્સને સંભારે છે. એને તેડવા મોકલ્યું?

વાલ્ટર ફુર્ષ્ટ: તેડવા મોકલ્યું છે. સન્તાપ કાઢી નાખો! એનું હૃદય જાગ્યું છે, એ પાછો આપણો થયો છે.

આટિંગહાઉઝન: પોતાની પિતૃભૂમિને માટે કઇ બોલ્યો છે?

સ્ટાઉફ્ફાખર: હા, વીરની વાણી!

આટિંગહાઉઝન: ત્યારે મારા અન્તવેળાના આશીર્વાદ લેવા એ કેમ આવતો નથી? મને લાગે છે કે મારો અન્ત હવે જલદી જ આવે છે.

સ્ટાઉફ્ફાખર: ના ના, બાપુ; આ થોડું ઉંઘવાથી તમને આરામ થયો છે અને તમારૂં મ્હોં તેજ મારે છે.

આટિંગહાઉઝન: જીવનમાં વેદના હોય છે, એ વેદના[૨૪૬] ચાલી

*

૨૪૬ વેદનાની લાગણી એ જીવનની નિશાની છે. મૃત્યુસમયે ઘણીવાર એ લાગણી ચાલી જાય છે.

છે અને એની ધૂળમાંથી નવું જીવન ફુટી નિકળે છે.

પ્ટાઉફ્ફાખર (વાલ્ટર ફુર્સ્ટને): જુઓ, એમની આંખો કેવું તેજ મારે છે? બુઝાતા દીવાનો એ છેલ્લો ઝબકારો નથી. એ તો નવજીવનનું કિરણ છે.

આટિંગહાઉઝન: અમીરઉમરાવો[249] પોતપોતાના પુરાતન કિલ્લાઓમાંથી ઉતરી આવે છે અને નગરો સમક્ષ પ્રતિજ્ઞાઓ લે છે: ઉઇષ્ટલાણ્ડમાં અને ટુર્ગાઉમાં કામ શરૂ થઇ ગયું છે. [illegible] ભવ બર્ને પોતાનું ભવ્ય માથું ઉંચક્યું છે, ફ્રાઇબુર્ગ [illegible] જનોનો મજબુત કિલ્લો બન્યો છે, ચંચળ ઝુઇરિખ[250] પોતાના મહાજનમંડળોને હથિયાર સજી સેનામાં જોડાવા [illegible] છે — રાજાઓની સત્તા તેમની[250] અનન્ત ભીંતોએ [illegible] તૂટે છે. (કોઇ ભવિષ્યદૃષ્ટા ભોળાનો [illegible] ઉત્સાહે ઉંચા ચઢે છે) રાજાઓને એમના ઉમરાવો હથિયાર સજીને નિર્દોષ ગોવાળજાતિને કચરી નાખવાને ચઢી આવતા હું દેખું છું. જીવનમરણનાં યુદ્ધો [illegible] છે. પર્વતોના અનેક ઘાટ શ્રીહુકામુ[251] યુદ્ધોથી નામના પામે

દેશ જુલમ તળે પીલાઇ રહ્યો છે, પણ હવે એમની સત્તાના દિવસ ભરાઈ રહ્યા છે અને થોડાજ સમયમાં એમનુ પગલું અહીં ખોળ્યું નહિ જડે!

આટિંગહાઉઝન: પણ દેશના મજબુત કિલ્લાઓ?

મૅલ્ષટાલ: એ બધા તેજ દિવસે પડશે.

આટિંગહાઉઝન: અને એ મંડળમાં અમીરઉમરાવોએ કંઇ ભાગ લીધો છે?

ષ્ટાઉફ્ફાખર: જ્યારે વખત આવી પહોંચશે, ત્યારે તેઓ આવી મળશે એમ લાગે છે. પણ હાલ તો લોકોએ મળી પ્રતિજ્ઞા કરી છે.

આટિંગહાઉઝન (અતિઆશ્ચર્યથી ધીરે ધીરે ઉંચો થાય છે): પોતાનીજ મેળે, અમીરઉમરાવોની સહાયતા વિના દેશજનો આવું કાર્ય કરવાની હિંમત કરી શકયા, પોતાનાજ બળ ઉપર આટલો વિશ્વાસ રાખી શકયા—ત્યારે તો હવે એમને અમારી કંઇ જરૂર નથી, ત્યારે તો હવે અમે એવું આશ્વાસન પામીને સ્મશાનભૂમિમાં જઇશું કે અમારા ગયા પછીથી પણ માણસની માણસાઇ જીવતી રહેશે, બીજાઓને[૨૪૭] હાથે એ પોષણ પામી શકશે. (પોતાની સામે ધુંટણીએ પડેલા બાળકના માથા ઉપર પોતાનો હાથ મુકે છે) આ જે મસ્તક[૨૪૮] ઉપર લીંબુ મુકાયું હતું, તે મસ્તકમાંથી તમારી નવી, સુંદર સ્વાધીનતા ફુટી નિકળશે. જુનું તુટી પડે છે, સમય બદલાય

*———

૨૪૭ સ્વાધીન નાગરિકોને અને સ્વાધીન ખેડુતોને હાથે.

૨૪૮ ટૅલને ખેડુતોનો પ્રતિનિધિ માનીને એ વૃદ્ધ પુરુષ એમ બોલે છે કે ખેડુતો અને ઉમરાવો મળી જશે અને તેથી સ્વાધીનતા ફુટી નિકળશે એવો ધ્વનિ નિકળી શકે; પણ સ્પષ્ટ અર્થ તો એજ નિકળી શકે કે આ લીંબુના પ્રસંગમાંથી તમારી સ્વાધીનતા ફુટી નિકળશે.

છે અને એની ધૂળમાંથી નવું જીવન ફુટી નિકળે છે.[૨૪૯]

સ્ટાઉફ્ફાખર (વાલ્ટર ફુર્સ્ટને) : જુઓ, એમની આંખો કેવું તેજ મારે છે? બુઝાતા દીવાનો એ છેલ્લો ઝબકારો નથી; એ તો નવજીવનનું કિરણ છે.

આટિંગહાઉઝન : અમીરઉમરાવો[૨૪૯] પોતપોતાના પુરાતન કિલ્લાઓમાંથી ઉતરી આવે છે અને નગરો સમક્ષ પ્રતિજ્ઞાઓ લે છે; ઉશ્ટલાણ્ડમાં અને દુર્ગાઉમાં કામ શરૂ થઇ ગયું છે, મહાનુભવ બર્ને પોતાનું ભવ્ય માથું ઉંચક્યું છે, ફ્રાઇબુર્ગ સ્વાધીન જનોનો મજબુત કિલ્લો બન્યું છે, ચંચળ ઝુઇરિષ[૨૫૦] પોતાનાં મહાજનમંડળોને હથિયાર સજી સેનામાં જોડાવા હાકલ કરે છે —રાજાઓની સત્તા તેમની[૨૫૦] અનન્ત ભીંતોએ અથડાઇને તુટે છે. (કોઇ ભવિષ્યદ્રષ્ટા બોલતો હોય એમ નીચેના શબ્દો બોલે છે—ધીરે ધીરે તેના શબ્દો ઉત્સાહે ઉંચા ચઢે છે.) રાજાઓ ને એમના ઉમરાવો હથિયાર સજીને નિર્દોષ ગોવાળજાતિને કચરી નાખવાને ચઢી આવતા હું દેખું છું. જીવનમરણનાં યુદ્ધો મંડાય છે. પર્વતોના અનેક ઘાટ લોહીલુહાણ[૨૫૧] યુદ્ધોથી નામના પામે

*——————

૨૪૯ આ શબ્દો ભવિષ્યવાણીના છે.

૨૫૦ ઝુઇ(ર્)રિષનો કિલ્લો ૧૩૪૫માં રાજા આલ્બ્રેખ્ટના તથા સમ્રાટ કાર્લ ચોથાના હલ્લા સામે, તેમજ ૧૩૫૧મા અને ૧૩૫૨મા રાજા આલ્બ્રેખ્ટના હલ્લા સામે આત્મરક્ષણ કરવામા સમર્થ નિવડ્યો હતો. 'તેમની ભીંતો' એટલે આ બધા નગરોના કિલ્લાઓની ભીંતો પણ શક્તિશાળી હતી.

૨૫૧ જે યુદ્ધો સમ્બન્ધે આ ઉલ્લેખ છે તે યુદ્ધો ઓસ્ટરરાઇષ અને બુર્ગુણ્ડી સામે સ્વાધીનતાના રક્ષણને કારણે આ પ્રમાણે થએલાં : શ્વીટ્સ અને ત્સુગ વચ્ચે આવેલા મૉર્ગાર્ટનના ઘાટ પાસે ૧૩૧૫માં, લાઉપન પાસે ૧૩૩૯મા, સૅમ્પાખ પાસે ૧૩૮૬મા, ગ્લારૂસ પ્રાન્તમાં આવેલા નેફ્લ્સના ઘાટ પાસે ૧૩૮૮માં, સંત યાકુબી પાસે ૧૪૪૪મા, ગ્રાન્સન અને મુર્ટન પાસે ૧૪૭૬માં.

છે. પ્રજાજનો ઉઘાડી[૨૫૨] છાતીએ પડતું મેલે છે, ભાલાઓથી સજ્જ થએલી સેનામાં વિનાસંકોચે પોતાની જાતને હોમે છે! સેનાઓમાં ભંગાણ પડે છે, અમીરોનાં લોહી રેડાય છે, સ્વાધીનતા પોતાનો વિજયવન્તો વાવટો ઉડાવે છે. (વાલ્ટર ફુર્સ્ટ અને ષ્ટાઉફ્ફાખરના હાથ પકડીને) ત્યારે આમ મજબુત વળગી રહો—મજબુત અને સદૈવ. સ્વાધીનતાનો કોઇ પણ પ્રાન્ત ન રહે કોઇ પરદેશીને. તમારા પર્વતો ઉપર ચોકીદારો મુકી દો કે મંડળ મંડળને સત્વર મળી શકે. એક—એક—એક બની જાઓ.

[પાછો ઉશીકા ઉપર પડી જાય છે—તેના નિર્જીવ હાથ હજી ફુર્સ્ટ અને ષ્ટાઉફ્ફાખરના હાથને પકડી રહે છે. એ બન્ને જણ વગરબોલ્યે-ચાલ્યે થોડીવાર સુધી એના સામું જોઇ રહે છે. પછી દરેક જણ પોતપોતાની વેદના દબાવીને દૂર ખસી જાય છે. એટલામા સેવકો અંદર આવે છે, તેઓ ગમ્ભીર અને આતુર વેદનાભર્યાં મ્હોંએ ધીરે ધીરે પાસે આવે છે. કેટલાક ઘુંટણીએ પડે છે ને કેટલાક તેના હાથ ઉપર આંસુ પાડે છે. આ નીરવ દૃશ્ય ચાલે છે, એટલામાં કિલ્લાનો ઘંટ સંભળાય છે.]

રૂડન્સ: (ઉતાવળે દોડી આવે છે.) જીવતા છે એ? અરે, બોલો, મારો શબ્દ સાંભળી શકશે એ?

---

[૨૫૨] સૅમ્પાખના યુદ્ધમાં તા. ૯ જુલાઇ ૧૩૮૬ને રોજ આ બનાવ બનેલો. વિંકલરીડ વાળો શૂરવીર આર્નોલ્ડ આ યુદ્ધમાં હતો. ઓસ્ટ્રિયાના ડ્યુકની સેનાનો વ્યૂહ તોડવા એણે પડતુ મેલ્યુ ઉઘાડી છાતીએ એણે શત્રુના ભાલા ઝીલ્યા, પાછો ના પડ્યો ને શત્રુનો વ્યૂહ તોડ્યો એથી માર્ગ થયો, તે માર્ગે સ્વીટ્સની સેના દોડી ને એણે જુદ્ધમાં સંપૂર્ણ વિજય પ્રાપ્ત કર્યો. "પ્રિય અને વિશ્વાસપાત્ર સૈનિકબંધુઓ, હું તમારે માટે માર્ગ કરવા જાઉં છું; મારી સ્ત્રી અને બાળકોનુ રક્ષણ કરજો," એ છેલ્લા શબ્દો બોલી આર્નોલ્ડ દોડ્યો ને કાર્ય સફળ કરી, રણમાં પડી અમર થયો એ અન્ટરવાલ્ડનનો હતો.

વાલ્ટર ફુર્ઇસ્ટ : અહુણાજ તમે અમારા ભૂપતિ[૨૫૩] અને રક્ષક બન્યા છો, અહુણાજ આ કિલ્લાનું નામ બદલાયું છે.

રૂડન્સ : ( શબ તરફ દૃષ્ટિ કરે છે અને ઉંડી વેદનાએ ઘવાઇ જાય છે ) ભલા ભગવાન! મારો પશ્ચાતાપ એટલો બધો મોડો થઇ ગયો! મારૂં બદલાએલું હૃદય જોવા જેટલુંય વધારે જીવી શક્યા ના? એ જીવતા હતા ત્યારે મેં એમના સાચા શબ્દોનો અનાદર કર્યો–હવે તો એ ચાલતા થયા છે; સદાને માટે ચાલ્યા ગયા છે અને મારે માથે ભારે, નહિ પતવાએલું ઋણ મુકી ગયા છે! અરેરે, કહો મને! મરતી વખતે મારા ઉપર એમને ક્રોધ હતો?

ષ્ટાઉફ્ફાખર : તમે જે કર્યું, તે સૌ એમણે મરતી વખતેજ સાંભળ્યું અને તમારા શબ્દોમાં જે શૌર્ય તરી આવતું હતુ તેને એમણે આશીર્વાદ આપ્યા.

રૂડન્સ : ( મરેલાની પાસે ઘુટણીએ પડીને ) હા, પ્રિયજનના પવિત્ર અવશેષ! નિર્જીવ શબ! આ તારા ઠંડા પડી ગએલા મૃતહસ્તમાં તને વચન આપું છું કે મેં વિદેશીઓ સાથેના સર્વે સમ્બન્ધો તોડી નાખ્યા છે. મારા લોકમાં હું પાછો આવ્યો છું. આજથી હું સ્વીટ્સજન છું અને સંપૂર્ણ હૃદયથી સ્વીટ્સજન રહીશ. ( ઉભો થઇને સૌ પ્રત્યે ) આ મિત્રને માટે, સકલજનના પિતાને માટે શોક કરો, પણ નિરાશ થતા ના! મારા ઉપર આવી પડેલો વારસો નકામો જશે નહિ; એમનું હૃદય મારામાં ઉતરી આવ્યું છે, એમનો આત્મા મારામાં ઉતરી આવ્યો છે; અને તમારૂં જે ઋણ એમની વૃદ્ધાવસ્થા ઉપર બાકી રહી ગયું છે, તે મારી આ ચંચળ

*———

૨૫૩ વાલ્ટર ફુર્ઇસ્ટ સ્વતંત્ર જમીનદાર હતો; તેની સાથે સમ્ભવે છે કે અમીરની ભોય પટે લીધી હોય, અથવા લોકના તરફથી બોલનો હોય અને રૂડન્સને ભૂપતિ કહેતો હોય

યુવાવસ્થા વાળી દેશે—પૂજ્ય પિતા,[૨૫૪] તમારો હાથ મને આપો; તમે[૨૫૫] તમારો પણ આપો; મૅલ્ષટાલ, તમે પણ! વિચારમાં કેમ પડી ગયા? પૂઠ ફેરવી જતા ના! મારા શપથ સ્વીકારો, મારી પ્રતિજ્ઞા સ્વીકારો.

વાલ્ટર ફુર્ઈસ્ટ: એમને હાથ આપો. પાછા વળેલા[૨૫૬] હૃદય ઉપર વિશ્વાસ રાખવો ઘટે.

મૅલ્ષટાલ: તમે દેશજનોનો અનાદર કર્યો છે. લોક તમારી પાસેથી શી આશા રાખી શકે?

રૂડન્સ: અરે, મારી જુવાનીની ભુલો ઉપર નજર કરો ના.

શ્ટાઉફ્ફાખર: (મૅલ્ષટાલને) એક બની જાઓ—બાપુના એ છેલ્લા શબ્દો હતા, એનો વિચાર કરો!

મૅલ્ષટાલ: લો, તારે હું જ હાથ આપું! મહાનુભાવ સ્વામી, ખેડુતનો હાથ એ જ એનું પ્રામાણિક વચન સમજજો! અમ વિના ઉમરાવ શેના? અને અમારૂં સ્થાન તો તમારા કરતાંયે પુરાણું છે.

રૂડન્સ: તમારા એ સ્થાનને હું માન આપું છું અને મારી તલવાર એનું રક્ષણ કરશે.

મૅલ્ષટાલ: પ્રભુ, જે બાહુ કઠણ ધરતીને પણ ઉખેડે છે અને તેના પેટમાંથી ફળ પકવી કાઢે છે, તે બાહુ માણસની છાતીનું રક્ષણ કરી શકે છે.

રૂડન્સ: તમે મારી છાતીનું રક્ષણ કરજો, હું તમારીનું કરીશ; એમ આપણે એકબીજાને બળે બળીઆ થઈશું—અને પછી

---

[૨૫૪] મોટા કાકા હોવાથી ને વૃદ્ધ હોવાથી, વળી હવે પૂજ્યભાવ થવાથી વાલ્ટર ફુર્ઈસ્ટને પિતા કહી સમ્બોધે છે. આપણા સમાજમાં પણ આવો રિવાજ જોવામાં આવે છે.

[૨૫૫] શ્ટાઉફ્ફાખરને.

[૨૫૬] પસ્તાએલા

આપણને એમ બોલવાનું કારણ શું કે આપણી ભૂમિ પરદેશીના જુલમ તળે પીલાય છે? એક વાર દેશ શત્રુઓથી સાફ થઇ ગયો; એટલે પછી તેને નિરાંતે થાળે પાડીશું. (થોડી વાર વિચારમાં પડી ગયા પછી) કેમ બોલતા નથી? તમારે કશુંય કહેવાનું નથી? કેમ, હજીયે તમને મારા ઉપર વિશ્વાસ બેસતો નથી? ત્યારે તમારી ઇચ્છા વિરુદ્ધ તમારા મિત્રમંડળના છુપા ભેદમાં જોર કરીને હું ઉતરીશ. તમે રૂઇટ્લીમાં મળ્યા હતા--પ્રતિજ્ઞાઓ લીધી હતી–હું જાણું છું–તમે ત્યાં શું શું કર્યું હતું તે બધુંય જાણું છું; અને તમે તો મારા ઉપર વિશ્વાસ રાખ્યો નથી, પણ એ બધું મે પવિત્ર થાપણની પેઠે સાચવી રાખ્યું છે. સાચુંજ માનજો કે હું કદાપિ મારા દેશનો શત્રુ હતોજ નહિ અને તમારી વિરુદ્ધ મેં કદાપિ કશુંય કર્યું નથી, પણ વાર લગાડવામાં તમે મોટી ભૂલ કરી છે; વખત વહ્યો જાય છે, તરતજ ઘા કરવાની જરૂર હતી. ટૅલ તમારી એ ભૂલનોજ ભોગ થઇ પડ્યો છે—

ષ્ટાઉફ્ફાખર: નાતાલના પર્વ સુધી થોભી જવાની અમે પ્રતિજ્ઞા કરી છે.

રૂડન્સ: હું તો ત્યાં હતો નહિ, મેં તો તમારી સાથે પ્રતિજ્ઞા કરી નથી. તમે નાતાલની વાટ જુઓ, હું તો મારૂં કામ શરૂ કરી દેઉં છું.

મૅલ્ષટાલ: શું? તમે—

રૂડન્સ: દેશના જે જે પિતાઓ છે, તેમાંનો[૨૫૭] હું પણ છુ એમ માનું છું અને તમારૂં રક્ષણ કરવું એ મારો મુખ્ય ધર્મ છે.

*―――――

૨૫૭ સમાનતાની ભાવનાને આ રુચતુ નથી; પણ એ ભાવના તો આ જુગમાયે હજી ક્યા જામી છે? રાજાઓ, અમીરઉમરાવો, ધનવાનો અને કુલીનો સામાન્ય પ્રજાજનોની સમાનતાએ ક્યારે ઉતરવા ઇચ્છે છે?

વાલ્ટર ફુઇસ્ટ : આ પ્રિય માટીને માટીમાં ભેળવી દેવી એ[૨૫૮] તમારો પ્રથમ અને પવિત્ર ધર્મ છે.

રૂડન્સ : દેશ જ્યારે સ્વતંત્ર થશે, ત્યારે આપણે ઠાઠડી ઉપર તાજી વિજયમાળા ચઢાવીશું. ઓ મિત્રો! જુલમીઓની સામે લઢવાનું માત્ર તમારેજ કારણ છે એમ નથી, મારે પણ છે– સાંભળો! મારી બર્ટા અદૃશ્ય થઇ ગઇ છે, આપણી વચ્ચેથી એને ગુપ્ત રીતે એ દુષ્ટ ધુતારા ઉપાડી ગયા છે!

બાઉફફાબર : સ્વતંત્ર ઉમરાવની ઉપર પણ આવો બળાત્કાર એ જુલમીઓ કરી શકે છે?

રૂડન્સ : ઓ મારા મિત્રો! સહાય થવાનું મેં તમને વચન આપ્યું છે, અને સહાય થવાની તમને પ્રથમ પ્રાર્થના કરૂં છું. મારી પ્રિયતમાને એ લોક મારાથી વિખુટી પાડીને ઉઠાવી ગયા છે. કોણ જાણે ક્યાંય એ જુલમીએ તેને સંતાડી દીધી હશે! જે લગ્નને એ પ્રિયતમા પોતેજ ધિક્કારે છે, એવું લગ્ન કરાવવાને તેના હૃદય ઉપર કોણ જાણે કેવોય દાબ એ દેતા હશે! અરે, મને છોડી જતા ના, એને ઉગારી લેવામાં મને સહાય થાઓ–એ તમને ચાહે છે! દેશે એને માટે હથિયાર પકડવાં ઘટે–તમારે એને સહાયતા દેવી ઘટે!

વાલ્ટર ફુઇસ્ટ : તમે શું કરવા ઇચ્છો છો?

રૂડન્સ : અરેરે, હું જાણતો નથી કે શું કરવું? તેના નશીબને ઢાંકી રાખનારી આ કાળી રાત્રિને સમે, આ શંકિત હૃદયને ભડકાવનારી ભયંકર ચિંતાને સમે, શા ઠરાવ ઉપર આવવું તે મારાથી સમજી શકાતું નથી; પણ મારા હૃદયમાં આટલું તો ચોક્કસ છે: જુલમી સત્તાનાં ખંડેરો ખોદી નાખી એને ખોળી કાઢવી જોઇશે; એમનાં કેદખાનાંમાં આપણે પેશી

---

[૨૫૮] આટિંગહાઉઝનના શબને અંત્યેષ્ટિસંસ્કાર આપવો એ

શકીએ, એટલા માટે આપણે એમના બધા કિલ્લા જીતી લેવા જોઇશે.

મૅલ્ષટાલ : ચાલો, થાઓ અગ્રેસર; અને અમે તમારી પાછળ! જે અત્યારે જ કરી શકીએ, એને માટે સવાર સુધી શું કરવા થંભી જવું? રૂઇટ્લીમાં અમે પ્રતિજ્ઞા લીધી, ત્યારે તો ટૅલ સ્વતંત્ર હતો. આ જુલમ તે વેળાએ નહોતો થયો. વખત બદલાય એની સાથે કાયદા પણ બદલાય;[૨૫૯] ત્યારે એવો તે બાયલો કોણ હશે કે જે હજીયે થરથર કંપતો ઉભો રહેશે?

રૂડન્સ : (બ્રાઉક્ફ્રાબરને તથા વાલ્ટર ફુર્ષ્ટને) ત્યારે હથિયાર સજો ને કામને માટે તૈયાર થાઓ, માત્ર પર્વતો ઉપરનાં ભડકાંની રાહ જુઓ; કારણકે આપણા વિજયના સમાચાર, નાવથી મોકલી શકાય તેના કરતાં પણ વહેલા, તમને મળી જશે અને મંગળ અગ્નિશિખાઓ તમે સળગતી દેખો કે તરત જ વિજળીની ત્વરાએ શત્રુઓ ઉપર તુટી પડજો–એમનો એકેવારે સંહાર કરી નાખજો.

[ જાય છે. ]

---

## પ્રવેશ ૩

સ્થળ: કુઇસનાખ્ટ પાસેની નળી.[૨૬૦]

[ ખડકો વચ્ચે થઇને પાછળથી કોઇ ઉતરી આવતું દેખાય છે. રંગભૂમિ ઉપર એ આવે તે પહેલાં ઉંચે પર્વત ઉપર વટેમાર્ગુઓ દેખાય છે. પર્વતોને કારણે સમસ્ત દૃશ્ય બંધ થઇ જાય છે. છેક પાસેના ખડક ઉપર પુષ્કળ લીલોતરી ઉગી ગઇ છે. ]

* ———

૨૫૯ સમય બદલાયાથી રૂઇટ્લીની પ્રતિજ્ઞા–વાટ જોવાની પ્રતિજ્ઞા–પણ બદલાય, એવો ભાવ છે.

૨૬૦ ત્સુગર સરોવરને પશ્ચિમકાંઠે ઇમનઝે (ઇમીઝે) નામે ગામડું છે, ત્યાથી કુઇસનાખ્ટ જવું હોય તો આ નળીમાં થઇને જ જવું પડે. આ

ટૅલ: [૨૬૧]( ધનુષ્યબાણ સાથે પ્રવેશે છે ) આ નળીમાં થઇને એને આવવું જ પડશે; કુઇસનાખ્ટ જવાનો બીજો માર્ગ જ નથી—અહીં જ નિકાલ કરી નાખવો—લાગ બહુ મજાનો છે. પેલા ઝાડ પાછળ સંતાઇ રહું, ત્યાંથી બરાબર બાણ છોડી શકાશે, રસ્તો એવો સાંકડો છે, કે કોઇથી મારી પુઠ પકડી શકાશે નહિ. સુણો, પ્રભુ સાથેનો તારો હિસાબ ચુકવી લે, તારે હવે જવું જ પડવાનું, તારી ઘડી[૨૬૨] ભરાઇ ચુકી છે.

મારૂં જીવન શાન્ત હતું, નિર્દોષ હતું—વનનાં પશુ સામે જ મારૂં બાણ તાકતો, મારા વિચારો હિંસાથી સદા મુક્ત હતા. મારી શાન્ત નિદ્રામાંથી તેં મને જગાડ્યો છે; મારી પવિત્ર ભાવનાના દૂધમાં[૨૬૩] તેં ભયંકર ઝેર ભેળી દીધું છે; તેં મને ભયંકર કાર્ય કરવા પ્રેર્યો છે—જે પુરુષ પુત્રના

---

નળી અર્ધોક ગાઉ લાંબી છે—નકશો જોશો. આ અંકને પ્રથમ પ્રવેશને અંતે હતો ત્યાંથી ટૅલ માછીના બાળક સાથે ( નોધ ૨૪૦માં બતાવેલે માર્ગે ) ઉતાવળે ચાલી ત્સુગર સરોવરને દક્ષિણ છેડે આવેલા આર્ટ આગળ આવી પહોંચ્યો અને ત્યાંથી આ નળી આગળ આવી પહોંચ્યો. આજે તો આ નળી પુરાઇ ગઇ છે ને રસ્તો બદલાઇ ગયો છે. જે જગાએ ટૅલે સુગા ઉપર તીર તાક્યું તે જગાએ ટૅલ-સ્મારક બંધાવ્યું છે, તેને Tells Kapelle કહે છે—નકશો જોશો.

૨૬૧ ચુડીના આપેલા ઇતિહાસમાં આ પ્રસંગ જોશો.

૨૬૨ આપણા દેશમાંનાં કેટલાંક મંદિરો વગેરેમાં હજી પણ પાણીમાં ઝીણા છિદ્રવાળી વાડકીઓ મૂકીને, તથા અનેક જગાએ રેતીવાળી શીશીઓ લટકાવીને વખત મપાય છે. યુરોપમાં પણ પૂર્વે આ રિવાજ હતો. એ ઉપરથી અમુક માણસની ઘડી ભરાઇ ગઇ છે એમ કહેવાય છે, એટલે કે હવે તેનો કાળ પાસે આવ્યો છે. 'ઘડીઆળ' શબ્દની ઉત્પત્તિ પણ એ વાસણના ઉપરથી જ છે.

૨૬૩ શેક્સપીઅરનું 'મેકબેથ,' ૧ : ૫—"માનવસ્નેહનું દૂધ," એના ઉપરથી પણ કવિને આ સૂચન મળ્યું હોય.

માથા ઉપર નિશાન લેઇ શકે છે, તે શત્રુના હૃદયને તો જરૂર વીંધી શકે છે.

સુણો, તારા જુલમમાંથી મારે બિચારાં નિર્દોષ બાળકોનું, પતિપરાયણ પત્નીનુ રક્ષણ કરવું ઘટે!—જ્યારે મેં મારા ધનુષની પણછ ખેંચી—જ્યારે મારો હાથ ધ્રૂજ્યો—જ્યારે એ બાળકના માથા ઉપર નિશાન લેવાનો તેં મારા ઉપર દુરાગ્રહ કર્યો—જ્યારે એમાંથી છુટવા માટે મેં તને કરેલી પ્રાર્થનાઓ વ્યર્થ ગઈ, ત્યારે મેં મારા અંતરમાં ભયંકર પ્રતિજ્ઞા લીધી હતી—ને તે માત્ર પ્રભુએ જ સાંભળી હતી—કે મારા **બીજા** બાણનું **પહેલું** નિશાન તારા હૃદય ઉપર લેઇશ—તે પ્રસંગની નરકયાતનાને સમયે મેં જે પ્રતિજ્ઞા લીધેલી તે મારે મન પવિત્ર ઋણ છે—એ ઋણ વાળીશ જ.

તું મારો સ્વામી છે, મારા સમ્રાટનો સુબો છે; પણ તેં કર્યું છે એ તો સમ્રાટ પણ ના કરે. એ ક્રોધે ભરાયો છે અને તેથી તને આ દેશમાં કાયદો બેસાડવા—સખત રીતે બેસાડવા—મોકલ્યો છે; પણ રાક્ષસી ભાવે ગમે તેવા અત્યાચાર આચરી તેમાં 'મોજ' માણવા માટે કંઇ તને મોકલ્યો નથી! તને સજા કરવાને અને તારૂં વેર લેવાને ભગવાન જીવતોજાગતો બેઠો છે.

આવ, ઉંડી વેદનાના પ્રેરનાર, મારા મોંઘા રત્ન, મારા અણમોલા ખજાના, અહીં આવ તું[२६४]—જે હૃદયમાં આજ સુધી કોઇની પવિત્ર પ્રાર્થના પેશી શકી નથી, તે હૃદયમાં આજે તને ખોશી દેઇશ—અને તારી સામે એ હૃદય ટકી શકશે નહિ! અને તું, વિશ્વાસપાત્ર ધનુષની પણછ, મોજ માણવાની રમતોમાં અનેક વાર તું સાચી નિવડી છે; ત્યારે

*—

આ ભયંકર પ્રસંગે મને દગો દેતી ના! તું મારી પ્રિય પણછ, તીક્ષ્ણ બાણને તેં અનેકવાર ઉડાડ્યું છે ત્યારે આટલો વખત તો મજબુત રહેજે જ—જો એક વાર મારા હાથમાંથી બાણ છુટી વિફળ થયું, તો પછી ફેંકવા જેવું બીજું[૨૬૫] બાણ મારી પાસે છે નહિ.

[ રંગભૂમિ ઉપર થઇને વટેમાર્ગુ ચાલ્યા જાય છે. ]

વટેમાર્ગુને કંઇક થાક ખાવા આ જે પત્થરનો ચોતરો બનાવ્યો છે તેના ઉપર બેસું—કારણકે અહીં કોઇનું ઘર તો છે નહિ—સૌ લોક આવે છે ને જાય છે; એક બીજાને ઘસાઇને ઉતાવળે ઉતાવળે ચાલતા થઇ જાય છે, ને તોય કોને શું દુ:ખ છે તે પુછવા પણ કોઇ ઉભા રહેતા નથી—આ ચિંતાતુર વેપારી જાય અને આ ઢીલી[૨૬૬] કેડ બાંધીને જાત્રાળુ જાય—પેલો પવિત્ર સાધુ, પેલો શોકાતુર લુંટારો અને પેલો આનંદી ગવૈયો, ખુબ ભાર-ભર્યાં ઘોડાવાળો પેલો વણઝારો દૂર દૂર દેશાવરથી આવે છે; કારણકે બધા રસ્તા ધરતીના છેડા સુધી જાય છે. સૌ જણ પોતપોતાને માર્ગે ચાલ્યા જાય છે—પોતપોતાના ધંધાને માટે, અને મારો પણ આજ તો અહીં ખુન કરવાનો છે!

[ નીચે બેસે છે. ]

પહેલાં તો, પ્રિય બાળકો તમારો બાપુ જ્યારે બહાર જઇને પાછો ઘેર આવતો, ત્યારે તમને આનંદ થતો; કારણકે

---

૨૬૫ સ્પષ્ટ છે કે તેનું ભાથું તેની પાસેજ હતું, એટલે એમ તો માની શકાય નહિ કે તેની પાસે પછી બીજું બાણ હતું નહિ, પણ આનો એમ અર્થ થઇ શકે કે જો આ બાણ ચુકીશ તો આવો લાગ ફરી મળશે નહિ. પણ વળી વધારે સંભવિત તો એ છે કે એ બીજેજ બાણે ગુબાનો જીવ લેવાની એણે પ્રતિજ્ઞા કરી હોય; પૃ ૧૧૨, પં. ૧—૨ અને પૃ ૧૧૫, છેલ્લી ત્રણ પંક્તિઓ જોશો.

૨૬૬ એની કેડ ઉપર વેપારીના જેવો માલ નથી કે નથી તેવી ચિંતા.

કદી યે ખાલી હાથે પાછો આવતો નહિ, કંઇ ને કંઇ ઘેર લેઇ આવતો; કદી પહાડી ફુલ, તો કદી અવનવું પંખી, તો કદી સાબરશિંગ, અથવા પર્વતમાંથી જે કંઇ મળી આવે તે લાવતો–આજે તો એ બીજીજ જાતને શિકારે ચઢયો છે. ખુનને ઇરાદે આજે એ અહીં વનવગડાને માર્ગે બેઠો છે; શત્રુના જીવ ઉપર એ તાકીને બેઠો છે–અને છતાં યે પ્રિય બાળકો, અત્યારે પણ એના મનમાં તો તમેજ રમો છો–તમારૂં, તમારી પવિત્ર નિર્દોષતાનું રક્ષણ કરવાને, જુલમીના વેરમાંથી તમને ઉગારી લેવાને એનું ખુન કરવા આજ પોતાનુ ધનુષ તાણે છે.

[ ઉભો થાય છે. ]

આજે ભવ્ય શિકાર ઉપર તાકીને બેઠો છું–શિયાળાની ઠંડીમાં દિવસોના દિવસ રખડતાં, ખડકે ખડકે ભયંકર ફાળો મારતાં, પોતાના જ લોહીથી પોતાની જાતને ખરડીને[૨૬૭] ઉભા લપસણા ખડકો ઉપર ચઢતાં શિકારી કંટાળો ખાતો નથી,–અને તે શેને માટે? બિચારા એક હરણનો શિકાર કરવા માટે. આજનો શિકાર તો બહુ કિંમતી છે, મારો નાશ કરનાર કાળશત્રુના હૃદયનો આજે શિકાર કરવાનો છે.

[ છેટે સુન્દર વાજા વાગતા સંભળાય છે ને તે પાસે આવતાં જાય છે. ]

મારૂં આખું જીવન ધનુષ તાણવામાં મેં ગાળ્યું છે, શિકારીને શોભે એવો મેં એનો ઉપયોગ કર્યો છે; કાળા

---

૨૬૭ શોઇસ્ત્સરે લખ્યું છે કે ઉભા લપસણા ખડકો ઉપર ચઢવા ઉતરવાનુ હોય અથવા સાંકડા લીસા પથરા ઉપર ઉભું રહેવાનું હોય, ત્યારે લપસી પડાય નહિ એટલા માટે શિકારીઓ પોતાના પગની પાનીઓ ચીરીને તેમાથી ચીકણુ લોહી વહેવરાવે છે. આથી પગની પાનીઓ લોહીએ ખરડાય છે અને એ પત્થરને ચોંટી રહેવાથી ખશી પડાતુ નથી. પણ આજકાલ આ વાત કોઇ માનતું નથી અને માત્ર કલ્પના છે એમ કહે છે.

નિશાનને હું અનેક વાર તાકતો અને કુશળતાએ વીંધતો, શરતમા જિતીને ઘણી સુન્દર સોગાતો ઘેર લૈંઇ આવતો — પણ આજે તો સૌથી સરસ શિકાર કરીશ અને ફરતા ચારે બાજુના પર્વતોમાંથી મળી શકે એ સૌ કરતાંયે ઉત્તમ શિકાર મેળવીશ.

[ લગ્નનો વરઘોડો રંગભૂમિ ઉપર આવે છે ને નળીમા જાય છે. પોતાના ધનુષ ઉપર ટેકીને ટૅલ તેને જોઇ રહે છે. ષ્ટ્રુઇસી લુટારો તેને આવી મળે છે ]

ષ્ટ્રુઇસી : આ વરઘોડો[૨૬૮] તો મોઇલીંશાખનવાળા મઠના કારભારીનો[૨૬૯] છે — છે તો પૈસાદાર, આલ્પ પર્વત ઉપર એને દશ તો ગાયોનાં જુથ[૨૭૦] છે. અત્યારે કન્યાને લેઇને એ ઇમીઝેથી જાય છે અને આજ રાત્રે કુઇસનાખ્ટમાં મિજબાની ઉડાવવાનો છે. ચાલો ભાઇ, બધા સદ્‌ગૃહસ્થને એણે નોતર્યા છે.

ટૅલ : ચિન્તાતુર મેમાન લગ્નની મિજબાનીમાં ના શોભે.

ષ્ટ્રુઇસી : જે કંઇ ચિન્તા હોય તે હૃદયમાંથી ફેંકી દો! આવી પડે તે વેઠી લો; વખત ભુંડો છે, માટે માણસે આનન્દ જ માણવો ભલો છે. એ તો અહીં લગ્ન થાય ને ત્યાં કબર ખોદાય!

---

[૨૬૮] મૂળમાં Brautlauf શબ્દ છે. Braut=કન્યા; lauf(en)=દોડ(વું), શરત-દોડ(વી). સર્વે દેશોની પેઠે યુરોપમા પણ પ્રાચીન કાળે કન્યાહરણ કરી લાવવાનો અને પછીના કાળમા પ્રતિસ્પર્દ્ધી સાથે જુદ્ધમાં કે શરતમાં જિતી લાવવાનો રિવાજ હતો. આપણા દેશમા સ્વયંવરમા શરત જિતાતી કે કન્યાની ઇચ્છા પુછાતી. આજે તો યુરોપમાથી એ રિવાજ ચાલ્યો ગયો છે ને તેની સાથે એ શબ્દ પણ ચાલ્યો ગયો છે, પણ શિલરના સમયમા એનું સ્મરણ રહી ગયું હશે એમ આ શબ્દ સૂચવે છે.

[૨૬૯] ને જમીનનો વહીવટ કરવાને મઠ તરફથી નિમાએલા કારભારીનો.

[૨૭૦] જુથમાં દશમાં દશ વીશ ગાયો હોય.

ટૅલ: અને વારંવાર એવું બને કે એકની[૨૭૧] પાછળ તુરત જ બીજું આવે!

પ્ટૂઇસી: એ તો સંસાર એમ જ ચાલ્યો જાય છે. ચારે બાજુએ સંસાર દુઃખથી ભર્યો છે. ગ્લારૂસ પ્રાન્તમાં એક બાજુએ જરા ચઢાવ છે, તો ગ્લેર્નિંશ પર્વતની આખી બાજુએ સીધો ઢોળાવ છે.

ટૅલ: ખુદ પર્વતો પણ ઢળી પડે છે. પૃથ્વી ઉપર અચળ કશું નથી.

પ્ટૂઇસી: પરદેશમાં પણ આવા ચમત્કાર થતા સાંભળીએ છીએ. બાડનમાં બનેલા ચમત્કાર સંબંધે મેં અહુણા જ એક જણ સાથે વાત કરી. એક અમીર ઘોડે ચઢીને રાજાને દરબાર જતો હતો, માર્ગમાં ભમરાનું ટોળું મળ્યું; ભમરા ઘોડા ઉપર તુટી પડ્યા, વેદનાનો માર્યો એ ભોંય ઉપર ઢળી પડ્યો ને મરી ગયો. અમીરને ચાલતે પગે દરબારમાં જવું પડ્યું.[૨૭૨]

ટૅલ: નિર્બળને પણ હથિયાર સારૂ દખ તો મળ્યો છે.

[ કેટલાક બાળકોને લેઇને આર્મગાર્ટ આવે છે અને નળીના મો આગળ ઉભી રહે છે. ]

પ્ટૂઇસી: દેશ ઉપર કોઇ મોટી આફત આવી પડવાની હોય, પ્રકૃતિની વિરૂદ્ધ કોઇ ભારે પાપ થવાનું હોય એમ જાણે કંઇક લાગે છે!

ટૅલ: અરે ભાઇ, રોજ રોજ એવું તો કંઇ થયા જ કરે છે; એ જાણવાને માટે કંઇ અલૌકિક ચિહ્નોની જરૂર નથી.

*―――――

૨૭૧ લગ્નની પાછળ કબર.

૨૭૨ ચુડીએ પોતાના ઇતિહાસમાં આ વિષે ઉલ્લેખ કર્યો છે.

સ્ટૂઇસી: હા, ખરેખર, જે પોતાની ભોંય શાન્તિએ ખેડી ખાય છે ને સાઝેતાઝે પોતાનાંની ભેગો આવીને બેસે છે તેજ સાચો સુખી છે.

ટૅલ: પોતાના દુષ્ટ પાડોશી સાથે જે જંપીને રહે નહિ, તે અતિ પવિત્ર હોય, તોય શાન્તિમાં રહી શકે નહિ.[૨૭૩]

[ રસ્તાના ચઢાવ તરફ ટૅલ વારંવાર ઉત્કણ્ઠાએ જુએ છે. ]

સ્ટૂઇસી: રામરામ ભાઇ, તમે કોઇની વાટ જુઓ છો?

ટૅલ: હા.

સ્ટૂઇસી: ભગવાન તમને સુખે ઘેર લઇ જાય ને તમારાં ભેગા કરે! તમે ઉરીના છો? આપણો દયાળુ સુબો આજેજ ત્યાંથી આવે છે.

વટેમાર્ગુ: ( પ્રવેશતા ) સુબાની આજે આશા રાખતા ના. અતિવૃષ્ટિથી બધે જળજળ બંબાકાર થઇ રહ્યું છે ને નદી[૨૭૪] ઉપરના પુલ તણાઈ ગયા છે!

[ ટૅલ ઉભો થાય છે. ]

આર્મગાર્ટ: ( આગળ આવીને ) આજ સુબો આવશે નહિ?

સ્ટૂઇસી: તમારે એનું કંઇ કામ છે?

આર્મગાર્ટ: હા ભાઇ, હા!

સ્ટૂઇસી: તો તમે રસ્તામાં જ આ નળી આગળ કેમ ઉભાં છો?

આર્મગાર્ટ: અહીંથી મને વટાવીને એ જઇ શકશે નહિ, એને મારી વાત સાંભળવી જ પડશે.

---

૨૭૩ પૃ. ૩૨, ૫. ૧૬: "શાન્તિપ્રિયની શાન્તિ કોઇ લુંટી લે નહિ," એની સાથે સરખાવશો ને નોંધ ૫૦ જોશો

૨૭૪ મુઓટા નદી

ક્રીસહાર્ટ ( તળી પાસે ઉતરી આવે છે ને રંગભૂમિ ઉપરથી બૂમ પાડે છે ): રસ્તામાંથી ખશી જાઓ—મારા કૃપાળુ સ્વામી, સુબા સાહેબ અહુણા જ પાછળ ઘોડે ચઢીને આવે છે.

[ ટૅલ નિકળી જાય છે. ]

આર્મગાર્ટ : ( ઉત્સુકતાએ ) સુબો આવે છે !

[ તે પોતાના બાળકોને લેઇને રંગભૂમિની આગળની બાજુએ આવે છે. ગૅસ્લર તથા રૂડૉલ્ફ ડર હારાસ ઘોડા ઉપર બેશીને રસ્તાના ઢોળાવ ઉપરથી ઉતરતા દેખાય છે. ]

સ્ટૂઇસી : ( ક્રીસહાર્ટને ) વરસાદથી પુલ તો બધા ખેંચાઇ ગયા છે ને તમે પાણીમાં શી રીતે આવ્યા ?

ક્રીસહાર્ટ : અરે દોસ્ત, અમે તો સરોવરની સામે કુસ્તી લઢીને આવ્યા છીએ ; અમે આલ્પના ગમે તેવા પાણીથી ડરતા નથી.

સ્ટૂઇસી : આ પ્રબળ તોફાનમાં તો તમે વહાણમાં હતા ને ?

ક્રીસહાર્ટ : હા, જીવતા સુધી એ યાદ રહેશે.

સ્ટૂઇસી : અરે, ઉભા તો રહો, કહો તો ખરા !

ક્રીસહાર્ટ : જવા દો મને, સુબા સાહેબના આવવાના સમાચાર મારે આગળથી કિલ્લામાં દેવાના છે.

[ જાય છે. ]

સ્ટૂઇસી : ભલા માણસો વહાણ ઉપર હોત, તો બધાંને લેઇને એ તળીએ બેસત. આવા લોકનું ન તો પાણી કે ન તો આગ નામ લે. ( પાછું વાળી જુએ છે ) પેલો શિકારી ક્યાં ગયો ? અહુણા તો મારી સાથે વાત કરતો હતો.

[ ચાલ્યો જાય છે. ]

[ ગૅસ્લર અને રૂડૉલ્ફ ડર હારાસ ઘોડા ઉપર ]

ગૅસ્લર : તમને પાલવે તે બોલો, હું તો સમ્રાટનો સેવક છું અને એમને કેમ રાજી રખાય એ જ મારે તો વિચારવાનું રહ્યું. લોકની ખુશામદ કરવાને અને એમનું ગમતું કરવાને એમણે મને આ

દેશમાં મોકલ્યો નથી—આમને આજ્ઞાંકિત બનાવવા એ એમની ઇચ્છા છે; આ ભૂમિનો સ્વામી ખેડુત કે સમ્રાટ એ જ પ્રશ્ન છે.

આર્મગાર્ટ: હવે બરાબર વખત આવ્યો છે! હવે અરજ ગુજારૂં.

[ કમ્પતી કમ્પતી પાસે આવે છે. ]

ગૅસ્લર: આલ્ટૉર્ફમાં મેં જે ટોપી ચઢાવી છે તે માત્ર પ્રજાને ખાતર નથી ચઢાવી, તેમ લોકનાં હૃદય પારખવાને માટે પણ નહિ; એમનાં હૃદય તો બહુ દિવસથી કળી ગયો છું. એ તો મેં એટલા માટે ચઢાવી છે કે એ લોક જે અક્કડ ડોક લેઇને ફરે છે, તે ડોક મને નમાવતાં શીખે—જે રસ્તે થઇને એમને જવું જ પડે, બરાબર તે જ રસ્તા ઉપર આ ફાંસ એટલા માટે ખડી કરી છે કે એમની આંખ સામે એ અથડાય ને તેથી પોતાના જે સ્વામીને એ ભુલી જાય છે તેને યાદ કરે.

રૂડૉલ્ફ ડર હારાસ: તોય લોકને અમુક અધિકાર તો હોય જ—

ગૅસ્લર: પણ એ વિચારવાનો અત્યારે સમય નથી!—વિશાળ યોજનાઓ અમલમાં મુકાય છે, ભવિષ્યમાં એ અનેક રૂપે ખીલશે; સમ્રાટના ઘરની[૨૭૫] સત્તા વધવી જોઇએ. પિતાએ[૨૭૬] જે ભવ્ય યોજનાઓ આરંભી છે, તે પુત્ર[૨૭૭] સંપૂર્ણ કરશે. આ નાની પ્રજા આપણા માર્ગમાં પથ્થરરૂપે પડી છે—તેને આમ કે તેમ[૨૭૮] એક બાજુએ ફેંકી દેવી પડશે.

[ નેઓ આગળ ચાલે છે. પેલી બાઇ સુબાની આગળ નીચે પડે છે. ]

આર્મગાર્ટ. દયા કરો, અન્નદાતા! દયા કરો!

---

૨૭૫ સમ્રાટને નામે ઓસ્ટરરાઇખના હાબ્સબુર્ગ-રાજકુળની સત્તા ને જમીન વધારવી એ સર્વ યોજનાઓનો સારાંશ હતો.

૨૭૬ રૂડૉલ્ફ પહેલો, રાજ્યકાળ ૧૨૭૩–૧૨૯૧.

૨૭૭ આલ્બ્રેખ્ટ પહેલો, રાજ્યકાળ ૧૨૯૮–૧૩૦૮.

૨૭૮ 'તેમની મરજી હોય કે નહિ પણ હોય તોય,' અથવા વખતે 'રસ્તાની આ બાજુએ કે પેલી બાજુએ'

ગૅસ્લર: ખુલ્લા માર્ગ ઉપર મારો રસ્તો રોકીને કેમ બેઠી છે? —ખશી જા!

આર્મગાર્ટ: મારા સ્વામી કેદમાં પડ્યા છે; આ બિચારાં નબાપાં છોકરાં ખાવા માટે ટળવળ્યા કરે છે—શક્તિમાન પ્રભુ, અમારા ઉંડા દર્દ માટે દયા લાવો!

રૂડૉલ્ફ ડર હારાસ: તમે કોણ છો? તમારા સ્વામી કોણ છે?

આર્મગાર્ટ: રીગી પર્વત ઉપર એ ઘાસ કાપે છે. ઢોર પણ જ્યાં ચઢવાની હિંમત કરી શકતાં નથી, ત્યાં પર્વતોના ઉંચા સીધા ખડકો ઉપર ચઢીને કોતરની ધારો ઉપરનું ઘાસ કાપી લાવે છે.

રૂડૉલ્ફ ડર હારાસ: અરે પ્રભુ, દુખિયારૂં દયાજનક જીવન! હું તમને પ્રાર્થના કરૂં છું કે એ ગરીબ માણસને છોડી દો! ગમે તેવો ભારે અપરાધ એણે કર્યો હશે, પણ એનો આ ભયંકર ધંધો જ એની પુરતી સજા છે! (તે સ્ત્રીને) તમને ન્યાય મળશે—ત્યાં કિલ્લામાં આવીને અરજ કરો—અરજ કરવાનું આ સ્થાન નથી.

આર્મગાર્ટ: ના ના, સુબા સાહેબ મારા સ્વામી મને જ્યાં સુધી પાછા સોંપશે નહિ, ત્યાં સુધી હુ અહીંથી ખસવાની નથી! કેદખાનામાં છ મહિનાથી એ પડ્યા છે અને હજીયે કશો ન્યાય મળ્યો નથી.

ગૅસ્લર: અરે બાઇ, મારા ઉપર જુલમ કરવા ધાર્યો છે? ખશી જા!

આર્મગાર્ટ: અન્નદાતા, ન્યાય આપો! આ દેશમાં સમ્રાટને સ્થાને અને પ્રભુને સ્થાને તમે ન્યાયાધીશ છો. તમારી ફરજ બજાવો! તમે પ્રભુના ન્યાયની આશા કરો છો એમ અમને પણ ન્યાય આપો!

ગૅસ્લર: દૂર! મારી નજર આગળથી આ ઉદ્ધત સ્ત્રીને દૂર કરો!

આર્મગાર્ટ: (ઘોડાની લગામ પકડે છે.) ના ના, હવે મારે કશું ખોવાની બીક રહી નથી. સુબા સાહેબ, જ્યાં સુધી તમે મને

ન્યાય નહિ આપો ત્યાં સુધી હું તમને ખસવા નહિ દેઉં —જોઇએ એટલું કપાળ ચઢાવો, જોઇએ એટલી આંખો ફેરવો—અમે એવાં અપાર દુ:ખી છીએ કે તમારા ક્રોધનો અમને હવે જરાયે ભો નથી—

ગૅસ્લર: બાઇ, રસ્તો છોડ; નહિ તો મારો ઘોડો તારા ઉપર થઇને ચાલ્યો જશે!

આર્મગાર્ટ: ભલે મારા ઉપરથી ચાલ્યો જાય—લો ને (પોતાના બાળકોને જમીન ઉપર મુકી દે છે ને એમને લેઇને રસ્તા ઉપર આડી પડે છે) આ મારાં બાળકોને અહીં મુકયાં—ભલે તમારા ઘોડાની ખરી નીચે ચગદાઇ મરે! ભુંડામાં ભુંડું તો તમે કરીજ ચુકયા છો—

રૂડૉલ્ફ: બાઇ, તું બકે છે?

આર્મગાર્ટ: સમ્રાટની ભૂમિ તારા પગ નીચે બહુ દિવસ સુધી તેં પીલી છે!—અરે, હું તો સ્ત્રીજ છું! પુરુષ હોત, તો આ ધુળમાં પડી રહેવા કરતાં બીજું કંઇક સારૂંજ કરી જાણત—

[રસ્તાના ચઢાવ ઉપર લગ્નના પેલા વાજાં ફરી સંભળાય છે, પણ ધીરાં પડતાં જાય છે.]

ગૅસ્લર: અરે સિપાઇઓ કયાં ગયા? આને ખસેડી મુકો, નહિ તો મારો પિત્તો ખશી જશે ને કંઇક ન કરવાનું કરી બેશીશ!

રૂડૉલ્ફ ડર હારાસ: પ્રભુ, સિપાઇઓ અહીં આવી શકે એમ નથી. લગ્નના વરઘોડાથી નળી બન્ધ થઇ ગઇ છે.

ગૅસ્લર: ખરેખર આ લોકને માટે મારા જેવો સુબો બહુ નરમ પડે—હજી તો એમની જીભ બહુ છુટી છે, એ લોક જોઇએ એવા હજી દબાયા નથી—પણ હવે મેં નિશ્ચય કર્યો છે કે એમને ઠેકાણે લાવવા. એમનો આ અક્કડ મિજાજ હવે હું ભાગી નાખીશ, સ્વતંત્રતાની એમની અભિમાની ભાવનાને નમાવીશ, આ દેશમાં નવોજ કાયદો ચલાવીશ. હું—

( એક તીર આવીને એને ચોંટે છે, છાતી ઉપર હાથ મુકે છે અને ઢળવા માંડે છે. ફાટેલે અવાજે ) પ્રભુ, મારા ઉપર દયા કરો!

રૂડૉલ્ફ ડર હારાસ: સુબા સાહેબ – ભગવાન! આ શું થયું? ક્યાંથી આવ્યું એ?

આર્મગાર્ટ ( ઉઠીને ): ખુન! ખુન! એને તમ્મર ચઢી! ઢળી પડે છે? વાગ્યું! છાતી વચ્ચોવચ્ચ એને તીર વાગ્યું!

રૂડૉલ્ફ ડર હારાસ ( ઘોડા ઉપરથી કુદી પડે છે ): કેવું ભયંકર – પ્રભુ – સુબા સાહેબ – પ્રભુની પ્રાર્થના કરો અને એની દયા માગો! હવે ઉગરવાની આશા નથી.

ગૅસ્લર: આ તો એ ટૅલનું તીર.

[ ઘોડા ઉપરથી રૂડૉલ્ફ ડર હારાસના હાથમાં ઢળી પડે છે, ત્યાંથી એને ચોતરા ઉપર સુવાડવામાં આવે છે. ]

ટૅલ ( ખડકની ઉપર ઉંચે દેખાય છે ): તું બાણાવળીને ઓળખે છે ખરો! હવે તને બીજા તીરની જરૂર નથી! હવે તારાથી અમારાં ઘર સ્વતન્ત્ર થયાં, અમારી નિર્દોષતા નિર્ભય બની, હવે આ ભૂમિને હાનિ કરવાની તારી મગદૂર નથી.

[ ખડક ઉપરથી એ અદૃશ્ય થઇ જાય છે. લોક આવી પહોંચે છે. ]

ટૂઇસી ( આગળ આવીને ): શું છે અહીં? થયું છે શું?

આર્મગાર્ટ: સુબો તીરથી ઘવાયો!

લોક ( આવી પહોંચે છે ): કોણ ઘવાયું?

[ વરઘોડામાં આગળ ચાલતા લોક રંગભૂમિ ઉપર આવી જાય છે, પણ પાછળના લોક હજી ઢોળાવ ઉપર છે ને વાજાં વાગ્યે જાય છે.

રૂડૉલ્ફ ડર હારાસ: લોહી વહ્યું જાય છે, હવે તો એ મરી જવાનો! દોડો, દોડો, કોઇ મદદ કરો! ખુનીની પાછળ દોડો! ભાગ્યહીન પુરૂષ! બિચારાને આ મોતે મરવાનું! પણ એને મેં ઘણી યે વાર વારેલો, એના માનવામાં જ ક્યાં આવતું?

ફ્રૂઇસી: અરે પ્રભુ, ફીકો પડી ગયો, મોત હવે છેટું નથી!

લોક: કોણે કર્યું આ?

રૂડૉલ્ફ ડર હારાસ: આ લોક તે મૂર્ખ હશે કે મરતા ઉપર વાજાં વગાડતા હશે? બન્ધ કરો એમને! (અકસ્માત વાજાં બન્ધ પડી જાય છે, લોક તો આગ્રે જ જાય છે.) સુણો સાહેબ, બોલાય તો બોલો–કશું કોઇને કહેવાનું છે? (ગૅસ્લર હાથ વડે ઇસારા કરે છે, આતુરતાએ એ ઇસારા ફરીફરી કર્યા કરે છે, પણ સમજાતા નથી.) ક્યાં હું જઉં? કુઇસનાખ્ટ? સમજી શકાતું નથી–હા, અધીરા થતા ના–સંસારમાંથી ચિત્ત કાઢી નાખો, સ્વર્ગમાં શાન્તિ પ્રાપ્ત કરવા માટે ધ્યાન ધરો.

[વરશ્રીઓના લોક ત્યા આવી પહોચે છે, મરનારની ચારે બાજુ એ વીટાઇ વળે છે અને વિનાલાગણીએ ભયથી જોઇ રહે છે.]

ફ્રૂઇસી: જો કેવો ફીકો પડી ગયો–હવે મૃત્યુ એના હૃદયમાં પ્રવેશે છે–આંખો મીંચાય છે.

આર્મગાર્ટ (એક બાળકને ઉંચુ કરીને): જુઓ, બચ્ચાં, જુલમગાર કેમ મરે છે તે!

રૂડૉલ્ફ ડર હારાસ: અકલ વગરની શંખણીઓ,[૧૯૩] તમને સમૂળી લાગણી જ નથી તે આવે શોકપ્રસંગે પણ આમ મજા ઉડાવો છો?–મદદ કરો–હાથ દો–એની છાતીમાંથી આ ભયંકર તીર ખેંચી લે એવુંય કોઇ અહીં નથી?

સ્રીજન (પાછી ખસીને): પ્રભુએ જેને થપ્પડ લગાવી છે તેને અમે તો આંગળી જ અડાડીએ છીએ.

રૂડૉલ્ફ ડર હારાસ: તમારૂં દીધું રહે તમારૂં, રાંડો![૧૯૩] (તલવાર ખેંચે છે.)

ફ્રૂઇસી (એનો હાથ ઝાલે છે): ધીરે, સાહેબ! તમારી સત્તાનો હવે અન્ત આવ્યો છે. દેશનો જુલમગાર પડ્યો છે હવે

વધારે જુલમ સહન કરીશું નહિ હવે અમે સ્વતંત્ર લોક છીએ.

સર્વજન ( અનાહ્લ કરે છે ) : દેશ સ્વતન્ત્ર બન્યો છે !

રૂડૉલ્ફ ડર હારાસ : અને અન્તે આ પરિણામ? ભય અને આજ્ઞાપાલનનો આટલો જલદીજ અન્ત આવી ગયો? ( પાસે આવતા સૈનિકોને ) અહીં આ ભયંકર ઘાતકી કૃત્ય તો તમે જોયું —હવે મદદ નકામી છે—ખુનીની પુઠ પકડવી હવે નિરર્થક છે આપણને બીજી અનેક ચિન્તાઓ છે. ચાલો, કુઇસનાખ્ટ ચાલો; સમ્રાટને માટે એના કિલ્લાનું રક્ષણ કરીએ! કારણકે વ્યવસ્થાનાં, આજ્ઞાપાલનનાં બધાં બન્ધન જોતજોતામાં છુટી પડશે અને કોઇ માણસ ઉપર અત્યારે વિશ્વાસ મુકી શકાય એમ નથી.

[ સૈનિકોને લેઇને એ જાય છે એવામા છ દયાબન્ધુઓ[૨૭૯] પ્રવેશે છે. ]

આર્મગાર્ટ : ખસો ! ખસો ! આ દયાબન્ધુઓ આવે છે.

સ્ટૂઈસી : શિકાર પડ્યો—અને આ ગીધડાં[૨૮૦] ઉતરી આવ્યાં.

દયાબન્ધુઓ ( મરેલાની ચારે બાજુએ અર્ધવર્તુળે ઉભા રહીને ઉંડે ઘેરે સ્વરે ગાય છે. ) :

*————

૨૭૯ Barmherzige Brüder ( અ Brothers of Mercy ) આ પ્રસંગે કવિએ આ જે સાધુમંડળને આણ્યું છે, તે ઇતિહાસના કાળક્રમ વિરુદ્ધ છે, કારણકે દયાબન્ધુઓનુ મંડળ તો ઇ સ. ૧૫૪૦મા સેવિલમા સાન જુઆન ડી ડિઓએ સ્થાપ્યુ હતુ

૨૮૦ દયાબન્ધુઓનો પોશાક કાળા રંગનો હતો, એટલે ગીધની ઉપમા આપી શકે, ગીધ મુડદા ઉપર ઉતરી પડે અને અહી પણ મુડદુ પડ્યુ છે ને તુરત દયાબન્ધુઓ આવી પહોચે છે એટલે એ ઉપમા એક અંશે સફળ થાય છે અને સ્ટૂઇસીના લુટારા સ્વભાવને અનુકૂળ પણ છે યુરોપમા એમનો પોશાક કાળો છે, અમેરિકામા ભુરો છે.

મૃત્યુ માનવીને અકસ્માત આવી પકડે છે,
એને કશોય અવકાશ આપતું નથી;
એને જતાં વચ્ચોવચ્ચ આવી પડે છે,
જીવનમાંથી વછોડી એને ઉપાડી જાય છે.
ભલેને તૈયાર હોય કે ના હોય,
તોય એને પોતાના ન્યાયાધીશ આગળ હાજર
થવું પડે છે!

[ સ્ત્રી પુરુષો ઈશ્વરથી ભૂલે છે, એટલામાં પડદો પડે છે. ]

## પ્રવેશ ૧

સ્થળ: આલ્ટૉર્ફ પાસેનું મેદાન.

( રંગભૂમિ ઉપર પાછળ જમણી બાજુએ, પહેલા અંકના ત્રીજા પ્રવેશમાં દેખાતો હતો એ ઉરીના બંધીખાનાવાળો કિલ્લો દેખાય છે ને તેમાં પાલખો પણ લટકે છે; ડાબી બાજુએ અનેક પર્વતો દેખાય છે અને એ બધા ઉપર અગ્નિશિખાઓ પ્રકટી ઉઠી છે. મળસ્કું થવા આવ્યું છે અને દૂરદૂર અનેક દિશાએથી ઘંટાનાદ સંભળાય છે. )

[ રૂઇડી, કુઇની, વેર્ની, મિસ્ત્રી, અને બીજા અનેક દેશલોક, સ્ત્રીઓ અને બાળકો પણ. ]

રૂઇડી: પર્વતો ઉપરના પેલા અગ્નિસંકેત જોયા કે?

મિસ્ત્રી: વનની પેલી પારના ઘંટા સંભળાય છે કે?

રૂઇડી: શત્રુઓને હાંકી કાઢ્યા!

મિસ્ત્રી: કિલ્લા સર કર્યા!

રૂઇડી: અને તોય ઉરો પ્રાન્તમાં આપણી પોતાની ભૂમિ ઉપર જુલમગારનો કિલ્લો રહેવા દેઇશું? આપણી સ્વતંત્રતા જાહેર કરવામાં પાછળ પડીશું?

મિસ્ત્રી: જે ધુંસરી આપણને દબાવવાની હતી એને રહેવા દેઇશું? ચાલો જમીનદોસ્ત કરો એને!

સર્વજન: જમીનદોસ્ત! જમીનદોસ્ત! જમીનદોસ્ત!

રૂઇડી: રણશિંગાવાળો ક્યાં?

રણશિંગાવાળો: આ રહ્યો હું, બોલો શું કામ છે?

રૂઇડી: ઉંચી ચોકી[૨૮૧] ઉપર ચઢ ને ત્યાંથી શિંગડું ફુંક, કે એનો અવાજ દૂરદૂર પર્વતેપર્વતે ગગડે, ટેકરીએટેકરીએ ને

*―――――

૨૮૧ ગમે તો પહેરેગીરો ચોકી ભરે છે તે કિલ્લાના બુરજ ઉપર, કે ગમે

કોતરેકોતરે પડઘા ઉઠાવે અને પર્વતવાસીઓ સત્વર એકઠા થઇ જાય.

[ ગણશિંગાવાળો ચાલ્યો જાય છે અને વાલ્ટર ફુઇર્સ્ટ પ્રવેશે છે. ]

વાલ્ટર ફુઇર્સ્ટ: થોભો ભાઇઓ, થોભો! ઉંટરવાલ્ડન અને શ્વીટ્સમાં શું બન્યું તેના સમાચાર તો હજી આપણને મળ્યા નથી. દૂતો આવી મળે ત્યાં સુધી થોભીએ!

રૂઇડી: થોભવું શા માટે? જુલમગાર તો માર્યો ગયો છે ને સ્વાધીનતાનો દિવસ ઉગ્યો છે!

મિસ્ત્રી: ચારે બાજુએ પર્વતો ઉપર આ અગ્નિદૂતો પ્રકાશે છે તે બસ નથી?

રૂઇડી: ચાલો બધા, ચાલો! ઉઠાવો હાથ, પુરુષો અને સ્ત્રીઓ! તોડી નાખો પાલખો! તોડી નાખો કમાનો! તોડી નાખો ભીંતો! પથરા ઉપર પથરો રહેવા દેતા ના!

મિસ્ત્રી: આવો ભાઇ કડીઆ! આપણે ચણ્યું છે, તે આપણને તોડતાં ઠીક આવડશે!

સર્વજન: ચાલો, તોડી પાડો!

[ ચણતર ઉપર ચારે બાજુએથી લોક પડે છે ]

વાલ્ટર ફુઇર્સ્ટ: પડ્યું ઉલ્કું! હવે એમને અટકાવાય એમ નથી.

[ મૅલ્ખટાલ તથા બાઉમગાર્ટન પ્રવેશે છે. ]

મૅલ્ખટાલ: શું, હજીયે આ ગઢ સાજો છે? ઝાર્નનનો કિલ્લો રાખ થઇ ગયો છે ને રૉસબર્ગનો ધૂળ ભેગો મળી ગયો છે તોય?

વાલ્ટર ફુઇર્સ્ટ: મેલ્ખટાલ, તમે? સ્વતન્ત્રતાના કંઇ સમાચાર લાવ્યા છો? બોલો! પ્રાન્તો શત્રુથી ચોકખા થઇ ગયા છે?

---

* ...ને નિશાનીઓ આપવા માટે નક્કી કરેલા કોઇ ઉંચા સ્થાન ઉપર, કે ગમે તો [illegible] [illegible] ચેતવણીઓ મુકી દેવામાં આવે છે એ પર્વતના શિખરો ઉપર.

મૅલ્ષટાલ ( તેને ભેટી પડે છે ): ચોકખાચટ થઈ ગયા છે. ખુશ થાઓ, બાપુ! આ પળે, આપણે વાતો કરીએ છીએ તે પળે, શ્વીટ્સના કોઇ પ્રાન્તમાં જુલ્મગારનું નામનિશાન નથી!

વાલ્ટર ફુઇસ્ટ: હા, બોલો, તમે કિલ્લા કેવી રીતે સર કર્યા?

મૅલ્ષટાલ: ઝાર્નનનો કિલ્લો[૨૮૨] તો પુરુષોચિત વીરસાહસ વડે રૂડન્સે લીધો. એની આગલી[૨૮૨] રાત્રે રૉસબર્ગનો કિલ્લો[૨૮૩] મેં લીધો—પણ હજી સાંભળો તો ખરા! શત્રુઓને કિલ્લામાંથી હાંકી કાઢીને અમે એમાં આનંદે આગ લગાડી, ભયંકર નાદે અગ્નિશિખાઓ આકાશમાં અથડાવા લાગી, એટલામાં ગૅસ્લરનો ચાકર ડીટહૅલ્મ ત્યાં આવી પહોંચ્યો ને બૂમ મારવા લાગ્યો કે બ્રુનકવાળાં બર્ટા બળી મરે છે!

વાલ્ટર ફુઇસ્ટ: ભલા ભગવાન!

[ પાલખો ને વળીઓ પડે છે એનો અવાજ સભળાય છે. ]

મૅલ્ષટાલ: સુબાના હુકમથી એને એ કિલ્લામાં ગુપ્ત રીતે કેદ રાખી હતી. રૂડન્સ આવેશમાં ઉછળ્યો—કારણકે પાટડા તથા મજબુત થાભલા પડતા સભળાયા, સાથે સાથે એ અભાગણીની દુ:ખભરી ચીસો પણ સભળાઇ.

વાલ્ટર ફુઇસ્ટ: બચી ગઇ એ?

મૅલ્ષટાલ: ત્વરા અને નિશ્ચયની જરૂર હતી. એ માત્ર અમારો ઉમરાવ જ હોત, તો તો અમે અમારા જીવને વહાલો કરત;

*————

૨૮૨ આમ આગલે દિવસે અથવા તો મોડામાં મોડો તે રાતે ઝાર્નનનો કિલ્લો લેવાયો હોવો જોઇએ, અને અહી સ્પષ્ટ છે કે તેની આગલી રાતે રૉસબર્ગનો કિલ્લો લેવાયો; એટલે ગૅસ્લર મુઓ અને આ પ્રસગ ચાલે છે તે બે પ્રસગ વચ્ચે ઓછામાં ઓછી બે રાત તો વીતી હોવીજ જોઇએ અને તેથી ગયા પ્રવેશના સમય પછી વહેલામા વહેલે ત્રીજે દિવસે આ પ્રવેશનો સમય મુકી શકાય.

૨૮૩ ચુડીએ આપેલા ઇતિહાસમાં આ પ્રસગ જોશો.

પણ એ અમારો પ્રતિજ્ઞાબન્ધુ પણ હતો અને વળી બર્ટા લોક ઉપર સ્નેહ રાખતી–એ વાત વિચારીને અમે જીવ જોખમમાં નાખ્યો અને આગમાં પડતું મેલ્યું.

વાલ્ટર ફ્રુઇસ્ટ: બચી ગઇ એ?

મૅલ્પટાલ. હા, બચી ગઇ. રૂડન્સ ને હું, બન્ને મળીને અમે એને આગના ભડકામાં થઇને ઉંચકી લાવ્યા, અમારી પાછળ તો પાટડાપાટડી કડાકા લેઇને પડતાં જતાં હતાં–અને પછી જ્યારે એને ભાન આવ્યું કે હું બચી ગઇ છું, ત્યારે એણે આકાશના પ્રકાશ તરફ નજર નાખી. ઉમરાવ તો આવીને મને છાતીએ વળગી પડ્યો, વિનાબોલ્યેચાલ્યે મૈત્રીબંધનની પ્રતિજ્ઞા લેવાઇ, અગ્નિશિખાએ સજડ થઇ ને હવે અનેક ભાગ્યપરીક્ષાઓમાં પણ ટકી રહેશે.

વાલ્ટર ફ્રુઇસ્ટ: લાન્ડનબર્ગ[૨૮૪] ક્યાં છે?[૨૮૫]

મૅલ્પટાલ: બ્રુઇનિકની પેલી પાર.[૨૮૬] મારા પિતાને અન્ધ કરનાર પોતાની આંખોનું તેજ લેઇને એ ગયો એમાં મારો દોષ નથી. હું એની પાછળ પડ્યો ને નાસતાં એને પકડ્યો, ખેંચી આણીને મારા પિતાના પગ આગળ નાખ્યો. એના માથા ઉપર તલવાર લટકતી હતી; તેણે એ અન્ધ પુરુષને પોતાને જતો કરવાની પ્રાર્થના કરી અને તે આત્માએ તેને જીવન-દાન આપ્યું. શત્રુભાવે[૨૮૭] ફરી નહિ આવવાના એણે સોગન્દ

---

[૨૮૪] ઉંટરવાલ્ડનનો સુબો, જેણે મૅલ્પટાલના પિતાની આંખો ફોડી હતી, પૃ. ૩૯, પં. ૧૪–૧૫ જોશો.

[૨૮૫] ચુડીએ આપેલા ઇતિહાસમાં આ પ્રસંગ જોશો.

[૨૮૬] ઇતિહાસ પ્રમાણે તો એ ઉત્તર તરફ નાઠેલો

[૨૮૭] મૂળમાં Urfehde છે, એનો અર્થ એવો છે કે ગમે એટલું અપમાન વેઠ્યું હોય, તે સૌ ભૂલી જઇ કોઇ પણ જાતનું વેર લેવાની સૌ ગતિ છોડી દેવાના સોગન્દ.

લીધા; એ સોગન્દ એ પાળશે, આપણી શક્તિ એ સમજી ગયો છે

વાલ્ટર ફુઇર્સ્ટ: સારૂં થયું કે પવિત્ર વિજયને તમે લોહીથી કલંકિત ના કર્યો.

બાળકો ( પાલખોના કકડા લેઇ દોડતા રંગભૂમિ ઉપર આવે છે. ): સ્વાધીનતા! સ્વાધીનતા!

[ ઉરીનુ રણશિંગુ જોરથી ફુંકાય છે ]

વાલ્ટર ફુઇર્સ્ટ: જુઓ કેવો ઉત્સવ થઇ રહ્યો છે! આ છોકરાં ઘરડાં થશે, તોય આ દિવસ તો સંભારશે.

[ બાલિકાઓ વાસ ઉપર ચઢાવીને ટોપી લાવે છે. રંગભૂમિ ઉપર લોક ભરાઇ જાય છે ]

રૂઇડી: જે ટોપીને નમવું પડતું તે આ ટોપી આવી!

બાઉમગાર્ટન: એનું શું કરવું છે?

વાલ્ટર ફુઇર્સ્ટ: ભગવાન! આ ટોપી[૨૮૮] નીચે મારો ભાણો ઉભો હતો!

અનેક જણ: જુલમી સત્તાના એ સ્મરણચિહ્નનો નાશ કરી નાખો, નાખો એને દેવતામાં!

વાલ્ટર ફુઇર્સ્ટ: ના, એને સાચવી રાખો! આજ સુધી જુલમનું એ સ્મરણચિહ્ન હતું, હવે સ્વાધીનતાનું[૨૮૯] ચિર સ્મરણચિહ્ન થશે!

*―――――

૨૮૮ અહીં 'ટોપી નીચે' છે, પણ અ. ૩, પ્ર ૩: પૃ. ૧૧૨, પ. ૩ પ્રમાણે તો એ 'લીબોઇ નીચે' ઉભો હતો. ડાલ્બર્ગ અને માનહાઇમની હસ્તપ્રતિમા અ. ૩, પ્ર. ૩માં પણ 'લીબોઇ નીચે'ને બદલે 'વાંસ નીચે' છે કવિએ પાછળથી યોજના ફેરવી લાગે છે

૨૮૯ ટોપી અગર માથાનુ કોઇ પણ ઢાંકણ એટલે સુધી સ્વાધીનતાનું ચિહ્ન મનાયુ છે કે તે નહિ ઉતારવુ એ સ્વાધીનતા અને માનનુ

[ મોટા અર્ધવર્તુળમાં સુન્દર રીતે હળ બાંધીને પાલખોનાં વાસ-વળી ઉપર ખેડુતો, પુરુષો, સ્ત્રીઓ, અને બાળકો કેટલાંક બેસે છે, કેટલાંક ઉભાં રહે છે. ]

મૅલ્ષટાલ: જુલમની પાલખો ઉપર આજે આપણે આનન્દે ઉભા છીએ અને પ્રતિજ્ઞાબન્ધુઓ, રૂઇટ્લીમાં જે પ્રતિજ્ઞા લીધેલી તે આપણે પાળી છે.

વાલ્ટર ફ્રુઇસ્ટ: કામ હજુ શરૂ થાય છે, પુરૂં નથી થયું. હવે આપણને શૌર્યની અને દૃઢ ઐક્યની જરૂર છે. કારણ નક્કી માનજો કે રાજા પોતાના સુબાના મૃત્યુનું વેર લેવામાં અને ફરી પોતાની સત્તા બળ વડે જમાવવામાં વાર નહિ કરે.

મૅલ્ષટાલ: ભલે એની સેનાને લેઇને આવે! અંદરના શત્રુને તો હાકી કાઢ્યા છે; બહારના શત્રૂની સામે થવા તૈયાર છીએ.

રૂઇડી: દેશમાં આવવાને માટે થોડાજ પર્વતઘાટ ઉઘાડા છે, ને તે સૌ આપણા શરીરવડે આંતરી બેસીશું.

બાઉમગાર્ટન: આપણે ચિરબન્ધને બન્ધાયા છીએ, એક થયા છીએ; અને હવે એની સેનાથી ડરવાના નથી.

[ રોઇઝલમાન તથા ષ્ટાઉફ્ફાખર આવે છે. ]

રોઇઝલમાન (અંદર આવતા આવતા): પ્રભુનો અદ્‌ભુત ન્યાય ઉતર્યો છે!

ખેડુતો: કેમ, શું થયું?

રોઇઝલમાન: કયા જુગમાં આપણે છીએ?

વાલ્ટર ફ્રુઇસ્ટ: પણ છે શું એ તો કહો? તમે પણ આવ્યા કે, ભાઈ વૅર્નર? શા સમાચાર લાવ્યા?

---

લક્ષણ ગણાય છે યુરોપમાં સ્ત્રીઓ તો, પુરુષો સલામ કરતાં ઉતારે તોય, નથી ઉતારતી, અને પાઘડી ઉતારવી એનો અર્થ 'દાસત્વ સ્વીકારવુ' એવુ આપણે અહીં પણ મનાયુ છે.

ખેડુતો: થયું શું?

રેઇઝલમાન: સાંભળશો ત્યારે આશ્ચર્ય પામશો!

ષ્ટાઉફ્ફાખર: એક મોટા ભયમાંથી આપણે બચી ગયા છીએ.

રેઇઝલમાન: સમ્રાટનું ખુન થયું[૨૯૦] છે.

વાલ્ટર ફુઇર્સ્ટ: દયાળુ પ્રભુ!

[ ખેડુતો ઉભા થઇ જાય છે ને ષ્ટાઉફ્ફાખરને વીંટાઇ વળે છે. ]

સર્વજન: ખુન! શું! સમ્રાટનું! સાંભળો! સમ્રાટનું!

મૅલ્ષટાલ: બને ના! આ સમાચાર તમને મળ્યા ક્યાંથી?

ષ્ટાઉફ્ફાખર: નક્કી, બ્રુક આગળ રાજા આલ્બ્રેષ્ટ ખુનીને હાથે પડ્યો—યોહાનસ મુઇલર[૨૯૧] નામે એક વિશ્વાસપાત્ર માણસ શાફ્હાઉઝનથી[૨૯૧] આ સમાચાર લાવ્યો.

વાલ્ટર ફુઇર્સ્ટ: આવું ભયંકર કૃત્ય કરવાનું સાહસ કર્યું કોણે?

ષ્ટાઉફ્ફાખર: ખુનીનું[૨૯૨] નામ સાંભળશો, ત્યારે તો એથી યે વધારે ભયંકર લાગશે. એના ભત્રિજા, એના ભાઇનાજ દીકરા શ્વાબનવાળા[૨૯૩] ઉમરાવ યોહાને એ કૃત્ય કર્યું છે.

મૅલ્ષટાલ: પિતૃહત્યાનું આવું ભયંકર કૃત્ય એને કરવું કેમ પડ્યું?

ષ્ટાઉફ્ફાખર: વારંવાર માગણી[૨૯૪] કર્યા છતાં, સમ્રાટે એને એનો

*————

૨૯૦ સમ્રાટ્ આલ્બ્રેષ્ટનુ ખુન તા. ૧, મે ૧૩૦૮ને રોજ થએલુ

૨૯૧ કવિ આ સમાચાર લાવ્યાનુ માન આ પ્રખ્યાત ઇતિહાસકને સોપે છે; એ ઇતિહાસક શાફ્હાઉઝનમાં ઇ. સ. ૧૭૫૨માં જન્મ્યો હતો અને કાઝલમા ૧૮૦૯મા મરણ પામ્યો હતો. ઇ સ ૧૮૦૧ના જાન્યુઆરીમા આ નાટક લખાવા માંડ્યું તે વારે શિલરને એ વાઇમરમાં મળ્યો હતો.

૨૯૨ ખુની રાજાનો પોતાનોજ ભત્રિજો છે એમ જાણશો ત્યારે તો એથીયે વધારે ભયંકર લાગશે

૨૯૩ નોંધ ૧૫૬ તથા પાત્રોમાં યોહાનસ પારીસીડાની નોંધ જોશો.

૨૯૪ પૃષ્ઠ ૭૯, પંક્તિ ૫–૧૪ જોશો.

બાપીકો[૨૯૫] વારસો આપ્યો નહિ; એમ કહેવાય છે કે વાત ઢુંકાવવાને એને ધર્માધ્યક્ષ[૨૯૬] બનાવી દેવાનો એણે મનસુબો કર્યો ગમે તેમ હોય–એ જુવાનીઆએ પોતાના લોહીતરસ્યા મિત્રોની ભુંડી શિખામણ માની ને એશનબાખવાળો, ટેગરફેલ્ડનવાળો, વાર્ટવાળો અને પાલ્મવાળો, એ બધા અમીરોની સંગે મળી એવો ઠરાવ કર્યો કે ન્યાય જ્યારે મળતો જ નથી ત્યારે તો પોતે જાતે એનું વેર લેવું.

વાલ્ટર ફુઇર્સ્ટ: પણ કહો તો ખરા, કે આ ભયંકર કાર્ય પાર ઉતાર્યું શી રીતે?

ષ્ટાઉફ્ફાખર: રાજા ઘોડે ચઢીને ષ્ટાઇન ત્સુ બાડનથી રા'ઇનર્ફેલ્ટ જતો હતો, કેમકે ત્યાં એનો મુકામ હતો. કુમાર હાન્સ,[૧૫૬] કુમાર લેઓપોલ્ટ[૨૯૭] તથા બીજા કુલીન ઉમરાવોનો કઠલો સાથે હતો. તેઓ રૅાઇસ નદીને કાંઠે આવ્યા ને પાર ઉતરવાને માટે મછવામાં બેસવા લાગ્યા, ત્યારે ખુનીઓ નૌકામાં ભરાઇ ગયા ને એમ સમ્રાટને પોતાના અનુચરોથી વિખુટો પાડી નાખ્યો. નદી ઉતરીને સમ્રાટ પાછો ઘોડે ચઢીને લીલાં ખેતરોની પાર ચાલ્યો–એમ કહેવાય છે કે અનાર્યોના[૨૯૮]

*———

૨૯૫ નોંધ ૧૫૯ જોશો.

૨૯૬ જ્યેષ્ઠ પુત્રને અમીરાતનો વારસો મળે અને તેથી બીજા પુત્રો તેવો વૈભવ ભોગવી શકે નહિ; એટલા માટે તેમને કોઇ ધનાઢ્ય મઠના મહન્ત બનાવી દેવામાં આવે, તેથી તેમને પણ વૈભવ ભોગવવાનો મળી શકે. આ એક પ્રકારની રાજનીતિ હતી.

૨૯૭ આર્થર પામર કહે છે કે લેઓપોલ્ટ તે રાજા આલ્બ્રેષ્ટનો બીજો દીકરો થાય. કેરૂથ કહે છે ત્રીજો થાય ને એનુ નામ ફ્રીડ્રિષ હતું તથા ઓાઇસ્ટરરાઇષ અને શ્વીટ્સ વચ્ચે ૧૩૧૫મા થએલા મૉર્ગાર્ટનના જુદ્ધમા હારેલો.

૨૯૮ રોમનોને અનાર્ય કહ્યા છે.

જુગમાં ત્યાં એક વિશાળ નગર[૨૯૯] હતું. હાબ્સબુર્ગનો પ્રાચીન કિલ્લો જ્યાં દેખાવા લાગ્યો, એની કુળની સત્તા જ્યાં શરૂ થઇ—બસ ત્યાંજ ઉમરાવ હાન્સે તેની ગરદનમાં જમૈયો ખોશી ઘાલ્યો, પાલ્મવાળા રૂડૉલ્ફે પોતાના ભાલાથી એને વીંધી નાખ્યો અને એશનબાખે એનું માથું ભાગી નાખ્યું. એમ પોતાના લોહીથી ખરડાએલો એ પોતાનાને જ હાથે ને પોતાનીજ ભૂમિ ઉપર પડ્યો. સામા કાંઠાવાળાએ આ કૃત્ય જોયું. પણ વચ્ચે આડી નદી હતી, માત્ર નિરર્થક ચીસો એમણે પાડ્યા કરી; રસ્તે એક ગરીબ બાઇ બેઠી હતી તેના ખોળામાં રાજાએ દેહ મુક્યો.

મૅલ્ષટાલ: કશાથી ન ધરાતાં, બધું લેવાની વૃત્તિવાળા રાજાએ ત્યારે આમ પોતાને જ હાથે પોતાની અકાળ[૩૦૦] કબર ખોદી.

શ્ટાઉફ્ફાખર: દેશમાં ચારે કોર[૩૦૧] હાહાકાર વર્તી રહ્યો છે; સૌએ[૩૦૨] પર્વતના બધા ઘાટ બંધ કરી દીધા છે, સરહદનાં બધાં નાકાં ઉપર ચોકી બેસાડી દીધી છે, ખુદ પ્રાચીન[૩૦૩] ઝુઇરિષે ત્રીશ વર્ષ સુધી ખુલ્લા રાખેલા પોતાના દરવાજા આજે બન્ધ કરી દીધા છે, એવી ખુનીઓની—અને તેથી યે વધારે તેમના ઉપર વેર શોધનારાની—સૌને બીક પેશી ગઇ છે. કારણકે

*———

૨૯૯ રોમનોનું નગર વિણ્ડોનિસા હતું, હાલ એને વિણ્ડિશ કહે છે જર્મનોને અટકાવવા માટે એ કિલ્લો સરહદ ઉપર બાંધ્યો હતો અને ઇ. સ. ૫૯૪માં શિલ્ડેબર્ટ બીજાએ એને તોડી નાખ્યો હતો.

૩૦૦ રાજા આલ્બ્રેષ્ટ આ સમયે ૫૮ વર્ષનો હતો ને રાજ્ય કરતાં ૧૦ વર્ષ વીત્યા હતા.

૩૦૧ ચુડીએ આપેલા ઇતિહાસમાં આ પ્રસગ જોશો.

૩૦૨ જાગીરોએ, મઠોએ, નગરોએ ને સૌએ.

૩૦૩ ચુડીએ આપેલા ઇતિહાસમાં આ પ્રસંગ જોશો.

ઉંગાર્નની રાણી, ક્રૂર આગ્નસ[૩૦૪] આવે છે, સ્ત્રીજનસુલભ કોમળતાનો તો એનામાં અંશ નથી; ખુનીઓના સમસ્ત કુળ ઉપર, તેમના સેવકવર્ગ ઉપર, સન્તાનો ઉપર, સન્તાનોનાં સન્તાનો ઉપર, અરે તેમના કિલ્લાઓના ખુદ પત્થરો ઉપર પણ પોતાના પિતાના લોહીનું વેર લેવાને હેતુએ, રાજ્ય તરફથી પૂર્ણ સત્તા લેઇને એ આવે છે. ખુનીઓનાં કુટુમ્બનાં સર્વ માણસોને તેના પિતાની કબરમાં દાટવાની અને જાણે ગ્રીષ્મના ઝાકળમાં સ્નાન કરતી હોય તેમ તેમના રુધિરમાં સ્નાન[૩૦૫] કરવાની પ્રતિજ્ઞા લેઇને એ આવે છે.

મૅલ્ષટાલ: ખુની[૩૦૬] ક્યાં ચાલ્યા ગયા તે કોઇ જાણે છે?

ષ્ટાઉફ્ફાખર: કામ પતાવી દીધા પછી તરતજ જુદે જુદે પાંચ માર્ગે એ પાંચે નિકળી પડ્યા, અને એવા વિખુટા પડી

*―――――

૩૦૪ આલ્બ્રેષ્ટ રાજાને પાચ દીકરીઓ હતી, તેમાની સૌથી મોટી આ આગ્નસ હતી. ઉગાર્નનો રાજા આણ્ડ્રિયાસ ત્રીજો તેનો સ્વામી હતો. એ રાજા ૧૩૦૧મા ગુજરી ગયો ને ત્યારે તેમને કઇ સતાન ન હતુ. એણે આવીને જે વેર લીધુ, તે એવી નિર્દયતાથા કે એનો જોટો મળી આવવો મુસ્કેલ ગણાય છે ખુનીઓની માલમિલ્કત જપ્ત કરી લીધી ને તેમાંથી મળેલા પૈસા વડે કોઇનિગઝૅલ્ડનમાં એણે તથા આલ્બ્રેષ્ટની રાણી એલ્સબેટે મઠ સ્થાપ્યો. ૮૩ વર્ષને વયે ૧૩૬૪માં એ જ મઠમા એ મરણ પામી

૩૦૫ ઇતિહાસકો લખે છે કે એ રાણીએ એવી પ્રતિજ્ઞા લીધેલી ને પાળેલી પણ. બુલિંગર કહે છે કે પાલ્મવાળા રૂડૉલ્ફનો મુખ્ય કિલ્લો ફાર્વાંગન શરણે આવ્યો, ત્યારે તેમાના અમીર ઉમરાવો અને બીજા મળી ૬૩ માણસોને પોતાની નજરો સામે જંગલમા ગરદન મરાવ્યા અને પછી બોલી: "હવે હુ ગ્રીષ્મના ઝાકળમા નાહુ છુ." રાજા આલ્બ્રેષ્ટનુ ખુન મે માસમાં થએલુ, ને તેથી પણ મેના (ગ્રીષ્મના) ઝાકળમાં નાહવાની વાત કરી હોય.

૩૦૬ ચુડીએ આપેલા ઇતિહાસમાં આ પ્રસંગ જોશો.

ગયા કે ફરી કદી મળી શકે નહિ—અમીર ચોહાન પર્વતોમાં રખડતો હશે.

વાલ્ટર ફુઇર્સ્ટ: ત્યારે તો તેમને પોતાના અપકૃત્યનું કંઈ જ ફળ ના મળ્યું! વેરથી કંઇ જ ફળ મળતું નથી! એ પોતાનો જ ભયંકર આહાર થઈ પડે છે; ખૂન એ એનો આનંદ છે, ભયંકરતા એ એનો સન્તોષ છે.

ષ્ટાઉફ્ફાખર: એથી ખુનીને તો કશું ફળ થતું નથી; પણ એ લોહીભર્યાં અપકૃત્યનું શુભ ફળ નિષ્પાપ હાથે આપણે ચુંટી લેઇએ, કારણકે આપણે એક મહાભયમાંથી મુક્તિ પામ્યા છીએ; સ્વતન્ત્રતાનો અતિ બળવાન શત્રુ પડ્યો છે, સાંભળ્યું છે કે હાબ્સબુર્ગના હાથમાંથી રાજદણ્ડ બીજા કોઇના કુળમાં ચાલ્યો જશે, સામ્રાજ્ય પોતાની મેળે બીજા કોઇને પસન્દ કરી લેશે.

વાલ્ટર ફુઇર્સ્ટ તથા બીજા અનેક: કોઈનું નામ જાણ્યું છે?

ષ્ટાઉફ્ફાખર: પુષ્કળ લોકોએ લુકસમબુર્ગના[૩૦૭] ઠાકોરનું નામ આપી પણ દીધું છે.

વાલ્ટર ફુઇર્સ્ટ: સારૂં થયું કે આપણે સામ્રાજ્યને બરાબર વળગી રહ્યા; હવે આપણને ન્યાય મળવાની આશા પડે છે!

ષ્ટાઉફ્ફાખર: નવા સમ્રાટને વીર મિત્રોની જરૂર પડશે; ઓઇસ્ટરરાઇષના વેર સામે એ આપણું રક્ષણ કરશે.

*————

[૩૦૭] સમ્રાટ ચુંટી કાઢવાનો હક સામ્રાજ્યના ઠાકોરોનો હતો અને ઠાકોરો તે જ કારણે Kurfürst ( અં. Elector ) કહેવાય છે. આ વખતે પણ એ ઠાકોરોએ પોતાના અધિકારનો ઉપયોગ કરીને ઇ. સ. ૧૩૦૮ના નવેમ્બરની ૨૯મી તારીખે સમ્રાટને પદે હાબ્સબુર્ગના ઘરને છાંડી લુકસમબુર્ગના ઠાકોરને ચુંટ્યો ને તેણે હાઇન્રિષ સાતમો એવું નામ ધારણ કરી મરતા સુધી રાજ્ય કર્યું. તેણે વનપ્રદેશોની સ્વાધીનતા તાજી કરી આપી ને ઓઇસ્ટરરાઇષથી તેમનું રક્ષણ કર્યું. એ સમ્રાટ ૧૩૧૩માં મૃત્યુ પામ્યો. લુકસમ્બુર્ગના વંશમાં ઝાઝા દિવસ એ પદ રહેલું નહિ.

[ ખેડુતો એક બીજાને ભેટે છે, એક રાજદૂતને લેઇને ભંડારી આવે છે. ]

ભંડારી: દેશના મુખીઓ તો બધા અહીંજ છે ને!

રોઇઝલમાન તથા બીજા અનેક: ભંડારી, કેમ શું છે?

ભંડારી: રાજદૂત આ પત્ર લેઇ આવ્યો છે.

સર્વજન (વાલ્ટર ફુઇર્સ્ટને): ફોડો એ કાગળ ને વાંચો!

વાલ્ટર ફુઇર્સ્ટ (વાંચે છે): "ઉરી, શ્વીટ્સ અને ઉંટરવાલ્ડનના ગુણીજનો જોગ, રાણી એલ્સબેટ[૩૦૮] તમને કુશળતા અને વૃદ્ધિ ઇચ્છે છે."

અનેક જણ: રાણીને હવે જોઇએ છે શું? એનું રાજ્ય તો પતી ગયું છે.

વાલ્ટર ફુઇર્સ્ટ (વાંચે છે): "પોતાનો સ્વામી રુધિરભર્યું વિદાય લેઇ ચાલતો થયો ને રાણીને દુખિયારી દશામાં મુકી ગયો; રાણી પોતાની આ વિધવાવસ્થાના દુ:ખમાં અને વેદનામાં શ્વીટ્સરલાણ્ડના લોકોના સ્નેહને અને તેમની નિષ્ઠાને હજી યે યાદ કરે છે."

મૅલ્ષટાલ: પોતાની ચઢતીમાં કદી યે યાદ નહોતાં કર્યાં.

રોઇઝલમાન: ચુપ! સાંભળવા દો!

વાલ્ટર ફુઇર્સ્ટ (વાંચે છે): "અને આશા રાખે છે કે એ નિષ્ઠાવાન લોક આ ભ્રષ્ટ અપકૃત્યના કરનારાઓ પ્રત્યે યોગ્ય દ્વેષ રાખે અને એટલા માટે આશા રાખે છે કે એ ત્રણે પ્રાન્તના લોકો ખુનીઓને કદાપિ સહાયતા ન કરે; વળી એમ પણ

*———

૩૦૮ સમ્રાટ આલ્બ્રૅષ્ટની રાણી, કારીન્થિયાના ઠાકોરની–ટિરોલ તથા ગોઇર્ટ્સના અમીરની પુત્રી. પરણીને એ ત્રણે પ્રદેશો ઓઇસ્ટરરાઇષમાં એણે આણી ઉમેરેલા. ૧૨૮૨માં એનુ લગ્ન થયેલું અને ૧૩૧૩મા વિયેનમાં મૃત્યુ થએલુ.

આશા રાખે છે કે રૂડૉલ્ફના રાજઘર તરફથી પ્રાચીન કાળે જે સ્નેહ અને કૃપા પામેલા તેને સ્મરણમાં લાવીને આજે એ ખુનીઓને તેમના વેર શોધનારના હાથમાં સોંપવા સહાયતા કરે"

[ લોકના મ્હોં ઉપર તિરસ્કારના ચિહ્ન તરી આવતાં જણાય છે. ]

અનેક જણ: સ્નેહ અને કૃપા!

ષ્ટાઉફ્ફાખર: પિતા પાસેથી આપણે કૃપા પામેલા, પણ પુત્ર પાસેથી આપણને શું મળ્યું છે? પૂર્વના બધા સમ્રાટોએ સ્વતન્ત્રતાનો લેખ તાજો કરી આપ્યો હતો, એમ એણે કરી આપ્યો હતો? એણે આપણને સાચો ન્યાય આપ્યો છે? અને નિર્દોષજનો પીડાતાં તેમને રક્ષણ આપ્યું છે? આપણને દુ:ખ પડતાં આપણે જે દૂત મોકલેલા, તેમને સાંભળવાની યે એણે પરવા કરેલી? આમાંનુ એક પણ વાનું રાજાએ કર્યું નથી; ને આપણે પોતાને બળવાન હાથે આપણો હક સિદ્ધ ના કર્યો હોત, તો આપણા દુ:ખથી એને તો કંઈ લાગણી થવાની નહોતી. એનો ઉપકાર? આ ખીણોમાં તો એણે કદી ઉપકાર વાવ્યોજ નથી. એ અતિ ઉંચે સ્થાને ઉભો હતો; તેની પ્રજાનો એ પિતા બની શક્યો હોત, પણ એને પોતાનાંનીજ દરકાર રાખવાનું ગમ્યું. જેમને એણે વધાર્યા[૩૦૯] છે, તે ભલે હવે એની પાછળ આંસુ પાડે!

*————

૩૦૯ વધાર્યા તે ધનમા ને સત્તામાં. સમ્રાટની પદવીના શબ્દો ડૉઇચ ભાષામાં આમ છે: Allezeit Mehrer des Reiches. એનો અર્થ "સદાકાળ રાજ્યનો વર્ધક" એવો છે એ પદવીની આ સ્થળે હાંસી કરી છે. વળી એ પદવીના શબ્દો તે મૂળ લાટિન શબ્દો: Inperator semper Augustusનો અનુવાદ છે. એમાનો છેલ્લો શબ્દ જે Augustus એ 'augure=વધારવું' એમાંથી ઉદ્ભવ્યો છે, એમ માની ખોટો અનુવાદ કરવામાં આવેલો છે, એમ લાટિન ભાષાના પંડિતો કહે છે.

વાલ્ટર ફુર્ઇસ્ટ: એની પડતીથી આપણે રાજી નથી થવું, તેમ ગયાંગુજર્યાં વેર આપણે તાજાં પણ નથી કરવાં; ભગવાન આપણી પાસે એવું ન કરાવે! તેની સાથે એમ પણ ખરૂં[૩૧૦] કે જે રાજાએ આપણું કદીજ ભલું નથી કર્યું તેના ખુનનું વેર લેવું અને જે લોકોએ આપણું કશુંજ બગાડ્યું નથી તેની પાછળ પડવું એ પણ આપણને શોભતુ નથી, એ આપણું કામ નથી. સ્નેહને કારણે વિનાસંકોચે ભોગ આપી દેવાય; બળાત્કારે ફરજ પાડવામાં આવે તો જીવ આપતાં જીવ ચોરાય—આપણે એમની સાથે હવે કંઇ લેવાદેવા નથી.

મૅલ્ષટાલ: રાણી ખુણામાં પેશી રુદન કરે છે ને પોતાના ભયંકર દુ:ખને માટે પ્રભુ સામે ફરિયાદ કરે છે ત્યારે અહીં દુ:ખથી છુટેલા લોક તેજ પ્રભુને ઉપકારવશ થઇ એની સ્તુતિ કરે છે—જેણે આંસુ લણવાં હોય તેણે સ્નેહ વાવવો જોઇએ.[૩૧૧]

[ રાજદૂત ચાલ્યો જાય છે. ]

સ્ટાઉફ્ફાખર ( લોકને ): ટૅલ ક્યાં છે? આપણી સ્વાધીનતાનો ઘડનારો એ એકલોજ અહીં નહિ? મોટામાં મોટું કામ એણે કર્યું છે, ઘણામાં ઘણું એણે સહન કર્યું છે. ચાલો, ચાલો, આપણે બધા એને ઘેર જઇએ અને આપણા એ મુક્તિદાતાને અભિનંદન આપીએ.

[ સર્વે જાય છે. ]

---

૩૧૦ ચુડીએ આપેલા ઇતિહાસમાં આ પ્રસંગ જોશો.

૩૧૧ લોક આપણાં દુ:ખ માટે આંસુ પાડે એવી જેની ઇચ્છા હોય, તેણે તે લોક ઉપર સ્નેહ રાખવો જોઇએ, એવો ભાવ છે.

## પ્રવેશ ૨

સ્થળ: હૅલના ઘરની[312] બેઠકમાં.[313]

( શગડીમાં દેવતા ધખે છે. બારણા ઉઘાડાં હોવાથી બહારનુ બધુ દેખાય છે )

[ હેડવિક, વાલ્ટર, વિલ્હૅલ્મ ]

હેડવિક: આજે બાપુ આવે છે. દીકરા, વહાલા દીકરા! એ જીવતા છે, છુટા છે, આપણે છુટાં છીએ, સૌ છુટું છે! અને તમારા બાપુએ જ દેશને છુટો કર્યો છે

વાલ્ટર: અને એમાં તો મારોય ભાગ છે, મા! મારૂંય નામ સાથે ગવાશે! બાપુના બાણથી મારો જીવ જતો જતો રહી ગયો અને તોય હું તો ધ્રુજ્યો ન હતો.

હેડવિક ( એને બાથમા લે છે ): હા મા, તું તો મારે નવે અવતાર આવ્યો છે! બીજી વાર મેં તને જન્મ આપ્યો છે! તારે માટે મેં બે વાર ગર્ભવેદના સહી છે, બાપુ! પણ એ બધું વહી ગયું છે—ને મારી આંખો આગળ તમે બેઉ, બેઉ છો! અને આજે તો વહાલા બાપુય ઘેર પાછા આવે છે!

[ ઘરને બારણે કોઇ સાધુ દેખાય છે. ]

વિલ્હૅલ્મ: જો, મા! જો—પણે પવિત્ર બન્ધુ[314] ઉભા છે; જરૂર એ કંઇ ભિક્ષા લેવા ઉભા છે.

---

312 અં. ૩, પ્ર. ૧મા આપણે જે ઘરની બહાર હતા, તેજ ઘરની અદર.

313 સ્વીટ્સ ઘરમા એક મુખ્ય ખંડ હોય છે. બહારથી આવનાર માણસ પાધરો એમાજ પેસે, રસોડુંય એમાં ને બેઠકેય એમા.

314 સાધુઓને બધુ અને સાધ્વીઓને ભગિની કહેવાનો ખ્રિસ્તિધર્મમા સપ્રદાય છે. આ પ્રયોગ દેખાડવાને માટેજ અનુવાદમાં આ શબ્દ અહીં રાખ્યો છે, પણ આપણે સપ્રદાયે એ શબ્દ શોભતો ના હોવાથી બીજે ઠેકાણે એ પ્રયોગ રાખ્યો નથી.

હેડવિક ( એને વળગી પડી ): ઓ પ્રિય ટૅલ! તમારે માટે મને કેટલીયે ચિન્તા થતી હતી!

[ સાધુ સાવધાન થાય છે ]

ટૅલ: બધી ચિન્તાઓ હવે ભુલી જાઓ, હવે આનંદ કરો! હું પાછો આવ્યો છું! મારૂં આ ઘર! ફરી મારાં ભેગો થાઉં છું!

વિલ્હૅલ્મ: તમારૂં ધનુષ ક્યાં ગયું, બાપુ? દેખાતું તો નથી!

ટૅલ: એ હવે તું દેખશે જ નહિ. પવિત્ર[318] સ્થાને હવે એ સચવાઇ રહેશે. હવે એનો ઉપયોગ કદી શિકારમાં થઇ શકશે જ નહિ.

હેડવિક: ઓ ટૅલ! ટૅલ!

[ પાછી હઠે છે અને હાથ છોડી દે છે ]

ટૅલ: છળે છે કેમ, પ્રિયે?

હેડવિક: હેં—તમે પાછા આવ્યા શી રીતે?—આ હાથ[319]—હું એને ઝાલી શકું? આ હાથ[319]—હા પ્રભુ!

ટૅલ ( આનન્દથી અને શૌર્યથી ): તારૂં રક્ષણ કરવા અને દેશને સ્વતન્ત્ર કરવા કામે લાગ્યા[319] છે; આકાશ તરફ આજે એ હાથને સ્વતન્ત્રતાએ ઉંચા કરૂં છું. ( સાધુ આમતેમ હાલે છે અને ટૅલ એને જુએ છે. ) અહીં આ સાધુ કોણ છે?

હેડવિક: અરે એની વાત તો હું ભુલી જ ગઇ! તમે એની સાથે વાત કરો, એને દેખીને મને તો કમ્પારી છુટે છે!

*———

૩૧૮ પ્રાચીન કાળનો ચાલતો આવેલો રિવાજ મધ્યકાળમાં લુપ્ત થઇ ગયો હતો. એ ધનુષનું અત્યારે તો કંઇ નામનિશાન પણ નથી, તેમજ તેને સંબધે કંઇ લોકકથા પણ ચાલતી નથી.

૩૧૯ હેડવિકનુ વાક્ય અધુરૂં રહેલુ તે ઉપાડી લેઇ ટૅલ પુરૂ કરે છે ને તેથી હેડવિકના વાકયમા આવતો 'હાથ' શબ્દ ટૅલના વાકયનો કર્ત્તા છે.

સાધુ ( પાસે જાય છે ): તમારૂં નામ ટૅલ? તમારે હાથે સુબો પડ્યો?

ટૅલ: હા, હું એ; કોઇથી એ વાત છુપાવતો નથી.

સાધુ: ત્યારે તમે ટૅલ! ત્યારે તો પ્રભુએ તમારે આંગણે મને દોરી આણ્યો.

ટૅલ ( એને ધારી ધારીને જુએ છે. ): તમે સાધુ તો લાગતા નથી! છો કોણ તમે?

સાધુ: જે સુબાએ તમારૂં ભુંડું કર્યું તેને તમે માર્યો—જે શત્રુએ મારો હક ડુબાડ્યો તેને મેં પણ માર્યો—એ મારો તેમજ તમારો શત્રુ હતો—મેં એનાથી દેશને છોડાવ્યો છે.

ટૅલ ( પાછો હઠીને ): ત્યારે તમે છો—ભયંકર! બચ્ચાં, બચ્ચાં! અન્દર જતાં રહો! પ્રિયે, તું પણ જા! જા, જતી રહે!—દુર્ભાગી! ત્યારે તમે હતા—

હેડવિક: અરે પ્રભુ, કોણ છે એ?

ટૅલ: પુછ ના! જા જા, જતી રહે! છોકરાંએ સાંભળવા જેવું નથી. ઘર બહાર ચાલી જા—દૂર ચાલી જા—આની સાથે એક જ ઘરમાં તારાથી રહેવાય નહિ!

હેડવિક: હાય, હાય! આ શું? ચાલો!

[ બાળકોને લેઇ જાય છે. ]

ટૅલ ( સાધુને ): તમે ઓઇસ્ટરરાઇષના અમીર[૩૨૦] છો—હા, તમે એ જ! તમે સમ્રાટને—તમારા કાકાને—તમારા સ્વામીને—માર્યો છે.

*———

૩૨૦ શિલરે પોતે સૂચના કરેલી કે રંગભૂમિ ઉપર આવનાર આ પાત્રને અન્દરની બાજુએ અમીરનો પોશાક પહેરાવવો અને ઉપરની બાજુએ સાધુનો. અને સહજ વાત થતાં ટૅલ તેનો અન્દરનો પોશાક જોઈ જતાં એકદમ એને ઓળખી કાઢે છે.

હેડવિક ( એને વળગી પડી ): ઓ પ્રિય ટૅલ! તમારે માટે મને કેટલીયે ચિન્તા થતી હતી!

[ સાધુ સાવધાન થાય છે ]

ટૅલ: બધી ચિન્તાઓ હવે ભુલી જાઓ, હવે આનંદ કરો! હું પાછો આવ્યો છુ! મારૂં આ ઘર! ફરી મારાં ભેગો થાઉં છું!

વિલ્હૅલ્મ: તમારૂં ધનુષ ક્યાં ગયું, બાપુ? દેખાતું તો નથી!

ટૅલ: એ હવે તું દેખશે જ નહિ. પવિત્ર[૩૧૮] સ્થાને હવે એ સચવાઇ રહેશે. હવે એનો ઉપયોગ કદી શિકારમાં થઇ શકશે જ નહિ.

હેડવિક: ઓ ટૅલ! ટૅલ!

[ પાછી હઠે છે અને હાથ છોડી દે છે ]

ટૅલ: છળે છે કેમ, પ્રિયે?

હેડવિક: હેં—તમે પાછા આવ્યા શી રીતે?—આ હાથ[૩૧૯]—હું એને ઝાલી શકું? આ હાથ[૩૧૯]—હા પ્રભુ!

ટૅલ ( આનન્દથી અને શૌર્યથી ): તારૂં રક્ષણ કરવા અને દેશને સ્વતન્ત્ર કરવા કામે લાગ્યા[૩૧૯] છે; આકાશ તરફ આજે એ હાથને સ્વતન્ત્રતાએ ઉંચા કરૂં છું. ( સાધુ આમતેમ હાલે છે અને ટૅલ એને જુએ છે. ) અહીં આ સાધુ કોણ છે?

હેડવિક: અરે એની વાત તો હું ભુલી જ ગઇ! તમે એની સાથે વાત કરો, એને દેખીને મને તો કમ્પારી છુટે છે!

*—————

૩૧૮ પ્રાચીન કાળનો ચાલતો આવેલો રિવાજ મધ્યકાળમાં લુપ્ત થઇ ગયો હતો. એ ધનુષનું અત્યારે તો કંઇ નામનિશાન પણ નથી, તેમંજ તેને સંબધે કંઇ લોકકથા પણ ચાલતી નથી.

૩૧૯ હેડવિકનુ વાક્ય અધુરૂં રહેલુ તે ઉપાડી લેઇ ટૅલ પુરૂં કરે છે ને તેથી હેડવિકના વાક્યમાં આવતો 'હાથ' શબ્દ ટૅલના વાક્યનો કર્તા છે.

પારીસીડા: તમે મને વિનાઆશ્વાસને નિરાશામાં ધકેલી પાડો છો!

ટૅલ: તારી સાથે વાત કરતાય મને કમ્પ થાય છે. જા! તારે ભયંકર માર્ગે રખડતો ફર! નિર્દોષ નિષ્પાપ ઘરને છોડી ચાલતો થા!

પારીસીડા (જવા પૂઠ ફેરવે છે): ત્યારે તો હવે હું જીવીશ નહિ, જીવી શકીશ નહિ!

ટૅલ: અને છતાંયે તારી મને દયા આવે છે–પ્રભુ! આવો જુવાન, આવા ઉંચા કુળનો, મારા સ્વામી અને સમ્રાટ રૂડૉલ્ફનો પૌત્ર! ખુની બનીને નાસતો ફરતો મારે ગરીબ માણસને ઉમરે–પ્રાર્થના કરતો ને નિરાશ થતો—

[ મ્હો ઉપર હાથ દે છે. ]

પારીસીડા: અરે તમે રોઇજ શકતા હો, તો મારા નશીબને કારણે રુઓ; બહુ ભયંકર છે–હું રાજકુમાર છું–હતો–મારા અધીરા મનોરથોને દબાવી રાખ્યા હોત, તો હું સુખી બની શકયો હોત, પણ મારા હૃદયને ઇર્ષાએ કોતર્યું–મારો સગો પિતરાઇ ભાઇ લેઓપોલ્ટ[૩૨૪] જુવાનીમાં માનભર્યો મુકુટ પહેરે, ભૂમિએ ધનવાન બને; અને હું એની સરખી ઉમરનો તોય સગીર, દાસ—

ટૅલ: દુર્ભાગ્ય પુરુષ, તારો કાકો તને સારી રીતે ઓળખતો હતો અને તેથીજ તેણે તને ભૂમિ તથા પ્રજા સોપી નહિ! તેં પોતે તારી અધીરી, ભયંકર ઘેલછા વડે તેના ઠરાવને ડહાપણભર્યો સાબિત કરી આપ્યો છે–બોલ, કયાં છે ખુનના એ તારા લોહીઆળા સહાયકો?

*———

૩૨૪ રાજા આલ્બ્રેષ્ટનો બીજો દીકરો પૃ ૧૬૪ પ. ૧૨ તથા તેના ઉપરની નોંધ ૨૯૭ જોશો

યોહાનસ પારીસીડા[૩૨૧]: એણે મારો હક લુંટયો હતો.

ટૅલ: તમારા કાકાને, તમારા સમ્રાટને તમે માર્યા! અને હજી યે ધરતી તમારો ભાર ઝીલી રહી છે! હજી સૂર્ય તમને પ્રકાશ આપે છે!

પારીસીડા: ટૅલ, મારૂં કહેવું સાંભળો, ત્યાર પછી તમે[૩૨૨] —

ટૅલ: પિતૃહત્યાને ને રાજહત્યાને લોહીએ દદડતો તું[૩૨૩] મારા નિર્મળ ઘરમાં આવવાની હિંમત કરી શી રીતે શકયો? સાચા માનવીને તારૂં મ્હોં દેખાડી શકે છે? અને તેને ત્યાં અતિથિસત્કાર પામવાની ઇચ્છા કરે છે?

પારીસીડા: તમારી પાસેથી દયા પામવાની આશા હતી; શત્રુ ઉપર તો તમે પણ વેર લીધું છે!

ટૅલ: અભાગિયા! લોભના લોહીભર્યા પાપને, પિતાના ન્યાયભર્યા સંકટરક્ષણ સાથે ભેળી નાખે છે? તેં બાળકના પ્રિય મસ્તકને બચાવ્યું છે? ઘરની પવિત્રતાનું રક્ષણ કર્યું છે? કોઇ ભયંકર સ્થિતિમાંથી બચવા, તારાં પ્રિયજનમાંથી છેવટનાનું પણ રક્ષણ કરવા આ કૃત્ય તારે કરવું પડેલું? આકાશ તરફ મારા નિર્મળ હાથ ઉંચા કરૂં છું, તને અને તારા કર્મને શાપ આપું છું! પવિત્ર પ્રકૃતિ ઉપર થએલા અત્યાચારનું મેં વેર વાળ્યું છે, તેં એને કલંકિત બનાવી છે—તારી સાથે મારો ભાગ નથી—તેં ખુન કર્યું છે, મેં મારાંનું રક્ષણ કર્યું છે.

---

૩૨૧ પિતૃઘાતક.

૩૨૨ ત્યાર પછી તમે—જે કહેવું હોય તે કહેજો.

૩૨૩ અત્યાર સુધી ટૅલ પારીસીડાને તમે કહી વાત કરતો હતો, હવે તિરસ્કાર દેખાડીને તું કહી વાત કરવા માંડે છે.

તો રક્ષણની તમારે આશા રાખવી નહિ—ત્યારે તમે ક્યાં જવા ધારો છો? તમને ક્યાં વિશ્રામ મળવાની આશા છે?

પારીસીડા: અરેરે, મને શી ખબર?

ટૅલ: સાંભળો ત્યારે, ભગવાન મારા હૃદયમાં આમ પ્રેરે છે—ઇટાલિયન ભૂમિમાં સન્ત પેટરના નગરમાં[૩૨૬] જાઓ! ત્યાં પાષ્ટને[૩૨૭] પગે પડો, એમની આગળ તમારાં પાપનો સ્વીકાર કરો ને આત્માની મુક્તિ પામો![૩૨૮]

પારીસીડા: મને વેરીના હાથમાં એ નહિ સોંપી દે?

ટૅલ: એ જે કરે તે પ્રભુએ કર્યું માની સ્વીકારી લો.

પારીસીડા: એ અજાણી ભૂમિમા શી રીતે જઇ શકુ? મને માર્ગની ખબર નથી ને બીજા પ્રવાસીઓની સગે જવાની છાતી ચાલતી નથી.

ટૅલ: માર્ગ તમને અહીથીજ દેખાડી દેઉં, ધ્યાન દઇ સાંભળો! [૩૨૯]પર્વતોમાંથી નિકળી પડી પોતાનો માર્ગ કરતી રૅાઇસ નદીને કાંઠેકાંઠે ચાલ્યા જાઓ—

*————

૩૨૬ રોમમાં

૩૨૭ અગ્રેજીમા, પોપને ( Pope )

૩૨૮ માર્ક ૮ : ૩૭, Oder was kann der Mensch geben, damit er seine Seele lose? (અથવા માનવી શુ આપી શકે, જેથી એનો આત્મા મુકિત પામે?) એ શબ્દો સાથે સરખાવશો. લોકવાયકા એવી છે કે પાષ્ટ ક્લેમણ્ટ પાંચમાએ રોમમા પારીસીડાને એના પાપમાથી મુકિત આપી. પછી એ આઉગુસ્ટિન સાધુ થઇ રહ્યો અને પીસા નગરમા મરણ પામ્યો

૩૨૯ ટૅલ પારીસીડાને જે માર્ગ બતાવે છે તેથી કાળિદાસના મેઘદૂત-માનો યક્ષ મેઘને માર્ગ બતાવે છે તે કથા યાદ આવે છે. અહી જે માર્ગ બતાવ્યો છે તેજ માર્ગે થઇને મધ્યજુગમાં જાત્રાળુ ડૅાઇચલાણ્ડમાથી

પારીસીડા: વૈરાત્મા જ્યાં એમને લેઇ ગયો હશે ત્યાં; એ દુર્ભાગ્ય કાર્ય કર્યા પછી તો મેં એમને જોયા નથી

ટૅલ: તને ખબર છે કે તને દેશનિકાલ કર્યાનો હુકમ છુટચો છે? તારા મિત્રને તારાથી દૂર થવાનો અને તારા શત્રુને તારી પાસે જવાનો હુકમ છુટચો છે?[૩૨૫]

પારીસીડા: એથી તો હું રાજમાર્ગ છોડીને ફરૂં છું; કોઇ ઘરનાં બારણાં ઠોકી શકતો નથી–મારો રસ્તો વનવગડામાં થઇને કરી લેઉં છું; મને પોતાને ભયંકર લાગતા પર્વતોમાં રખડું છું. અને કોઇ નદીનાળામાં મારો અભાગિયો પડછાયો જોઉં છું, તો યે ભડકીને પાછો ભાગું છું. અરેરે, જો તમને મારા ઉપર દયા આવતી હોય, માનવીને માટે સહાનુભૂતિ થતી હોય—

[ એની આગળ પગે પડે છે ]

ટૅલ ( ખસી જઇ ). ઉભા થાઓ! ઉભા થાઓ!

પારીસીડા: ના, જ્યાં સુધી સહાયતા કરવા મને હાથ આપો નહિ ત્યાં સુધી નહિ.

ટૅલ: તમને હું સહાયતા આપી શકું? પાપી જીવને આપી શકું? છતાં યે ઉભા થાઓ–ગમે એવું ભયંકર પાપ કર્યું હશે–તો ય તમે માનવી છો, હુ પણ માનવી જ છું; ટૅલની પાસેથી વિનાઆશ્વાસને કોઇ વદાય થાય નહિ–મારાથી જે બનશે તે હું કરીશ.

પારીસીડા ( ઉભો થઇને અને તેનો હાથ આતુરતાએ ઝાલીને ): ઓ ટૅલ, મારા આત્માને તમે નિરાશામાંથી ઉગારી લીધો છે!

ટૅલ: મારો હાથ છોડો–તમારે અહીંથી તો ચાલ્યા જ જવું પડશે. તમે અહીં ગુપ્ત રહી શકશો નહિ અને ઉઘાડા પડી ગયા

*

૩૨૫ સમ્રાટ હાઇન્રિષે આ હુકમ છોડચો હતો, એમ ચુડી જણાવે છે.

તો રક્ષણની તમારે આશા રાખવી નહિ—ત્યારે તમે ક્યાં જવા ધારો છો? તમને ક્યાં વિશ્રામ મળવાની આશા છે?

પારીસીડા : અરેરે, મને શી ખબર?

ટૅલ : સાંભળો ત્યારે, ભગવાન મારા હૃદયમાં આમ પ્રેરે છે—ઇટાલિયન ભૂમિમાં સન્ત પેટરના નગરમાં[૩૨૬] જાઓ! ત્યાં પાપ્સ્ટને[૩૨૭] પગે પડો, એમની આગળ તમારાં પાપનો સ્વીકાર કરો ને આત્માની મુક્તિ પામો![૩૨૮]

પારીસીડા : મને વેરીના હાથમાં એ નહિ સોંપી દે?

ટૅલ : એ જે કરે તે પ્રભુએ કર્યું માની સ્વીકારી લો.

પારીસીડા : એ અજાણી ભૂમિમાં શી રીતે જઇ શકું? મને માર્ગની ખબર નથી ને બીજા પ્રવાસીઓની સંગે જવાની છાતી ચાલતી નથી.

ટૅલ : માર્ગ તમને અહીંથીજ દેખાડી દેઉં, ધ્યાન દઇ સાંભળો! [૩૨૯]પર્વતોમાંથી નિકળી પડી પોતાનો માર્ગ કરતી રૉઇસ નદીને કાંઠેકાંઠે ચાલ્યા જાઓ—

*————

૩૨૬ રોમમાં

૩૨૭ અંગ્રેજીમાં, પોપને ( Pope )

૩૨૮ માર્ક ૮ : ૩૭, Oder was kann der Mensch geben, damit er seine Seele lose? (અથવા માનવી શું આપી શકે, જેથી એનો આત્મા મુકિત પામે?) એ શબ્દો સાથે સરખાવશો. લોકવાયકા એવી છે કે પાપ્સ્ટ કલેમણ્ટ પાંચમાએ રોમમાં પારીસીડાને એના પાપમાથી મુકિત આપી. પછી એ આઉગુસ્ટિન સાધુ થઇ રહ્યો અને પીસા નગરમા મરણ પામ્યો

૩૨૯ ટૅલ પારીસીડાને જે માર્ગ બતાવે છે તેથી કાળિદાસના મેઘદૂતમાનો યક્ષ મેઘને માર્ગ બતાવે છે તે કથા યાદ આવે છે અહીં જે માર્ગ બતાવ્યો છે તેજ માર્ગે થઇને મધ્યજુગમાં જાત્રાળુ ડૅાઇચલાન્ડમાથી

પારીસીડા (કમ્પીને): મારે પાછી રૅાઇસ જોવાની? એ તો મારા અપકૃત્યના સ્થળની પાસે થઈને વહે છે.

ટૅલ: નદી કોતરમાં વહી જાય છે, અને જે પ્રવાસીઓ બરફનાં તોફાનમાં દબાઈ મરેલા, તેમના સ્મરણને માટે ઉભા કરેલા અનેક[330] ક્રૅાસથી એ રસ્તો અંકાયો છે.

પારીસીડા: હૃદયની ભયંકર વેદનાઓને સમાવાય તો પ્રકૃતિની ભયંકરતાથી હું ડરતો નથી

ટૅલ: હરેક ક્રૅાસને પગે લાગજો અને તમારાં પાપને માટે અંતરથી પસ્તાવો કરજો—સારે નશીબે તમે એ વિકટ માર્ગ-માંથી[331] પાર નિકળી ગયા, પર્વતે જો પોતાનાં હિમશિખરો-માંથી તમારા ઉપર પવનનો સપાટો મોકલ્યો નહિ, તો જલશીકરથી ભીના રહેતા[332] પુલ આગળ આવી પહોંચ્યા

---

બીરૂગને માર્ગે રોમની જાત્રાએ જતા. શિલરે આ માર્ગની માહિતી ગોઇટે પાસેથી, ગોહાનમ ફૅાન મુઇલર પાસેથી તથા માઇનરમાથી મેળવેલી છે

૩૩૦ એક લેખક જણાવે છે કે ત્રીશ

૩૩૧ ગોશ્તેનન ગામથી માંડીને સેતાનપુલ ( Teufelsbrucke ) સુધીનો ચારેક ઘડીનો શોલનનો ભયંકર કોતરમાર્ગ.

૩૩૨ ઉપરથી નીચે પડતા જળપ્રવાહની છેક જ પાસે આ પુલ બાંધેલા હોવાથી સદાસર્વદા જલશીકર ઉડીને પુલને ભીનો રાખે છે ને ઉપર જનારને ભીંજવી નાખે છે. રૅાઇસ નદીના ઉંડા વહેણ ઉપર સાંકળો બાંધીને તથા તેના ઉપર પાટડીઓ અને પાટીઆં નાખીને એક પુલ બનાવેલા હતો અને તેથી તે ઝુલતા પુલ જેવો હતો. કેટલાક માને છે કે સેતાનપુલની ઉપરની બાજુએ આ પુલ આવેલા હતો ને કેટલાક કહે છે કે સેતાનપુલને ઉદ્દેશીને શિલરે આ શબ્દો કહ્યા છે. ઇતિહાસ પ્રમાણે તો નાટકના બનાવ પછી બહુ વર્ષે આ સેતાનપુલ બંધાએલો; પણ શિલરે અનેક ઠામ ઇતિહાસની છૂટ લીધી છે, તેમ અહીં પણ પોતાના કાળની સ્થિતિ નાટકના કાળમાં ચડાવી લેવાની છૂટ લીધી હોય.

સમજો. જો એ પુલ તમારે પાપભારે ભાગી[૩૩૩] ના પડે, જો ભાગ્યવશાત્ એ પુલ તમે ઉતરી ગયા, તો જેની અંદર દિવસનો પ્રકાશ કદી યે પ્રવેશી શક્યો નથી એવા શ્યામ પર્વતદ્વારે[૩૩૪] આવી પહોંચશો—તેની પાર થઇને ચાલ્યા જજો, અને ત્યારે તમે રળીઆમણી આનંદખીણમાં આવી પહોંચશો—છતાં યે તમારે તો ઉતાવળે પગલે ચાલ્યા જ જવું જોઇએ; કારણકે જ્યાં જ્યાં વિશ્રામ મળે ત્યાં ત્યાં પડી રહેવું તમારે પાલવે નહિ.

પારીસીડા: ઓ રૂડૉલ્ફ! રૂડૉલ્ફ! મારા પિતામહ! ત્યાં તમારા રાજ્યની ભૂમિ[૩૩૫] પર તમારો પૌત્ર પગ મુકશે?

ટૅલ: ત્યાંથી ઉપર ચઢતાં ગૉટહાર્ટના પર્વત ઉપર તમે આવી જશો, ત્યાં આગળ અમર[૩૩૬] સરોવરો છે, અને તે આકાશના જળથી[૩૩૭] સદા ભર્યાં રહે છે. ત્યાંથી તમારે ડૉઇચ ભૂમિની વદાય લેવી પડશે; ત્યાંથી આગળ ચાલતાં બીજી એક

*————

૩૩૩ અંદરને પાપે બહારથી સજા થાય એવી ભાવના હિંદુધર્મના અનેક સમ્પ્રદાયોમાં પણ છે.

૩૩૪ ઉર્નરલૉખ—ઉર્નરનું બારૂં. આ પર્વતનળી પણ નાટકના કાળ પછી લગભગ ચારસો વર્ષે ઇ. સ. ૧૭૦૭માં ખણી કાઢેલી એ ૧૦૦ ગજ લાંબી છે.

૩૩૫ ટેસિન (ટેસિનો), ઇટાલિયનનો પ્રાન્ત તે 'પવિત્ર રોમ-સામ્રાજ્ય'ની સીમાનો પ્રાન્ત હતો.

૩૩૬ ગૉટહાર્ટના પર્વતો ઉપર અનેક નાનાં સરોવરો છે, પ્રવાસની માહિતીઓ લખનાર પ્રખ્યાત બેડેકર કહે છે કે
છે કે આમાંનાં કેટલાક આખું વર્ષ ભરેલાંજ રહે છે

૩૩૭ વર્ષાદથી તથા બરફથી.

નદી[૩૩૮] પાસે તમે આવશો, એ નદી તમને ઇટાલિયનમાં-તમારે ઇચ્છેલે ધામે લેઇ જશે[૩૩૯] — ( અનેક શીગડાં ફુંકાતા સમ્ભળાય છે ) અવાજ સમ્ભળાય છે, તમે ચાલ્યા જાઓ.

હેડવિક ( ઉતાવળે અન્દર પ્રવેશી ): ક્યાં છો તમે, ટૅલ? બાપુ આવે છે! બધા દેશબન્ધુઓ ટોળે મળી આનન્દે આવે છે —

પારીસીડા ( સન્તાઇ જાય છે ): દુર્ભાગ્ય મારૂં! સુખીજનો ભેગુ મારાથી રહી શકાય એમ નથી.

ટૅલ: જા પ્રિયે! આ માણસને ખવરાવ, અને એને પુષ્કળ ભાથું બન્ધાવજે, કારણકે એનો માર્ગ લાંબો છે અને માર્ગમાં એને વિસામો નથી. જા, એ આવ્યા!

હેડવિક: કોણ છે એ?

ટૅલ: પુછ ના! અને એ કયે રસ્તે જાય છે તે આ લોક કોઇ જાણી જાય નહિ, એટલા માટે એ જાય ત્યારે એની પાછળ નજર પણ કરતી ના.

[ પારીસીડા ઉતાવળે ટૅલ ભણી જાય છે; પણ એ એને હાથનો ઇશારો કરી ચાલતો થાય છે એ બન્ને જુદે જુદે માર્ગે જાય છે એટલે એ પ્રવેશ બંધ થાય છે ને પ્રેક્ષકવર્ગની દૃષ્ટિએ પડે છે —

---

૩૩૮ ઇટાલિયનની ટેસિન ( ટિસિનો ) નદી

૩૩૯ આ માર્ગ એકંદરે એમ કે, રૅાઇસ નદીને માર્ગે તેના મૂળમાં — ગૅાટહાર્ટ પર્વતમાં — જવું ને ત્યાથી ટેસિન નદીનુ મૂળ પકડી તે નદીને માર્ગે ઇટાલિયનમા ઉતરી પડવુ. એ બે નદીઓ ગૅાટહાર્ટ પર્વતમાથી હેકજ પાસપાસેથી નિકળી એક ઉત્તર તરફ સ્વીટ્સમા વહે છે ને બીજી દક્ષિણ તરફ ઇટાલિયનમા વહે છે

# પરિશિષ્ટ ૧

## શિલરના જીવનનો કાળક્રમ

૧૭૫૯ના નવેમ્બર ૧૦: વુર્ટેમ્બર્ગ પ્રાન્તના માર્બાખ ગામમા જન્મ.

૧૭૬૮–૭૩: લુડ્વિગ્સબુર્ગની શાળામાં અભ્યાસ.

૧૭૭૩–૮૦: 'કાર્લ્સશુલે'માં અભ્યાસ; પછી સ્ટુટગાર્ટમાં ગમન; કાયદા તથા વૈદ્યકનો અભ્યાસ; સેનામાં શસ્ત્રવૈદ્ય થવું; શરૂઆતનાં કાવ્યો અને 'ડી રૅાઇબર'.

૧૭૮૧, મે: 'ડી રૅાઇબર'નું પ્રકટ થવું.

૧૭૮૨, સપ્ટેમ્બર ૨૨: સ્ટુટગાર્ટથી પલાયન.

૧૭૮૨–૮૫: રખડપટ્ટી અને પછી માનહાઇમમાં વાસ.

૧૭૮૨: 'ફીસ્કો'નું લખાવું

૧૭૮૩: 'ફીસ્કો'નું પ્રકટ થવું, 'કાબાલે ઉણ્ટ લીબે'નું લખાવું.

૧૭૮૪: 'કાબાલે ઉણ્ટ લીબે'નું પ્રકટ થવું.

૧૭૮૩–૮૭: 'ડૅાન કાર્લોસ'નું લખાવું ને ૧૭૮૭માં પ્રકટ થવું.

૧૭૮૫–૮૭: લાઇપત્સીકમાં અને ડ્રેસ્ડનમાં વાસ; ઇતિહાસનો અભ્યાસ.

૧૭૮૭–૮૯: વાઇમરમા વાસ.

૧૭૮૮: 'ગેશીસ્ટે ડૅસ આપફાલ્સ ડર ફરઆઇનિકટન નિડરલાણ્ડે ફૅાન ડર સ્પાનિશન રેગીરૂંગ' નામે ઇતિહાસગ્રન્થનું પ્રકટ થવું.

૧૭૮૯: યેના પાઠશાળામાં અધ્યાપક નીમાવું.

૧૭૯૦, ફેબ્રુઆરી ૨૨: શાર્લોટ ફૅાન લૅંગેફેલ્ટ સાથે લગ્ન.

૧૭૯૦ અને પછી: 'ગેશીસ્ટે ડૅસ ડ્રાઇસિકયેરિગન ક્રીગસ' નામે ઇતિહાસ-ગ્રન્થનુ લખાવું ને ૧૭૯૩માં પ્રકટ થવું. દર્શનશાસ્ત્રનો અભ્યાસ.

૧૭૯૪: ગોઇટે સાથેના સમ્બન્ધની શરૂઆત.

૧૭૯૭–૯૯: 'વાલનસ્ટાઇન'નુ લખાવું ને પ્રકટ થવું.

૧૭૯૯, ડીસેમ્બર: વાઇમરમાં જઇ વસવું.

૧૭૯૯–૧૮૦૦: 'મારીઆ સ્ટુઅર્ટ'નું લખાવું.

૧૮૦૦–૦૧: 'ધી યુંગફ્રાઉ ફૅાન ઓર્લીઆં'નું લખાવું.

૧૯૦૧: 'મારીઆ સ્ટુઅર્ટ' તથા 'ધી યુંગફ્રાઉ ફૅાન ઓર્લીઆં'નું પ્રકટ થવું.

૧૮૦૨–૦૩: 'ધી બ્રાઉટ ફૅાન મેસીના'નું લખાવું ને ૧૮૦૩માં પ્રકટ થવું.

૧૮૦૩–૦૪: 'વિલ્હૅલ્મ ટૅલ' લખાવું ને ૧૮૦૪માં પ્રકટ થવું.

૧૮૦૫, મે ૯: મૃત્યુ.

# પરિશિષ્ટ ૨

## ઐતિહાસિક કાળક્રમ

### क ચુડીના ઇતિહાસનો:

૧૩૦૧ વનપ્રદેશો ઉપર પરદેશી સુબાઓ અમલ કરવા આવે છે.
૧૩૦૪ ગૅસ્લર તથા લાણ્ડનબર્ગ સુબાઓ થઇ આવે છે.
૧૩૦૫ એ સુબાઓના જુલમો સામે વનપ્રદેશો ફરિયાદ કરે છે.
૧૩૦૭ વૉલ્ફનશીસન બાઉમગાર્ટનની સ્ત્રીનુ અપમાન કરે છે. લાણ્ડનબર્ગ હાલ્ડનવાળા હાઇન્રિષની આંખો ફોડે છે. ગૅસ્લર આલ્ટૉર્ફ પાસે કિલ્લો બાંધવા માંડે છે, શ્ટાઉફફાખરને ઘર બાંધવા માટે ધમકી આપે છે, જુલાઇ ૨૫મીએ વાંસ ઉપર ટોપી ચઢાવે છે. ત્યાર પછી તુરતજ ત્રણ અગ્રેસરો એકઠા થઇ ગુપ્ત સભા ભરવા સંકેત કરે છે, નવેમ્બર ૧૦મીએ રૂઇટ્લીવાળી ગુપ્ત સભા ભરાય છે. ૧૮મીએ ટૅલ ટોપીનું અપમાન કરે છે, લીબુ તાકે છે અને ૧૯મીએ સુબા ગૅસ્લરને વીંધી નાખે છે.
૧૩૦૮ જાન્યુ ૧, રૅાસ્બર્ગ, ઝાર્નન, લોવર્સ, ઉરી-મદમર્દન વગેરે કિલ્લા લોક કબજે લે છે. મે ૧લીએ સમ્રાટ આલ્બ્રેષ્ટ પહેલાનું ખુન થાય છે.
૧૩૧૫ ટૅલ મોર્ગાર્ટનના યુદ્ધમાં લઢે છે.
૧૩૫૪ શેષન નદીમાં ટૅલ ડુબી મરે છે.

### ख પ્રસિદ્ધ ઇતિહાસનો:

૨૬૪ આલેમાનિક લોક શ્વીટ્સમાં આવી વસે છે.
૪૦૬ આ લોક દેશમાં ઉપરિસત્તા સ્થાપે છે.
૪૩૩ બુર્ગણ્ડિયન લોક પશ્ચિમ શ્વીટ્સને તાબે કરે છે.
૪૯૬ ફ્રાંક લોક આલેમાનિક સત્તાને જિતી લે છે.
૫૩૪ એ લોક બુર્ગણ્ડિયન સત્તાને જિતી લે છે
૮૫૩ ઉરી ઝુઇરિષના મઠ નીચે જાય છે.
૧૦૯૮ ત્સેરિંગનના ઠાકોર નીચે ઉરી ઝુઇરિષ સાથે જોડાય છે.
૧૧૦૦ પૂર્વે હાબ્સબુર્ગના ઠાકોરો નીચે શ્વીટ્સનુ મહાજનમંડળ સ્વીકારાય છે.
૧૧૨૦ ઉટરવાલ્ડન ઍંગલબર્ગના મઠ નીચે જાયછે.

૧૧૭૭ ફ્રાઇબુર્ગ વસે છે.
૧૧૯૧ બર્ન વસે છે.
૧૧૧૪, ૧૧૪૪, ૧૨૧૭ આઇનઝીડેલન સામે શ્વીટ્સ કલહ કરે છે.
૧૨૦૦ ઉટરવાલ્ડન હાબ્સબુર્ગના હાકેમો નીચે જાય છે
૧૨૧૮ પછી તુરતજ બર્ન, ઝુઇરિખ, ઝોલોટુર્ન અને બીજાં નગરો મંડળ સ્વરૂપે જોડાય છે.
૧૨૩૧ ઉરી સામ્રાજ્યની નીચે જાય છે.
૧૨૪૦ ફ્રીડ્રિખ બીજો શ્વીટ્સની સ્વાધીનતા સ્વીકારે છે.
૧૨૪૫–૫૦ શ્વીટ્સ હાબ્સબુર્ગની સામે થઇ પોતાની સ્વાધીનતા ખોઇ બેસે છે; ઉટરવાલ્ડન બંડ કરે છે.
૧૨૯૧ ઉરી, ઉટરવાલ્ડન તથા શ્વીટ્સ એકતામણ્ડળ બાંધે છે.
૧૩૦૮ મે ૧. સમ્રાટ્ આલ્બ્રેષ્ટ પહેલાનું ખુન તેનો ભત્રિજો કરે છે
૧૩૦૯ સમ્રાટ્ હાઇન્રિશ સાતમો વનપ્રદેશોના દસ્તાવેજો તાજા કરી આપે છે
૧૩૧૫ નવેમ્બર ૧૫ મોર્ગાર્ટનના યુદ્ધથી હાબ્સબુર્ગની સત્તા હારી જાય છે
ડીસેમ્બર ૯ બ્રુનનમાં મણ્ડળ નવું સન્ધિપત્ર કરે છે.
૧૩૩૨ લુત્સર્ન મંડળમાં ભળે છે.
૧૩૫૧ ઝુઇરિખ મંડળમાં ભળે છે.
૧૩૫૨ ગ્લારૂસ અને ત્સુગ મંડળમાં ભળે છે
૧૩૫૩ બર્ન મંડળમાં ભળે છે.
૧૩૯૪ ઓઇસ્ટરરાઇખ મંડળની સ્વાધીનતા સ્વીકારે છે
૧૪૮૧ ફ્રાઇબુર્ગ તથા ઝોલોટુર્ન મંડળમાં ભળે છે.
૧૪૯૯ શ્વીટ્સ દેશ તરીકે સ્વાધીનતા જાહેર કરે છે.
૧૫૦૧ બાઝલ તથા શાફ્હાઉઝન નગરો મંડળમાં ભળે છે.
૧૫૧૩ આપન્સેલ મંડળમાં ભળે છે.
૧૬૪૮ વેસ્ટફાલીઆનું સન્ધિપત્ર શ્વીટ્સની સ્વાધીનતા સ્વીકારે છે.
૧૮૦૩ આર્ગાઉ, ટુર્ગાઉ ટેસિન, ગ્રાઉબુઇણ્ડન, વાઉડ તથા ગાલ એ ૭ પ્રાન્તો મંડળમાં ભળે છે.
૧૮૧૫ વિયેનાની સન્ધિમાં શ્વીટ્સરલાણ્ડની સ્વાધીનતા સ્વીકારાય છે, વાલે, જિનિવા તથા નૉઇશાટલ એ પણ પ્રાન્તો મંડળમાં ભ
૧૮૪૮ બાવીશ પ્રાન્તોનું શ્વીટ્સરલાણ્ડમંડળ આજનું સ્વરૂપ ધારણ

# પરિશિષ્ટ ૩

## વનપ્રાન્તોનો નકશો



# પરિશિષ્ટ ૪

## ભૌગોલિક કોષ

૧. નાટકમાંજ આવેલાં નામ આ કોષમાં આપવામાં આવેલા છે, ભૂમિકામાં અને નોંધોમાં આવેલાં નામ વિસ્તારભયથી છોડી દેવામાં આવ્યાં છે.

૨ નકશામાં મુકાએલાં નામના પહેલા અક્ષર મોટે બીબે છાપ્યા છે.

*

આઇનઝીડેલન : (=એકાન્તવાસ) શ્વોટ્સ પ્રાન્તમાં ફીરવાલ્ડષ્ટેટર સરોવરની ઈશાનમાં આવેલું નગર અને મઠ. એમ કહેવાય છે કે સન્ત માઇન્રાટે એ મઠ બન્ધાવેલો. એ સન્ત હોએનઝોલર્ન અમીરકુળમા ઇ. સ. ૮૦૦ના અરસામાં જન્મેલો. સાધુ થયા પછી શ્વીત્સમાં એત્ઝલ પર્વતની તળેટીમાં આવેલા રાઇશેનાઉના મઠમાં એ આવી રહ્યો ત્યા એણે ૮૩૨માં મઢી બાંધી. ૮૬૧ના જાન્યુઆરીમાં કોઇ બે લુટારાએ એને મારી નાખ્યો ૯૪૬માં મહાન ઑટોએ ત્યાં મઠ બન્ધાવ્યો. ત્યારથી આજ સુધી લોક ત્યાં જાત્રાએ જાય છે. આજે દર વર્ષે ત્યાં બે લાખ જાત્રાળુ જાય છે. એને માઇન્રાટનો મઠ પણ કહે છે. તેની પાસેના ઝરાનું પાણી પીને જાત્રાળુ પવિત્ર થયા માને છે. ધાર્મિક શિક્ષણ આપવાને ત્યાં વિશાળ પાઠશાળા છે ને એશી ધર્માચાર્યો અધ્યાપકનું કામ કરે છે. ત્યાંનુ ધર્મશિક્ષણ આખા યુરોપમાં પ્રસિદ્ધ છે. એ નગરમા કેથોલિક ધર્મનુ છાપખાનું છે ને આખી દુનિયામા સૌથી મોટું ગણાય છે.

આકસનબર્ગ : ઉરી પ્રાન્તમાં સરોવરને પૂર્વ કિનારે સિસિકોન અને ફ્લુએલન એ બે બન્દરો વચ્ચે આવેલો પર્વત. બુગીસગ્રાટ અને હોકમેસર એ બે એનાં ઉત્તર દક્ષિણનાં શિખર છે, એમને અનુક્રમે ગુરુ આકસન તથા લઘુ આકસન પણ કહે છે.

આટિંગહાઉઝન : આલ્ટૉર્ફની નૈર્ઋત્યે થોડે દૂર રૅાઇસ નદીને ડાબે કાંઠે આવેલા આ ગામની પાસે એક ટેકરી ઉપર હજી એ પ્રાચીન કિલ્લાનાં ખંડેર દેખાય છે. વૃદ્ધ અમીર વૅર્નર જીવતો હતો, ત્યાં સુધી એ કિલ્લો Das Schloss von Werner auf Attinghausen—આટિંગહાઉઝનવાળા વૅર્નરનો કિલ્લો—કહેવાતો. એના મરણ પછી

ઍંગલબર્ગ : સાગરપટથી ૧,૬૫૮ ગજ ઉંચે આવેલી ખીણમાં એ જ નામનુ ગામ અને મઠ એ મઠ ઇ. સ. ૧૨૨૦માં કૉન્રાટ ફૉન ઝેલ્ડનબુર્ઈર્ટે સ્થાપેલો. કોઇ કોઇને મતે એ મઠ ૧૦૮૩માં સ્થપાએલો. ત્યાંના સાધુઓ માત્ર કેળવણી આપવાનું કામ કરે છે. મઠમા મોટો ગ્રન્થભડાર છે, તેમાં વિરલ હસ્તલેખો સચવાઇ રહ્યા છે. જુન માસમાં ત્યા પર્વતફૂલ અનેક રંગે ખીલે છે ને ત્યારે અનેક પ્રવાસીઓ ત્યાં જાત્રાએ જાય છે

એશનબાખ : ઓઇસ્ટરરાઇખમાં એક અમીરાત.

ઓઇસ્ટરરાઇખ અથવા ઓઇસ્ટરાઇખ : ( ઓઇસ્ટ = પૂર્વ, રાઇખ = રાજ્ય – પૂર્વરાજ્ય, અ. ઑસ્ટ્રિયા ) નાટકસમયે એનો રાજા સમ્રાટપદે ચુંટાયો હતો ને તે કારણે વનપ્રાન્તો ઉપર સત્તા ભોગવતો હતો એની સ્વાર્થ-સત્તા તોડવા માટેજ આ નાટકમાં જણાવ્યા પ્રમાણે એ પ્રાન્તના લોકો એની સામે ઉઠયા હતા.

કુઇસનાખ્ટ . ફીરવાલ્ટષ્ટેટર સરોવરના છેક ઉત્તર છેડા ઉપર આવેલો કિલ્લો ( ઇમનઝે – ઇમીઝે જોશો ) એના ખડેરો હજીયે ત્યાં છે. સુબા ગૅસ્લરની રાજધાની આ કિલ્લામા હતી. આ નાટકના નાયક ટૅલે ગૅસ્લરને અહીથી થોડે દૂર નળીને નાકે જ્યા વીંધેલો, ત્યાં ટૅલનુ સ્મારક કરેલુ છે; તેની જાત્રાએ, તેમજ યુરોપના એ અતિસુન્દર સરોવર અહી છેક પાસપાસે આવે છે તેથી ઘણા પ્રવાસીઓ ત્યાં આવે છે.

કૅર્ન્સ : ઉંટરવાલ્ડનમાં ઝાર્નન નગરની પૂર્વે કેર્નવાલ્ટ નામે વનમાં આવેલું ગામ.

ગેર્સાઉ : ફીરવાલ્ટષ્ટેટર સરોવરને ઉત્તર કિનારે મધ્યભાગે બ્રુનનની પશ્ચિમે આવેલું ગામ. કંઇ સૈકાં થયાં ચાલતા આવેલા જગતમાં નાનામાં નાના આ પ્રજાસત્તાક – પંચાયત – રાજ્યને શ્વીત્સે અઢારમા સૈકાને અન્તે પોતામાં ભેળવી દીધું.

ગૉટહાર્ટ : આલ્પન પર્વતમાળામાંનો સન્ત ગૉટહાર્ટનો ( ગૉટ = પ્રભુ, હાર્ટ = હૃદય ) પર્વત. ઉરી, વાલે, ટેસિન અને ગ્રાઉબુઇણ્ડન પ્રાન્તની સીમાઓ મળે છે, ત્યાં આવેલો છે એ નામે પર્વતમાર્ગ – ઘાટ – પણ ત્યા આવેલો છે ઉત્તર સમુદ્રથી ભૂમધ્ય સમુદ્ર સુધી જનારી રેલ્વેને સાંધવા માટે આ પર્વતને કોરીને નળી કાઢવામાં આવી છે. જીનોઆના ફાવર નામે ઇજનેરે એ યોજના ઉપાડી લીધેલી. ૯ા માઇલ એ નળી લાબી છે, મધ્યભાગે સાગરપટથી આશરે ૧૯૦૦ ગજ ઉંચી છે,

અને એના ઉપરનું ઉચામાં ઉચું શિખર એથી આશરે ૩૦૦ ગજ ઉચે છે. નળી તૈયાર કરવામાં રોજનાં સરેરાશ ૨૫૦૦ માણસો કામે લાગેલાં, ત્યારે ૭ા વર્ષે પૂરી થએલી અને તેની પાછળ ૩ાા કરોડથીયે વધારે રૂપિયાનો ખર્ચ થએલો. ઇ. સ. ૧૮૮૧ના નવેમ્બરની ૧લી તારીખે સો માણસોને લેઇને પહેલી ગાડી તેમાંથી બે ઘડીએ પસાર થએલી. ૧૮૮૨ના જુન માસમાં લોકવ્યવહારને માટે એ ખુલ્લી મુકાઇ. આજ તો તેમાંથી ગાડીને પસાર થતાં એક જ ઘડી લાગે છે.

ગ્લારૂસ: શ્વીટ્સ પ્રાન્તની પૂર્વે આવેલો પ્રાન્ત અને તેમાં આવેલું તેનું મુખ્ય નગર.

ગ્લેર્નિશ: ગ્લારૂસ નગરની નૈર્ઋત્ય દિશાએ આવેલો, સાગરપટથી આશરે ૪,૫૦૦ ગજ ઉચો પર્વત. એનાં શિખર હિમથી સદા ઢકાએલાં રહેવાથી એને આઇસગેબિર્ગે ( હિમગિરિ ) પણ કહે છે.

ઝાર્નન: ઝાર્નર સરોવરને ફીરવાલ્ટષ્ટેટર સરોવરના આલ્પનાખર નામના વિભાગ સાથે સાંધનારી ઝાર્નર આ નદીને તીરે, ઝાર્નર સરોવરની છેક પાસે આવેલું ઉંટરવાલ્ડન પ્રાન્તનું મુખ્ય નગર. નાટક સમયે સુબા લાણ્ડનબર્ગની રાજધાની અહીં હતી. આજે એમાં આશરે ૫૦૦૦ માણસની વસતિ છે. બ્રૅન્સ જનારી રેલવેનું એ સ્ટેશન છે.

ઝીલીનન: ઉરી પ્રાન્તમાં રૅાઇસ નદીને જમણે કાંઠે આલ્ટૉર્ફની દક્ષિણે પાંચેક ગાઉ છેટે આવેલું ગામ. જુના કિલ્લાનાં બુરજનાં ખંડેર હજીયે ત્યાં છે.

ઝુર્રિચ ( ઝુઇર્ખ ): ( અં. ઝુરિચ ) શ્વીટ્સ પ્રાન્તની ઉત્તરે આવેલો પ્રાન્ત, તેમાં આવેલું સરોવર અને તે સરોવરને ઉત્તર છેડે આવેલું નગર. પૂર્વે એ પ્રાન્ત ટુર્ગાઉ પ્રાન્તમાં સમાતો. આજે એ નગરની વસતિ આશરે બે લાખ માણસની છે. બહુ પ્રખ્યાત નગર છે. એની વિદ્યાકળા અને વેપાર ઉપર ડૉઇચલાણ્ડનો બહુ ભારે પ્રભાવ પડેલો છે, આખા દેશમાં એના જેવું ડૉઇચ પ્રભાવનું નગર નથી. વેપારમાં બહુ આબાદ છે. તેના મહાજન બહુ પ્રાચીનકાળથી બન્ધાયાં હતા, જોકે ૧૩૨૬ સુધી સામ્રાજ્યે એમને સ્વીકારેલાં નહિ.

ઝુરેનન: ઉરીની પશ્ચિમ સીમા ઉપર આવેલો પર્વત. એનાં કોઇ કોઇ શિખરો સાગરપટથી ૫,૦૦૦ ગજથીયે ઉચાં છે. આલ્ટૉર્ફથી એના ઉપર ચઢી ઉતરી ઍંગલબર્ગ જતાં ત્રણેક પહોર લાગે

ઝેલીસબર્ગ : ફીરવાલ્ટષ્ટેટર સરોવરના ઉર્નર વિભાગના ગળા આગળ પશ્ચિમ કિનારે રૂઇટ્લીથી થોડે ઉત્તરે આવેલું ગામ.

ઝેવન ( ઝેવા ): શ્વીટ્સ પ્રાન્તમાં લોવર્સર સરોવરને પૂર્વ કિનારે આવેલું ગામ.

ટુર્ગાઉ. આ પ્રાન્ત આજે છે તેના કરતાં પૂર્વે બહુ મોટો હતો, શ્વીટ્સરલાણ્ડના ઇશાન કોણનો સમસ્ત અને ઉત્તરમાં આવેલા આર્ગાઉ પ્રાન્તની પૂર્વનો પ્રદેશ તેમા સમાતો અને ઝુઇરિષ સુધી પહોચતો.

ટેગરફ્હેલ્ટ : ઓઇસ્ટરગાઇષની એક અમીરાત.

ટૉઇફ્લસમુઇન્સ્ટર : ( ટૉઇફ્લસ=સેતાનનો, મુઇન્સ્ટર=દિવાન ) ફીરવાલ્ટષ્ટેટર સરોવરના ઉર્નર વિભાગને પશ્ચિમ કાઠે આકસનબર્ગને સામે પાસે આવેલો ખડક.

ટ્રાઇબ : ફીરવાલ્ટષ્ટેટર સરોવરને દક્ષિણ કિનારે ઝેલીસબર્ગની ઉત્તરે આવેલું ગામ. એને સામે કાઠે બ્રુનન આવેલુ છે. હાલ આગબોટનું બન્દર છે.

ડૉઇચલાણ્ડ : ( ડૉઇચ=જર્મન, લાણ્ડ=ભૂમિ ) અં. જર્મનિ

ત્સુગ : શ્વીટ્સની ઉત્તરે આવેલો પ્રાન્ત. એ પ્રાન્ત અને ઉરીની વચ્ચે ત્સુગર સરોવર આવેલુ છે.

પાલ્મ : ઓઇસ્ટરગાઇષની એક અમીરાત.

ફાવન્સ ( ફાયન્સ ): ઇટાલિયનમા રાવેના નગરની નૈર્ઋત્યે આવેલો કિલ્લો. ત્યા આગળ ૧૨૪૦મા થએલા યુદ્ધમાં સમ્રાટ ફ્રીડ્રિષ બીજાએ વિજય મેળવેલો અને આઠ માસના ઘેરા પછી એ કિલ્લો લીધેલો. સમ્રાટે સ્વાધીનતાનો લેખ લખી આપ્યો ને ખર્ચના પૈસા આગળથી આપ્યા ત્યારે વનપ્રાન્તોએ ૬૦૦ સૈનિકોની સહાયતા આ યુદ્ધમાં આપી હતી. અમીર આટિગહાઉઝન આ યુદ્ધમા હતો એવી ગોઠવણ તેની વૃદ્ધ ઉમરને લીધે કવિએ આ નાટકમા કરી છે.

ફીરવાલ્ટષ્ટેટર સરોવર ( ફીર=ચાર, વાલ્ટ=વન, ષ્ટેટર=પ્રાન્તોવાળુ –ચાર વનપ્રાન્તો વાળું સરોવર; અં. લુસર્ન, તેની વાયવ્ય દિશાએ આવેલા પ્રાન્તને નામે.) લુસર્ન, શ્વીટ્સ, ઉરી અને ઉંટરવાલ્ડન એ ચાર પ્રાન્તોની વચ્ચે આવેલુ છે. આગ્નેયમાં ઉર્નર સરોવર તથા નૈર્ઋત્યમાં આલ્પનાખર સરોવર એવા બે નાના સરોવરવિભાગનો એમાં સમાવેશ થાય છે. સરોવરનુ ક્ષેત્રફળ ૪૪ ચોરસ માઇલ છે, ઉડામાં ઉંડું ૩૫૧ ગજ છે, અને સાગરપટથી સરોવરપટ ૭૧૪ ગજ ઉચે છે. ચારે પ્રાન્તોનો

સમ્બન્ધ આ સરોવર દ્વારા બહુ પ્રાચીન કાળથી જળવાતો આવ્યો છે. આખા નાટકમાં આ સરોવરને મહત્ત્વનું સ્થાન છે.

ફ્રાઇબુર્ગ: બર્ન પ્રાન્તની નૈઋત્યે આવેલો પ્રાન્ત અને તેમાં આવેલું નગર. ૧૧૭૭માં એ નગર વસેલુ, ત્યાર પછી એ ઘણું વધી ગયું છે. પૂર્વે એ ઉઇષ્ટલાણ્ડમાં સમાતું, તેથી એને ફ્રાઇબુર્ગ ઇન ઉઇષ્ટલાણ્ડ કહે છે, કારણ કે ફ્રાઇબુર્ગ ઇન બ્રાઇસગાઉ નામે એક બીજુ પણ ગામ છે.

ફ્લુઇલન: ફીરવાલ્ટષ્ટેટર સરોવરને છેક આગ્નેય ખુણે આવેલું ગામ, આલ્ટૉર્ફનું બન્દર. આજે એ આગબોટનુ બન્દર ને આગગાડીનુ સ્ટેશન છે.

બર્ન: ઉંટરવાલ્ડનની પશ્ચિમે આવેલો પ્રાન્ત અને તેમા આવેલું નગર. એ નગરની વસતિ લાખેક માણસની છે. અનેક પ્રવાસીઓ એ સુન્દર નગરને અને તેની આસપાસના પર્વતદૃશ્યને જોવા જાય છે. પૂર્વે એનો સમાવેશ ઉઇષ્ટલાણ્ડમા થતો. એ નગર ૧૧૯૧મા વસેલુ.

બાડન: લુસર્ન પ્રાન્તની ઉત્તરે આવેલા આર્ગાઉ પ્રાન્તમાં લીમાટ નદીને તટે આવેલું ગામ. ત્યા આગળ ગન્ધકના પ્રાચીન ઝરા છે. એનાથી થોડે દૂર ષ્ટાઇન ત્સુ બાડનવાળો કિલ્લો હતો

બાનબર્ગ: આલ્ટૉર્ફથી ઇશાનમાં આવેલો પર્વત. બાન એટલે અન્તરાય. બરફના તોફાનને અન્તરાય દેવા આ પર્વત ઉપરની ઝાડી કાપવાની મનાઇ હતી. શૅાઇત્સરે અને ફૅસીએ કરેલા બાનબર્ગના વર્ણનનો આધાર કવિએ લીધેલો છે

બુઇયલ: ઉંટરવાલ્ડન પ્રાન્તમાં છેક દક્ષિણે આવેલુ ગામ.

બુઇર્ગ્લન: ઉરી પ્રાન્તમાં આલ્ટૉર્ફની નૈઋત્યે ગાઉએક દૂર શેષનટાલને પ્રવેશદ્વારે આવેલુ ગામ. નાટકના નાયક વિલ્હૅલ્મ ટૅલનુ ત્યાં જે સ્થાને ઘર મનાતુ, તે સ્થાને ૧૫૨૨માં એક નાનુ સ્મરણમન્દિર બન્ધાવેલું, તે હજી યે છે આગગાડીની વ્યવસ્થા થયા પછી અનેક પ્રવાસીઓ આ દેશભક્તના જન્મસ્થાનની જાત્રાએ જાય છે, તેથી હાલ એના ઘરની પાસે 'વિલ્હૅલ્મ ટૅલ' નામે ધર્મશાળા બન્ધાવી છે ત્યાં પ્રવાસીઓ ઉતરે છે

બુગીસગ્રાટ: આકસનબર્ગનુ ઉત્તર શિખર, એને ગુરુ આકસન પણ કહે છે.

બ્રુઇનિક (બ્રાઉનક): ઉંટરવાલ્ડન અને બર્ન પ્રાન્તોની વચ્ચે ઝાર્નનની દક્ષિણે આવેલો પર્વત, એને શ્યામગિરિ પણ કહે છે.

બ્રુક: આર્ગાઉ પ્રાન્તમાં આર નદીને તટે આવેલું ગામ.

બુર્ગ: ઉરી પ્રાન્તમા લેન્સબુર્ગ તથા મેલિંગનની વચ્ચે બુર્કની દક્ષિણે આવેલ કિલ્લો. ત્યા સુધી ગૅસ્લરની તથા બર્ટાની જાગીર હતી.

બ્રુનન: ફીરવાલ્ટશ્ટેટર સરોવરને કાંઠે શ્વીટ્સ પ્રાન્તમા આવેલું ગામ અને આગબોટનુ બન્દર છે. એને સામે કાંઠે ટ્રાઈબ આવેલુ છે.

માટ્સ્ટાટ: આલ્ટનઝીડેલન જોશો

મિટનશ્ટાઈન (મિટન=મધ્ય, શ્ટાઈન=પથ્થર) ફીરવાલ્ટશ્ટેટર ઉરી સરોવરવિભાગને પૂર્વ કાંઠે બ્રુનનથી થોડે દક્ષિણે ઊંચો ખડક. આ નાટકથી અને બીજા ગરબાથી કવિ શિ પ્રાન્તોમા એટલો પ્રિય થઈ પડેલો કે તેની જન્મશતસંવત્સરી વખતે જ તેને અમર કરવા આ ખડક ઉપર લોકોએ લેખ કોતરાવેલો. લેખની નકલ ભૂમિકાને અન્તે મુકેલી છે.

મુઓટા: બ્રુનનની પાસે ફીરવાલ્ટશ્ટેટર સરોવરને મળનારી શ્વીટ્સ પ્રાન્તમા વહેતી નદી.

મૅલ્ખટાલ: ઉંટરવાલ્ડન પ્રાન્તમા ઝાર્નેર સરોવરની પૂર્વે મૅલ્ખ નદીની (ટાલ=) ખીણ અને તેમા આવેલુ તે નામનું ગામ

મેર્લિશાખન: કુસ્સનાખ્ટની નૈઋર્ત્ય બાજુએ દોઢેક ગાઉ છેટે ફીરવાલ્ટશ્ટેટર સરોવરને પશ્ચિમ કાંઠે આવેલુ શ્વીટ્સ પ્રાન્તનું ગામ. ઉંટરવાલ્ડનમાના ઍંગલબર્ગના મઠને તાબે છે.

રાપર્સવાઇલ: ગાલ પ્રાન્તમાં ઝુઇરિષ સરોવરને ઉત્તર કિનારે આવેલું નગર. એનો કિલ્લો ચૌદમા સૈકામા બન્ધાએલો એના ગ્રન્થભણ્ડારમા ૬૦,૦૦૦ કરતા વધારે ગ્રન્થો છે એનુ સગ્રહસ્થાન પણ પ્રાચીન છે. ત્યાથી એક લાકડાના પુલ ઉપર થઇને સરોવરને સામે કાઠે જવાય છે. સમ્રાટ રૂડૉલ્ફે એ પુલ બન્ધાવેલો, એવે હેતુએ કે સામેના પ્રાન્તો ઉપર સારી રીતે કાબુ રાખી શકાય, પણ દેખાડેલો હેતુ એવો કે આઇનઝીડેલનની જાત્રાએ જતા જાત્રાળુનો રસ્તો ટુકો થાય

રીગી: શ્વીટ્સ પ્રાન્તમા ફીરવાલ્ટષ્ટેટર, ત્સુગર, અને લોવર્સર સરોવરની વચ્ચે આવેલી પર્વતમાળા સૌથી ઉચું શિખર આશરે ૩,૦૦૦ ગજ ઉચું છે. ચારે બાજુનો દેખાવ અતિ રળિયામણો હોવાથી અનેક પ્રવાસીઓ ત્યા જાય છે ને આજે તો ત્યા રેલ્વે પણ બન્ધાઇ ગઇ છે.

રૂઇટ્લી (reuten=ઉખાડી નાખવુ, એ ધાતુ ઉપરથી) ઉરી પ્રાન્તમા ઉર્નર સરોવરને પશ્ચિમ કાઠે, ઝેલિસબર્ગથી થોડે દક્ષિણે, મિટનષ્ટાઇનને સામે કાઠે આવેલુ મેદાન સરોવરપટથી પચાસેક ગજ ઉચે છે. એની ચારે બાજુએ જગલો અને ખડકોની દિવાલ આવી રહેલી છે. શ્વીટ્સ-સ્વતન્ત્રતાના પારણારૂપે આજે એની પૂજા થાય છે. દેશના શાળા-બાળકોએ એ મેદાન, કવિ શિલરની જન્મશતસવત્સરીને પ્રસગે—૧૮૫૯મા—ખરીદીને પ્રજાને સોપ્યું છે.

રૉઇસ: ઉરીને દક્ષિણ છેડે આવેલા ગૉટહાર્ટના પર્વતોમાથી નિકળી ફ્લુઇ-લન પાસે ફીરવાલ્ટષ્ટેટર સરોવરમા પડી, વળી છેક સામે ખુણે લુસર્ન પાસેથી નિકળી આર્ગાઉ પ્રાન્તમા આર નદીને મળનારી નદી. આર નદી ત્યાથી આગળ ચાલી દેશની ઉત્તર સીમાએ રા'ઇન નદીને મળે છે.

રોમ: ઇટાલિયનની રાજધાનીનુ નગર.

રૉસબર્ગ: ઉટર્વાલ્ડનમા વૉલ્ફનશીસનની પશ્ચિમે આવેલો કિલ્લો. એનાં ખડેર હજીયે છે. એ કિલ્લો સુબા લાણ્ડનબર્ગે નાયબસુબા વૉલ્ફન-શીસનને સોંપેલો. વૉલ્ફનશીસન એ જ નામના ગામનો અમીર હતો, પણ દેશદ્રોહી થઇને ઓઇસ્ટરરાઇખને મળી ગયો હતો.

લાણ્ડનબર્ગ: ઉટર્વાલ્ડન પ્રાન્તમાં કેર્ન્સની દક્ષિણે, ઝાર્નનની પૂર્વે આવેલો પ્રાચીન કિલ્લો એનાં ખડેર હજીયે ત્યાં છે.

લુસર્ન : ફીરવાલ્ટષ્ટેટર સરોવરને વાયવ્ય કિનારે આવેલો પ્રાન્ત અને તેનુ મુખ્ય નગર. આના ઉપરથી એ સરોવરને લુસર્ન પણ કહે છે.
લોવર્સર : શ્વીટ્સ પ્રાન્તમાં આવેલુ સરોવર. એને પશ્ચિમ કાંઠે લોવર્સ ગામ છે.

વાઇલર : ઉટરવાલ્ડનમા સ્ટ્રાન્સની પશ્ચિમે આવેલુ ગામ.

વાઇસલાણ્ડ : ( વાઇસ=શ્વેત, લાણ્ડ=ભૂમિ ; હિમને કારણે ) બ્રુઇનિક પર્વતની દક્ષિણે આવેલી ઓબરહાસલીની ખીણ. ત્યાં ડૉઇચ ભાષા બોલાય છે.
વાર્ટ : ઓઇસ્ટરરાઇષની એક અમીરાત.

વેલ્શલાણ્ડ : પરદેશ, ખાસ કરીને ઇટાલિયન ( અથવા ફ્રાંકરાઇષ )

વૉલ્ફનશીસન : ઉટરવાલ્ડનમાં ગામ. ત્યાંનો અમીર દેશદ્રોહી બનીને ઑઇસ્ટર-રાઇષને મળી ગયો હતો ને રૉસબર્ગનો નાયબસુબો બન્યો હતો.

શાફ્હાઉઝન : શ્વીટ્સરલાણ્ડમા ઉત્તર સીમાએ આવેલો પ્રાન્ત તથા તેમાં રાઇન નદીને કાંઠે આવેલું નગર. ત્યા આગળના નદીના પ્રપાતો પ્રખ્યાત છે. નગર પ્રાચીન છે અને આબાદ થતુ જાય છે. ત્યા ઍલ્યુમિનિયમના કારખાના વધતાજ જાય છે.

શેખન : ઉરીમાં આવેલી નદી તથા ( ટાલ= ) ખીણ. ટૅલના ગામ બ્યુઇર્ગ્લન પાસે થઇને એ નદી વહી આટિંગહાઉઝન પાસે રૉઇસ નદીને મળે છે.

શ્રૅકહૉર્ન : ( શ્રૅક=ભયંકર, હૉર્ન=શિંગડુ ) બર્નિઝ આલ્પનનુ એક શિખર, સાગરપટથી ૬૬૯૩ ગજ ઉચુ છે. એ શિખર ઉપર જવુ અશક્ય મનાતુ. માણસ ત્યાં પ્રથમ ૧૮૬૧માં ચઢ્યો

શ્વાબન : ( અં. સ્વાબિયા ) ડૉઇચલાણ્ડની દક્ષિણે આવેલો ઓઇસ્ટરરાઇષનો પ્રાન્ત.
શ્વીટ્સ : ફીરવાલ્ટષ્ટેટર સરોવરની પૂર્વે, ઉરી પ્રાન્તની ઉત્તરે આવેલો વન-પ્રાન્ત અને તેમાં આવેલું મુખ્ય નગર. દેશની સ્વાધીનતાના અનેક લેખ એ નગરમા સાચવી રાખ્યા છે, તેમાં ૧૨૯૧માં ત્રણ વનપ્રાન્તોએ મળીને કરેલુ સન્ધિપત્ર[1] પણ છે.

શ્વીટ્સરલાણ્ડ : ( શ્વીટ્સર=શ્વીટ્સની, લાણ્ડ=ભૂમિ ) દેશમાં સૌથી પ્રથમ વસતિ શ્વીટ્સમા આવી વસ્યાથી અને દેશની સ્વાધીનતામાં એ પ્રાન્તે

* ——————

[1] ભૂમિકા પૃષ્ઠ ૪૭ની નોંધ ૩૪.

અગ્રેસર ભાગ લીધાથી આખા દેશનુ નામ એ પ્રાન્તને નામે ઇ સ. ૧૮૦૩મા પડ્યુ.

શ્વાઇન ત્સુ બ્રાડન: આર્ગાઉ પ્રાન્તમા લીમાટ નદીને કાંઠે આ કિલ્લો હતો. ઑઇશ્ટરરાઇષને તાબે હતો ને સમ્રાટ આલ્બ્રેષ્ટ શ્વીટ્સમાં આવતો ત્યારે ત્યા ઉતારો રાખતો. શ્વીટ્સ માણ્ડળિકોને જાગીરો પણ અહીજ બક્ષવામા આવતી. ૧૪૧૫મા શ્વીટ્સોએ એ કિલ્લાનો નાશ કરેલો.

શ્ટાઇનન: શ્વીટ્સ પ્રાન્તમાં લોવર્સર સરોવરને કાંઠે આવેલુ દેશભક્ત શ્ટાઉફ્ફાખરનુ ગામ.

શ્ટાન્સ: ઉન્ટરવાલ્ડનમાં વાઇલ્ગની પૂર્વે આવેલુ ગામ. સૅમ્પાખના યુદ્ધમા પડેલા વિન્કલરીડનું સ્મરણમન્દિર આ ગામમા છે.

સિસિકોન: ઉર્નર સરોવરવિભાગને પૂર્વ કાઠે ઉરી અને શ્વીટ્સની સીમાપ્રદેશ ઉપર આવેલુ ગામ

હાકમેસર: (=સમારવાની છરી) આકસનબર્ગનુ દક્ષિણ શિખર, એને લઘુ આકસન પણ કહે છે

હાકે (બહુ વ. હાકન): શ્વીટ્સ પ્રાન્તમા શ્વીટ્સ નગરની ઈશાને આવેલી પર્વતમાળા. (૧) હાકન, (૨) લઘુ મિટે અને (૩) ગુરુ મિટે એવાં એના ત્રણ શિખર છે

હાબ્સબુર્ગ: પ્રાચીનકાળે આ નગરનુ નામ હાબીષ્ટબુર્ગ હતુ. આલ્ટનબુર્ગવાળા ઉમરાવ રાટ્બોટે ૧૦૨૦ના અરસામાં આર્ગાઉ પ્રાન્તમાં આર અને રૅાઇસ નદીઓના ગાળામા વુઇલ્પલબર્ગ વાળા ઝાડીએ છવાએલા પર્વત ઉપર આ કિલ્લો બાધ્યો. ૧૦૭૫મા ઉમરાવ વૅર્નર બીજાએ એનુ નામ હાબ્સબુર્ગ પાડ્યું. આ કિલ્લાના નામ ઉપરથી ઑઇસ્ટરરાઇખના રાજવંશનુ નામ પડેલુ, કારણકે મૂળે તેની આ જાગીર હતી આજે એ કિલ્લાના ખણ્ડેર ત્યા છે.

31,193